# મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો

## ઉપોદ્ઘાત



મુસલમાન કોમમા સાસારિક રીતરિવાજોમા સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રસાર થાય તેવા પુસ્તકો ઈનામ આપીને રચાવના માટે કાઠિયાવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમા રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ રૂ ૨૫૦૦) ની ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સન ૧૯૦૩મા સોસાઇટી હસ્તક સોપી હતી ફડની આવકમા કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તે જ સાલમા સદરહુ નોટો વેચી તેના અમદાવાદ મ્યુનિસિપાલિટીના સવાચાર ટકાના રૂ ૨૨૦૦) ના ડીબેન્ચરો લીધેના હાલમા તે ફડની રૂ ૪૭૦૦ ની ફેશવેલ્યુની સરકારી પ્રોમીસરી નોટો સાડાત્રણ ટકાની છે, અને તેના વ્યાજમાથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા" ના નામથી આજ સુધીમા નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે —

| નં. | પુસ્તકનું નામ. | કિમ્મત. રૂ આ પા |
|---|---|---|
| (૧) | મુસલમાનોની રાજકીય તથા વિદ્યા મબધી ચઢતીનો ઇતિહાસ અને તેની પડતીના કારણો | ૦—૨—૦ |
| (૨) | ઇસ્લામનો ભરતી ઓટ | ૦—૮—૦ |
| (૩) | સર સૈયદ એહમદનુ જીવનચરિત્ર | ૦—૮—૦ |
| (૪) | મિરાતે સિકદરી | ૧—૦—૦ |
| (૫) | અયામા | ૦—૧૦ ૦ |
| (૬) | મિરાતે અહમદી વૉ ૧, ખડ—૧ | ૧—૦—૦ |
| (૭) | ,, ,, વૉ ૨, ખડ—૨ | ૧—૦—૦ |
| (૮) | ,, ,, વૉ ૨, ખડ—૩ | ૧—૦—૦ |
| (૯) | ,, ,, વૉ ૨, ખડ—૪ | ૧—૦—૦ |

ગુ વ સોસાઇટી,
અમદાવાદ.
તા. ૧૦—૧૦—૧૯૩૬

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ૰ સેક્રેટરી.

# પ્રસ્તાવના.

"મિરાતે અહમદી" એટલે "અહમદી (= અહમદની) આરસી"[1]

**મિરાતનો અર્થ**

ઇતિહાસની આરસી રૂપે કલ્પના આપણા સાહિત્યમા પણ કરવામા આવી છે નવલરામની ગરબાવલીની નીચલી પંક્તિઓ એ કલ્પનાનું દૃષ્ટાંત છે.

"ઇતિહાસની આરસી સાહી મે જોયુ માહી,
થીરથાવર દીઠુ ન કાંઈ ફરતી છે છાંઈ "

**તવારીખ ફારસીમાં કેમ લખાઈ**

હિંદુઓનું વલણ ઇતિહાસ લખવા તરફ મુસલમાનોને મુકાબલે નહિ જેવુ છે મુસ્લિમ ભાઈઓમા એ તવારીખનવિસીની ભાવના સ્વાભાવિક થઇ ગએલી દરેક મુસ્લિમ દેશમા સાધારણ રીતે જોવામા આવે છે અરબસ્તાન, ઈરાન, મિસર અને છેવટ હિંદુસ્તાનમા મુસ્લિમ ભાઈઓની કલમથી લખાએલા ઇતિહાસો સંખ્યાબંધ મળી આવે છે. એ ઇતિહાસો મુખ્યત્વે અરબ્બી અને ફારસી ભાષામા લખાએલા છે ખુદ હિંદુસ્તાનમા રચાએલા ઇતિહાસો પણ ફારસીના લખાએલા છે મુસ્લિમો તો ફારસીમા લખેજ, પરંતુ આગળીને વેઢે ગણી શકાય એટલા હિંદુ તવારીખનવિસોએ પણ પોતાની હકીકત ફારસીમાજ લખી છે, એવુ

**હિંદુઓએ પણ ફારસીમાં લખી**

છેક છેલ્લુ ઉદાહરણ મહમ રણછોડજી દીવાનની લખેલી "તારીખે સોરઠ" છે એ પુસ્તક આજથી માત્ર સો વરસ પર લખાએલુ, છતા ભાષા ફારસી છે, કારણ ફારસી રાજભાષા હતી દેશનો વિદ્વાન વર્ગ તે ભાષા શીખતો ને સમજતો આજ કારણ "ફુતુહાતે આલમગીરી"[2]નો લેખક ઇશ્વરદાસ, જે અમદાવાદમા નોકરી કરતો હતો, અને જેણે પણ મિરાતના લેખકની માફક નજરે જોએલા બનાવો લખ્યા છે, તેને

---

૧ પુસ્તકનુ આખુ નામ "મિરાતે અહમદીયે [સુબે] અહમદાબાદે ગુજરાત" અહમદ, એટલે શહનશાહ અહમદશાહ બહાદુર બાદશાહે ગાઝી, જેના અમલમા લેખકને દીવાનના હોદ્દાપર નીમવામા આવ્યો હતો

૨ નકલ થઈ પાટણમાં હિ સ ૧૧૬૩ (ઈ સ ૧૭૫૦) મા આ ઇશ્વરદાસને ઈશરદાસ પણ કહે છે જુઓ Journal of the Royal Asiatic Society of Great Britain and Ireland April 1936 A new contemporary History of Aurangzebs Reign

પણ લાગુ પડે છે. મુસ્લિમ પંડિતો અલબત્ત અરબ્બી અને ફારસી બંને ભાષાઓથી પરિચિત રહેતા; પરંતુ અમુક કારણોને લીધે અરબ્બી કરતાં ફારસી ભાષાનો વપરાશ ઘણો વધી ગએલો અને તેથી ફારસી ભાષાનોજ વધારે ઉપયોગ કરવામાં આવતો. શાંતિનિકેતનમાં ઈરાની સાહિત્ય અને સંસ્કૃતિના પ્રોફેસર તરીકે કામ કરી ગએલા પ્રખ્યાત કવિ આગા પૂરે દાઉદ તે સંબંધે એક કારણ એવું આપે છે કે " ઈસ્લામની સંસ્કૃતિ મ્હોટે ભાગે ઈરાની માર્ગો માર્ફતે હિંદુસ્તાનમાં આવેલી."[૩]

પરંતુ, જે શુદ્ધ ફારસી ભાષા ખુદ ઈરાનના વતની તવારીખનવિસો પોતાનાં પુસ્તક લખવામાં વાપરતા તે ભાષા અને હિંદુસ્તાનમાં રહી, હિંદુસ્તાનમાં વપરાતી ભાષાઓમાં પલોટાઈ જઈ, હિંદુસ્તાની થઇ ગએલા તવારીખનવિસોએ વાપરી છે તેમાં ઘણો ફેર છે. હબીબ-ઉસ્-સયર અને રૌઝત-ઉસ્-સફા જેવા વિશ્વવિખ્યાત ઇતિહાસના ફારસી ગ્રંથોની ભાષા ક્યાં અને આપણે ત્યાં લખાએલા તારીખે

**ઈરાનના વતનની ને હિંદુસ્તાનના વતનની ભાષામાં તફાવત**

ફિરિશ્તા, અથવા મિરાતે સિકંદરી અને મિરાતે અહમદીની ભાષા ક્યાં ? એ બંને વચ્ચેનો તફાવત ફારસી ભાષાના વિદ્વાનોની નજર બહાર રહ્યો નથી. હિંદુસ્તાનના વસવાટ અને પ્રાંતિક ભાષાઓની અસરથી એ લેખકો વિરક્ત રહી શકેલા નહિ અને તેથી તેમની ભાષાનો ઝોક તેટલે દરજ્જે બદલાએલો. છતાં ભાષા દૂષિત (Corrupt) અથવા તો દોષિત (Incorrect) તો થએલી નહિ જ. ફિરિશ્તાની ભાષા કાંઈક ગ્રામ્ય (uncultured) ગણીએ તો તેને મુકાબલે મિરાતે અહમદીની ભાષા વિદ્વત્તાપ્રચૂર તો ગણી શકાય. મિરાતે અહમદીના લેખકની શૈલી સંબંધે આગળ જતાં ઉલ્લેખ કરવામાં આવશે.

મિરાતે અહમદીમાં ગુજરાત, કાઠીઆવાડ તથા રહેજસ્હાજ કચ્છની તવારીખનો સમાવેશ કરવામા આવ્યો છે. સમય પાટણના હિંદુ સામ્રા-

૩. "The greater part of Islamic culture came to India through Persian channels. Indeed so great a part has Persia played in the spread of Islam, the religion of her conquerors, that even today many of the holy texts of Islam are to be found in China not in Arabic but in the Persian language." Proceedings and Transactions of the Seventh Oriental Conference, Baroda, December 1933. P. 884.

જયથી-ઇ. સ. ૧૦૦૦ થી-તે ઇ. સ. ૧૭૬૧ સુધી, એટલે પાણીપતના યુદ્ધ, મોગલાઇના અસ્ત, સુધીનો રાખવામા આવ્યો છે. આખા પુસ્તકને ત્રણ ભાગમા વહેંચી નાખવામાં આવ્યું છે.[૪] પહેલો

**મિરાતનો મજકૂર**

ભાગ મોગલોએ ગુજરાત જીતી લઈ, તેને મોગલાઇ સામ્રાજયનો સૂબો બનાવી, દીલ્હી પાટનગરથી સૂબેદારો નીમાવાની પ્રથા ચાલુ થઇ ઔરંગઝેબના ગુજરવા બાદ ફેર્રૂખ સિયરની શહેનશાહતથી નીમાઇ આવેલા સૂબા દાઉદખાન પન્નીના સમય આગળ પૂરો થાય છે. બીજો ભાગ, તેની ફેરફારીમા નીમાએલા સૂબા મહારાજા અજિતસિંહની સૂબેદારી (હિ. સ. ૧૧૨૭) થી શરૂ થઇ પાણી-પતની લડાઇનાં વર્ણન સાથે બંધ થાય છે; એટલે એમા લગભગ (હિ. સ. ૧૧૨૭ થી હિ. સ. ૧૧૭૫ સુધી) પચાસ વરસના અરસાનો અહવાલ આપવામાં આવ્યો છે. આ બીજો ભાગ ઇતિહાસની

**ભાગ બીજાનું કીમતીપણું**

દૃષ્ટિએ ઘણોજ ઉપયોગી અને કીમતી છે, કારણ એમા વર્ણવેલી હકીકત લેખકની પોતાની નજર આગળ બનેલી હોવાથી તેનું ઐતિહાસિક મૂલ્ય ઘણુ ઉંચા પ્રકારનું અંકાય છે. સાભળેલી, વાચેલી અને નજરે જોએલી એ ત્રણ પ્રકારની હકીકતથી મળી આવતા પૂરાવાના મૂલ્યમા તેમજ તે પૂરા-વામાથી મળી આવતા સત્યના અંશમા અતિ ઘણો તફાવત રહે છે. નજરે જોએલી હકીકતનુ મૂલ્ય ઉંચું આકવામા આવે છે, અને તેથી જ આ બીજો ભાગ બહુ મૂલ્યવાન લેખાય છે. આ સિવાય એ બંને ભાગમાં પાટ-નગરથી નીકળતા શહેનશાહ અને વઝીરોના સહીસિક્કા સાથના ફરમાનો, હુકમો, પરવાનાઓ વગેરેની ખરી નકલોનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને એવી નકલો ફારસીમા લખાએલા ઇતિહાસના કોઇ પણ પુસ્તકમા જોવામા આવી નથી પાશ્ચાત્ય પ્રદેશોમા લખાતા ઐતિહાસિક પુસ્તકોમા પોતે કહેલી હકીકતના સમર્થન માટે ગ્રંથકાર અસલ દસ્તાવેજોમાથી જરૂરી ફકરા યા આખા દસ્તાવેજોની નકલ આપે છે; પરંતુ આપણા દેશમાં લખાએલા ઘણા તવારીખી ગ્રંથોમાથી કોઇ પણ ગ્રંથમા આ અતિ ઉપ-યોગી અંગ જોવામા આવતું નથી, અને મિરાતનું

**તેનું વિશેષ અંગ**

આ વિશેષ અંગ હોવાથી ઐતિહાસિક પુસ્તકોમા એ ઘણો ઉચો દરજ્જો બેશક લે છે. પહેલા ભાગના

---

૪. આ ત્રણ વિભાગ તો હમણાં કરવામાં આવ્યા છે. લેખકે તો બેજ વિભાગ કર્યા છે; ઐતિહાસિક અને ખાતિમે (પૂરવણી).

ગુજરાતનો આધાર મિરાતે સિકંદરી, તથા અકબરનામા, જહાંગીરનામા, પાદશાહનામા વગેરે પર રાખવામાં આવ્યો છે એવું લેખક પોતેજ જણાવે છે, એટલે મિરાતે સિકંદરી અને બીજાં નામાંઓથી વધારે ઉંચી તેની કીમત અંકાય નહિ. પરંતુ ત્રીજો ભાગ જેને લેખક પોતે "ખાતિમે" (પૂરવણી) કહે છે, તે વળી એક જુદીજ કોટિનું ન્હાનકડું પુસ્તક છે. જેને ઐતિહાસિક પુસ્તક વાંચવામાં રસ પડતો ન હોય તેને

**ખાતિમે: પૂરવણી**

પણ એ ભાગ વાંચવામાં રસ પડે એવો એ છે. ગુજરાતના ફકીર, ઓલીઆ, સંતો, ગુજરાતનાં જાત્રાનાં સ્થળો, નદીઓ, પર્વતો, શહેરો, બંદરો, ગુજરાતમાં વસતી કોમો, ગુજરાતમા ચાલતા વજન, ગુજરાત સૂબાના વસૂલાતી અને ફોજી (લશ્કરી) વિભાગ, અમદાવાદનાં પરા, રસ્તા, મહોલ્લા, ચોક, ચકલા, દરવાજા, માડવીઓ, બાગબગીચા, દરગાહ, વગેરે અનેક વિષયો સંબંધે જાત માહિતીથી લખાએલી વિસ્તારપૂર્વક હકીકતથી એ આખો ભાગ ભુદભુદ થાય છે. જેવો અકબરની શહેનશાહત સમયનો "આઇને અકબરી" વાળો અજોડ ગ્રંથ છે, તેવોજ અજોડ, તેજ કોટિનો અને તેવોજ રસિક આ "ખાતિમે" વાળો ગ્રંથ છે; એના જેટલા વખાણ કરીએ તેટલાં થોડાં. લેખકની અપૂર્વ વિદ્વતા, બહોળી માહિતી, સાચી શોધકવૃત્તિ, અને એ સઘળા વિષયો સંબંધે માહિતી મેળવવા માટે લીધેલાં અથાગ શ્રમ અને મહેનત એ ગ્રંથને પાને પાને તરી આવે છે. લોકકથાનો એ ભંડાર છે.

**તરજુમા**

પહેલા ભાગનો તેમજ ત્રીજા ("ખાતિમે")નો ગુજરાતીમા તરજુમો થયો છે. પહેલા તથા ત્રીજા ભાગનો અંગ્રેજીમાં પણ થયો છે. પરંતુ ત્રીજા ભાગનો કાંઇક ખામી ભરેલો છે. બીજા ભાગનું ભાષાંતર તે પ્રસ્તુત ગ્રંથ.

મિરાત લખવામાં લેખકને પુષ્પકળ સહાય આપનાર એક હિંદુ હતો એ હિંદુ મીઠાલાલ તરફથી મળેલી મદદ પોતે મુક્ત કંઠે સ્વીકારે છે. મિરાતની પ્રસ્તાવના જે લેખકે પોતે લખી છે તેમાં મીઠાલાલ સંબંધે તે નીચે પ્રમાણે જણાવે છે.

**મીઠાલાલ કાયસ્થ**

"મીઠાલાલ જાતે કાયસ્થ હતો. આ સૂબાની સૂબાનવિસીનો ઓદ્દો એના વડવાઓના વખતથી એના કુટુંબમાં ઉતરી આવેલો હતો; અને એને તેથી તે ઓદ્દા માટે ગર્વ હોવાથી તે કામ છોડી દેવું અને બીજાને આશ્રયે જવું [એટલે કે બીજું કાંઈ કામ કરવું] તેને પોતે શરમની વાત સમ-

જતો હતો, અને તેટલા માટે જો કે એને હાડમારી ઘણી ભોગવવી પડતી હતી છતા સૂબાના દીવાનની પડખે ઉભો રહેતો હતો ખરે, તે એક પ્રમાણિક લેખક અને કામ કરવા માટે હમેશા તૈયાર રહેનાર માણસ હતો પ્રસ્તુત કામ કરવા માટે તેનામા લાયકાત હતી આ કાર્યમા તે મદદગાર અને સહાય હતો પરતુ ભાગ્ય પ્રતિકૂળ નીવડવાથી લગભગ દોઢ વરસ થયા તેની હયાતીનુ દફતર પણ ફાટી ગયુ છે (તે ગુજરી ગયો છે)"

**મુસલમાન લેખકનો નિષ્પક્ષપાત**

આ મુસ્લિમ લેખકની નિષ્પક્ષપાત ભાવનાનુ આ એક દૃષ્ટાત છે

મિરાતના લેખકનો જન્મ ખાનદાની કુટુબમા થયો હતો એ કુટુબ મૂળ ઈરાનથી ઉતરી આવેલુ ઔરગઝેબની ફોજ જ્યારે દક્ષિણના યુદ્ધમા રોકાઈ હતી ત્યારે તે ફોજને અગે કામ કરતા દીવાની અમલદારોમાનો એક લેખકનો પિતા હતો અને તે બુરહાનપુરમા નોકરી કરતો હતો હિ સ ૧૧૨૦ (ઇ સ ૧૭૦૮)મા એને ગુજરાતનો બખ્શી (વકાઈએ નિગાર) નીમવામા આવેલો હોવાથી એને અમદાવાદ આવવુ પડ્યુ, અને તેની સાથે લેખક પણ આઠ વરસની ઉમરે ગુજરાત આવ્યો લેખકના પિતામા કેટલાક ખાસ ગુણો—ઈમાનદારી દૂરઅદેશી, શાણપણ, દાવપણું, નિ સ્વાર્થ, વ્યવહારકુશળતા—એવા હતા કે

**લેખકના પિતા**

જેથી સામ્રાજ્યના પ્રાતના તથા શહેરના હાકેમો અને ગુજરાતના જે અવ્યવસ્થિત (chaotic) સમયના ઇતિહાસનુ ચિત્ર મિરાતમા આલેખવામા આવ્યુ છે તે સમયમા ઉગી નીકળેલા વિરોધીઓ—પરસ્પરવિરદ્ધ લાગણી અને સ્વાર્થ સેવતા પક્ષો—મોગલ, રાજપૂત, મુસલમાન, મરાઠા સૌ એની સલાહ પૂછતા અને એને પોતાનો માર્ગદર્શક ગણતા મિરાતના બીજા ભાગમા આપવામા આવેલા એના મૃત્યુ સમય (હિ સ ૧૧૫૭) સુધીની હકીકતવાળા બનાવોમાનો લગભગ ચાળીસ ટકા બનાવોમા કોઈ ને કોઈ રીતે લેખકના પિતાએ થોડો ઘણો પણ ભાગ લીધેલો જોવામા આવે છે મૂળ તો એ વકાઈએ નિગાર—બખ્શીની જગાએ આવેલો ત્યા ગુજરાતના સૂબા મુબારેઝ-ઉલ્-મુલ્કનો ઘણો વિશ્વાસપાત્ર થઈ પડ્યો હતો એટલે કાબુલના સૂબેદાર તરીકે તેની નીમણૂક થતા તે લેખકના પિતાને પોતાની જોડે લઈ ગયો અને પજાબ તથા પેશાવરનો મદદકરી બનાવ્યો, પણ તેને ત્યા ફાવ્યુ નહિ અને મુબારેઝ-ઉલ્-મુલ્કે પણ સૂબેદારીનુ રાજીનામુ આપ્યુ એટલે તે પાછો ફર્યો પણ તેની જૂની બાદશાહી સેવા ધ્યાનમા લઈ તેને એક

હજારની જાતી મનસબ, ત્રણસો સવાર તથા અલી મહમદખાનનો ખેતાબ બક્ષવામાં આવ્યાં. વળી અમુક અમલદારની દેરકારીમાં તેને કાપડ બજાર ખાતાના અમીનના ઓદ્ધાપર નીમવામા આવ્યો. હિ મ. ૧૧૩૦ માં વકાઇએનિગારનો ઓહ્દો કવીદિલખાન નામનો અમલદાર ભોગવતો હતો એટલે તે વખત લેખકનો પિતા છૂટો હતો એમ જણાય છે, અને તેથી કાપડબજાર ખાતામા નીમણુક કરાવી લાગે છે. આ ઉપરાંત એની નિમાજી એટલે મઝહબી ભાવના-ધર્મપરાયણતા-

**બાહોશ: ધર્મ-પરાયણ**

ઘણો વિકાસ પામી હતી, એટલે એની પોતાની કામગા પણ એનું ઘણું વજન પડતું. જો કે મક્કા મદીનાની હજ પર જવાનુ તે વખતમા ઘણું મુશ્કેલ ને જોખમભરેલું હતું, અને એને માટે તો એટલો લાબો વખત ગેરહાજર રહેવાની રજા મેળવવી પણ ઘણી કઠીન હતી, છતા એ ભાવનાને વશ થઈ, રજા મેળવી. પરંતુ એટલામા લેખકની ન્હાની પુત્રી જેના પર એને ઘણું હેત હતું તેને શીળી નીકળ્યા, એટલે જતાં રહી ગયો, અને પછી તે

**તેનું મૃત્યુ**

ગુજરી ગઈ; તેનો આઘાત લાગતાં પોતે બીછાનાવશ થયો ને ગુજરી ગયો. એને ત્રણ પુત્ર હતા, એક આ લેખક, બીજો મહમદ ઇસ્માઇલખાન અને ત્રીજો મહમદ અબદુલ્લા-(કાઝીગઅલી). મહમદ ઇસ્માઇલખાન પાછળથી ખંભાત બંદરના ફુરજાનો દારોગો થયો હતો. પોતાના બાપના ગુજરી ગયા બાદ થોડે વખતે મહમદ ઇસ્માઇલખાન પણ મરણ પામ્યો.

**મિરાતનો લેખક જન્મ: મરણ: કુટુંબ સન્માન**

લેખકનો જન્મ બુરહાનપૂરમા હિ. સ ૧૧૧૨ (ઇ. સ. ૧૭૦૦) મા થએલો. એનું નામ મિરઝા મહમદ હસન હતું અને એને અલી મહમદખાન બહાદૂરનો ખેતાબ દિલ્લીથી આપવામા આવ્યો હતો, એટલે એ તે નામથી ઓળખાતો. એનો પિતા હી. સ. ૧૧૫૭માં ગુજરી જતા, તેની અમીન તરીકેની મનસબ, ઉપર કહ્યા મુજબ અલી મહમદખાનનો ખેતાબ, તેનો અમીન તરીકેનો ઓહ્દો તથા જાગીર લેખકને નામે કરી આપવામા આવ્યા. લેખકને બે ભાઈ હતા એ તો ઉપર જણાવ્યું છે. દિલ્લી દરબારમા એ સઘળાઓને માટે એટલો સારો મત હતો કે લેખક ઉપરાત તેના બે ભાઇઓને પણ કોઈ ને કોઇ વખત સન્માનિત કરવામા આવતા. લેખકને બે દીકરા મહમદ રઝી અને મહમદ શફી નામે હતા. લેખકનું મરણ ક્યારે થયુ તે નક્કી નથી, છતાં ચોસઠ

વરસની ઉમરે—હિ. સ. ૧૧૭૬ મા—એ સ્વર્ગવાસી થયો એવું અનુમાન કરવામાં આવે છે. ખંભાતથી મળી આવેલી મિરાતની મહમદ મુકર્રમના હાથની લખાએલી નકલ હિ. સ. ૧૧૭૬ (ઇ. સ. ૧૭૬૨) મા લખાએલી. તેના પર લેખકની મ્હોર છે, એટલે તે વરસમા તે હયાત હોવો જોઈ એ.

**તેની વિદ્વત્તા**

લેખક ખાનદાની વંશનો હોવાને લીધે તે વખતમા પ્રચલિત ઉંચા પ્રકારની કેળવણી તેને મળેલી. કેળવાએલા મુસલમાનોમા જેવામા આવે છે તેમ આખુ કોરાને શરીફ જાણે તેને મ્હોડે હોય તેમ મિરાતમા વારંવાર મળી આવતા કોરાનના ફકરાએ પરથી દેખાઈ આવે છે. આ સિવાય ફારસી સાહિત્યનો ગાઢ અભ્યાસ તેમજ ફારસી ભાષામા કાવ્યો રચવાની આવડત અને શક્તિનો પૂરાવો પણ મિરાત પૂરો પાડે છે. એ ઉપરાત ગણિત શાસ્ત્રમા પણ એ પારગત હતો, અને ફસલી તથા હિજરી સવતો સબધે જે મતભેદ ને તફાવત ચાલ્યો આવે છે તે પ્રશ્નના ખુલાસારૂપે પોતે એક પુસ્તક લખ્યુ છે, એમ પોતેજ લખે છે વળી મોગલ શહેનશાહત તેમજ શહેનશાહતના જુદા જુદા પ્રાતોમા પ્રચલિત નાણા પ્રકરણી (Financial) અને વસૂલાતી (Revenue) ખાતાના ધારાધોરણનો સગ્રહ પણ એણે કરેલો. મિરાત કેમ લખાઈ તેનો ટૂંક અહવાલ લેખક પોતેજ પોતાની પ્રસ્તાવનામા આપે છે.

**મિરાત કેમ લખાઈ**

ઔરગઝેબના ગુજરવા બાદ આખા સામ્રાજ્યમા અસ્તવ્યસ્તતા વ્યાપી ગઇ, અને ગુજરાત પણ તેમાથી બકાત રહ્યુ નહિ. દિલ્લીથી નીમાએલા સૂબા મુબારેઝ-ઉલ્-મુલ્કના નાયબ શુજાઅતખાનને મારી નાખી હામેદખાને સરકારી (ખાલસા) જમીન પોતાને કબજે લઈ લીધી ને તેની ઉપજ ઉઘરાવી ખાવા માડી (હિ સ ૧૧૩૭. ઈ. સ. ૧૭૨૪–૨૫), તેમજ તેને લગતા રજીસ્ટર વગેરે દફતરો સૂબાના દીવાનના ચાર્જમા (દફતરખાનામા) ન રહેવા દેતા પોતાને કબજે કરી લીધા. તેની પછી થનરા નાઝિમો (હાકેમો)એ પણ એજ નીતિ ચાલુ રાખી, એટલે આગઠનીનાં પત્રકો તો હામેદખાનના કબજામા રહ્યા, અને બાકી રહેલા પત્રકો કોઇએ સાચવી ગણ્યા નહિ. આ બેહુદી વર્તણુક સબધી શહેનશાહની દરબારમાથી કોઇએ ન પૂછ્યુ કે ન કોઇએ વાધો ઉઠાવ્યો. એટલે દીવાનનો

ઘણો મ્હોટો ઓહ્દો [Revenue Minister of the Province Bird ] નામનો જ થઈ પડ્યો, કારણ એ ઓહ્દાને અંગે કશું કામ કરવાનું રહ્યું જ નહતું વસૂલાતી ખાતાના કાનુનો વગેરે નોકરોને કાંઇ કામ કરવાનું રહેલું ન હોવાથી તેમણે નિર્વાહ અર્થે બીજાં સાધનો શોધવા માંડ્યા આવી સ્થિતિમાં જ્યારે હિ સ ૧૧૬૧ (ઇ સ ૧૭૪૭-૪૮) માં દીલ્હીના શહેનશાહ અહમદશાહ બહાદુર બાદશાહે ગાઝીના અમનમાં લેખકને દીવાનની નીમવામાં આવ્યો ત્યારે એણે જોયું કે દીવાનની ઓફીસમાં કાંઈ કામ કરવાનું જ હતું નહિ, એટલે તેણે વિચાર કર્યો કે સૂબાના મુ'ફી વસૂલાતી વગેરે કારભારને લગતી માહિતી, જુદા જુદા શહેર, પરગણા, સરકાર (જિલ્લા) અને ગામડાઓમાંથી મેળવવી, ગામડાની જમીનના પત્રકો બનાવવા, તેની ઉપજ (વિઘોટી), સરકારમાં ભરવાની રકમ, પેશકશ વગેરે નોંધી લેવા આ કામમાં તેને મીહાલાલ કાયસ્થની[૫] પૂર મદદ હતી, અને તેનીજ મદદથી એ વિષયને લગતું એક આખું પુસ્તક ઊભું કર્યું પુસ્તકનો કાચો ખરડો કરી, તેને લખી કાઢી જૂનો સુધારી, સાફ અક્ષરે તેની નકલ કરી, તેણે તે પુસ્તક સંપૂર્ણ બનાવ્યું, અને "મિરાતે અહમદીયે સૂબએ ગુજરાત" એવું નામ આપ્યું મીહાલાલની ઇચ્છા એવી હતી કે એ પુસ્તકની એક નકલ જાવીદખાન નવાબ મારફત બાદશાહી દફતરખાનામાં [દિલ્હીમાં] રખાવવી, અને એક સૂબાના દફતરખાનામાં [અમદાવાદમાં] રાખવી પરંતુ કમનસીબે જાવીદખાન એ અરસામાં ગુજરી ગયા અને તેથી એ મુરાદ પાર પડી નહિ, અને એ પુસ્તક સુધારવા વધારવાનું કામ પણ મુલતવી રહ્યું

**ફરસી હિજરીનો ઝઘડો** જો એ પુસ્તક શહેનશાહી દરબારના દીવાનોએ જોયું હોત તો જરૂર તેઓ તેના ઘણા વખાણ કરત ઉપના મજકૂર સિવાય પણ તેમાં બીજી બાબતો સમાવવામાં આવી હતી દાખલા તરીકે ફસ્લી અને હિજરી સનન વચ્ચેનો ઝઘડો ને મતભેદ એ ઝઘડા સંબંધી લેખકે સંશોધન કરી તેનો જે ખુલાસો સૂચવેલો તે પુરવણી રૂપે તેમાં આપવામાં આવ્યો હતો જો ઇશ્વર લેખકને વિશેષ ઉમર બક્ષે અને ફુરસત મળે તો એ સંબંધે એક જુદું જ પુસ્તક લખવાનો તેનો ઇરાદો છે

હવે મજકૂર પુસ્તકમાં અકબરે ગુજરાત સર કર્યું ત્યારપછીના એ

૫ મીહાલાલ માટે ઉપર જણાવ્યું છે

સૂબાના જાગીરદારો તથા સૂબેદારોની હકૂમતનો

**મિરાત લેખકના મિત્રોની સૂચનાનું પરિણામ**

અહવાલ ટૂંકમાં લખવામાં આવ્યો હતો અને તેની લેખકના કેટલાક મિત્રોને ખબર હતી, એટલે તેમણે લેખકને સૂચના કરી કે મજકૂર પુસ્તક ઘણું મ્હોટું થઇ ગયું છે, તેમજ સૂબાના કારભારની દીવાની એટલે મુલ્કી માલી હકીકત દરેક જણના જાણવામાં આવે (જાહેર થાય) એ સલાહ ભરેલું ન હોવાથી, તેમજ એ બધી હકીકત તવારીખના ગ્રંથને માટે યોગ્ય કહેવાય નહિ, એટલે લેખકે તવારીખી અને દીવાની એવા બે વિભાગ પાડી નાંખવા, અને માત્ર ઐતિહાસિક હકીકત જેમાં મુલ્કી માલી બાબતનો સહજ ઇશારો જ હોય એવું પુસ્તક, જ્યારથી ગુજરાતમાં મુસલમાની સત્તા શરૂ થઇ ત્યારથી અત્યાર સુધીનું, તૈયાર કરવું. આ સૂચનાને તાબે થઇ લેખકે યથાશક્તિ આ ઇતિહાસ લખ્યો છે.

મજકૂર પુસ્તકનો મુસદો કર્યાને દસ વરસ થઇ ગયાં હોવા છતાં, (અને) તેટલી મુદતમા લેખકનું મન ઘણું વ્યગ્ર રહેતુ હોવાને લીધે તેમાં કશી નવી હકીકત ઉમેરવામા ન આવેલી હોવા છતાં અને તેમાની પ્રસ્તાવના જુદી રીતે લખાઈ હતી છતા, આ સાલમાં

**લેખકના મનની સ્થિતિ**

(હિ. સ. ૧૧૭૦; ઇ. સ. ૧૭૫૬)[૧] લેખકનું મન નિશ્ચિંતતારહીત અને સમય અવ્યવસ્થિત હોવા છતા એ ઇતિહાસ રચવાની શરૂઆત કરી અને તે પુસ્તકનો દીબાચો-કે જે તેમાં શમાવેલી હકીકત અને સ્થિતિને અનુસરી લખાએલો હતો તે—આ પુસ્તકના આરંભ રૂપે લેવામા આવ્યો.

લેખક આઠથી નવ વરસની ઉમરે અમદાવાદ આવ્યો ત્યારથી જે જે બનાવ બનતા તે તે તેના અંતઃકરણ પર કોતરી લખી લેતો. વળી સૂબાના દરેક નાઝિમની હકૂમતના અરસામા જે જે કાંઇ બનતું તેની નોધ ટૂંકમા વકાઈએનિગાર-ખબરપત્રીઓ-કરી લેતા તેનો પણ લેખકે

**લેખકે ઉપયોગમાં લીધેલાં સાધન**

ઉપયોગ કર્યો છે. વળી લેખકે જો ધાર્યું હોત તો તે સઘળી હકીકત વિસ્તારથી લખી શકત. પરંતુ એ વિસ્તારથી વાચનારને કંટાળો આવત, માટે તેનો

---

૧. મહમૂદ બેગડાએ વાત્રક નદીને કિનારે મહેમૂદાબાદનો પાયો નાખી ત્યાં શહેર વસાવેલું તેનો અહવાલ આપતાં પણ લેખક જણાવે છે કે હિ. સ. ૧૧૭૦ (ઈ. સ. ૧૭૫૬) માં જ્યારે આ અહવાલ પોતે લખતો હતો ત્યારે તેણે એ શહેર આબાદ જોએલું Bird's History of Gujarat. P. 212 અસલ ફારસી ગ્રંથ, પુસ્તક પહેલું. પૃષ્ઠ. ૫૮.

થોડો થોડો ભાગજ અત્રે મહીના તથા સાલ સાથે આપ્યો છે; એટલે લેખકને પૂરતી માહિતી ન મળી હોય ત્યા વાચકે ક્ષમા કરવી જે જે હકીકત તેણે જોઇ હતી તેનો અહવાલ વગર શકાએ તથા નિષ્પક્ષપાતે, કોઇના તરફ પક્ષપાત યા અદાવત બતાવ્યા સિવાય આપ્યો છે.

વળી જો નસીબ યારી આપે તો બીજા ભાગથી સતોષ ન પામતા સૂરજમલ જાટના જતા રહેવા બાદ મોગલ સામ્રાજ્યને અંગે બનેલા બનાવોની તવારીખ લખવાની એને હોસ હતી, પણ તે પૂરી પડી નહિ

**મિરાત ચૌદ વરસના શ્રમનું ફળ**

હાલનું પુસ્તક હિ સ ૧૧૭૫ (ઇ. સ ૧૭૬૧-૬૨) પૂરૂ કરવામા આવ્યુ એટલે એ પુસ્તક રચવામા લેખક લગભગ ચૌદ વરસ મડ્યો રહેલો

આ પ્રમાણે લેખકના મનનું વલણ સાહિત્ય, ઇતિહાસ અને ગણિત પ્રત્યે હતું છતા પણ એ સરકારી નોકરીમા દાખલ થએલો અને કાપડ મારકીટના દરોગાની જગાએ ઘણા વરસ કામ કરેલુ નોકરી ઘણી ઇમાનદારીથી કરતો હોવાથી પાટનગરમા કારભાર કરતા સામ્રાજ્યના સ્થભોનો એને માટે ઘણો સારો મત થએલો, અને તેથી છેવટ એને સૂબાના દીવાનનું ઉચ્ચપદ[૭] મળેલુ પરતુ તે વખતે મોગલાઈ સામ્રાજ્યના

**લેખકને મળેલાં સરકારી ઓદ્દા અને સન્માન**

પાયા એટલા હાલી ઉઠેલા અને મરાઠાઓની સત્તા એટલી સખત જામવા માડેલી કે એ ઓદ્દો (લેખકના પોતાના શબ્દોમાજ), માત્ર નામનો જ થઇ પડ્યો હતો ઓદ્દાનો પગાર પણ મેળવવો મુશ્કેલ થઇ પડતો બાપના બેટા તરીકે જાગીરનું ગામ મળેલુ તેની ઉપજમાથી કુટુબનો નીભાવ થતો લેખકે પોતે પણ પિતાને પગલે ચાલી ઘણા માન આબરૂ મેળવ્યા હતા સનાદ સંધિ કરાવવા માટે કાઇ ભાજગડ કરવાની હોય ત્યા ખાસ એની સેવાની જરૂરત રહેતી

**લેખકની નોકરીનો અંત**

ઇ સ ૧૭૫૫ મા ગુજરાતમા મરાઠાઓની પૂર્ણ સત્તા વ્યાપી ગઇ એટલે એ નામના દીવાનના ઓદ્દાનો પણ અત આવ્યો, અને લેખકને ઘેર બેસવુ પડ્યુ તેમ થતા જે ફુરસનનો સમય મળ્યો તેનો ઉપયોગ મિરાત લખવામા કર્યો મિરાતનું પુસ્તક પુરૂ કરતા

---

૭ કયા વરસમાં એ પદ મળેલુ તે સમજાતુ નથી કોઇક પુસ્તકમાં હિ સ ૧૧૫૯ (ઈ સ ૧૭૪૬) જોવામા આવે છે ખુદ મિરાતમાંથી હિ સ ૧૧૬૧ (ઇ સ ૧૭૪૭-૪૮) સમજાય છે (ભાષાતર પૃષ્ઠ ૪૫ )

પહેલાં એને દસ વરસ થએલાં અને પછીથી બીજાં ચાર પાંચ વરસ થયાં, એટલે એમ મળી ચૌદ વરસની મુદત થઇ તે વિશે લેખકની પોતાની જ હકીકત આગળ જણાવવામાં આવી છે.

જેમ બીજા હસ્તલિખીત ગ્રંથોની શુદ્ધ પ્રત મેળવવામાં મુસ્કેલી પડે છે તેમ મિરાતે અહમદીની શુદ્ધ પ્રત મેળવવામાં પણ ઘણી મુસ્કેલી નડતી. ગુજરાતમા કેટલાએક ગૃહસ્થો પાસે મિરાતની હસ્તલિખીત નકલો પોતાના ખાનગી સંગ્રહોમા હતી, દાખલા તરીકે મર્હૂમ ભોળાનાથ સારાભાઈ દીવેટીઆના ગ્રંથ સંગ્રહાલયમા મુકાબલે એક શુદ્ધ નકલ હતી. તેના પર લેખકની સહી હતી એમ રા. નરસિંહરાવને સાભરે છે. હાલ તેનો પત્તો નથી. ઓનરબલ મી. જસ્ટીસ હરસિદ્ધભાઇ દીવેટીઆ પાસ પણ મિરાતની એક જૂના વખતની પ્રત છે એમ એઓ

**મિરાતની પ્રતો**

કહે છે. મુંબઇના ફુતેહ-ઉલ્-કરીમ પ્રેસમાથી એક શિલાલેખની નકલ પ્રસિદ્ધ થએલી પણ તે અધુરી અને અશુદ્ધ હતી. એટલે એવી અશુદ્ધ નકલો પરથી થએલાં ભાષાંતરો પણ સંતોષકારક ન હતા છેવટ નામદાર ગાયકવાડ સરકાર તરફથી મી. સેડન અને સૈયદ નવાબ અલી મારફત જુદી જુદી પ્રતોના સંશોધન કરી બની શકે તેટલી શુદ્ધ પ્રત પ્રસિદ્ધ કરવામા આવી છે, અને તે પ્રતનો અત્રે ઉપયોગ કર્યો છે, છતા તેમા પણ કેટલાક દોષ રહી ગયા છે. ઘણાં ગામોના નામ તથા કેટલાક અપરિચિત શબ્દો અશુદ્ધજ રહી ગયા છે. બીજી કેટલીએક પ્રતોનો અહવાલ સર જદુનાથ સરકારે મિરાતના બીજા ભાગની પ્રસ્તાવનામા આપ્યો છે. તેમજ મી સેડને "ખાતિમે"ના અંગ્રેજી ભાષાતરના પુસ્તકની જે પ્રસ્તાવના લખી છે તેમા ઉલ્લેખ કરવામા આવ્યો છે; એટલે મિરાતની પ્રતો અંગે વધારે વિવેચનની જરૂર નથી. એ બધી પ્રતો ઉપરાત એક બીજી પ્રત મુંબઈ યુનીવરસીટીની લાઇબ્રેરીમા છે. તે પ્રત જૂનાગઢના વૈષ્ણવ નાગર વરજદાસ વલદે રંગીલદાસને માટે (ખાતરે અઝીઝ) લખાએલીઃ પણ તે પણ અધુરી છે: તેમા "ખાતિમે" નથી. તેની લખ્યા સાલ પોષ શુદ ૧૦ સંવત ૧૮૮૧ (ઇ. સ. ૧૮૨૫) છે, જ્યારે ડા. બર્ડ (Bird) વાપરેલી પ્રત ઇ. સ. ૧૮૨૨ ની છે. ડા. બર્ડનું ભાષાતર ઇ. સ. ૧૮૩૫ મા બહાર પડ્યુ; એ પ્રત અમદાવાદમા નારણદાસ કાયસ્થને હાથે લખાએલી.

નકલ કરનારની બીનકાળજીથી કેવી કેવી ભૂલો ઉત્પન્ન થવા પામે છે તેના કેટલાએક દાખલા પરિશિષ્ટમા છાપેલા, અંગ્રેજી લેખ–Some Observa-

tions on the Mirat-i-Ahmadi માં આપેલા છે. એ લેખ આ ભાષાંતરકારે વડોદરાની સાતમી ઓરીએન્ટલ કોન્ફરન્સના ફારસી વિભાગ સમક્ષ વાંચેલો. મહારાજા ગાયકવાડ તરફથી પ્રસિદ્ધ થએલી પ્રતમાં પણ ભૂલો છે એમ જણાવ્યું છે અને તેનું કારણ કે એ પ્રતની શુદ્ધિ કરી પ્રસિદ્ધ કરનાર વિદ્વાનો પણ કેટલાંક ગામ તથા આસામીઓનાં નામ બરાબર બેસાડી શકેલા નહિ: દાખલા તરીકે, રેણુકોજીનું નામ કેટલીએ જગાએ રંગોજી[૮] તરીકે લખ્યું છે. पेशवा दप्तरातून निवडलेले कागदः Selections from the Peshwas' Daftar માં પેશવાના એ સરદાર ને અમલદારનું પૂરું અને ખરું નામ આપવામાં આવ્યું છે, અને તે रेणकोजी आनाजी છે.[૯] પ્રસ્તુત ભાષાંતર જે પ્રતને આધારે કરેલું છે તે ભાષાંતરને પાને ૧૨૫મે મથાળામાં શાહુ રાજાના પ્રધાનનું નામ ફારસીમાં બાળાજીરાવ આપેલું છે, તે ખોટું છે; બાજીરાવ જોઇએ. એ બાજીરાવનો ભાઇ ચિમનાજી ઉર્ફે ચિમાજી આપ્પા પેશવાઈ ઇતિહાસમાં પ્રખ્યાત વ્યક્તિ છે; એનું નામ જમનાજી છાપ્યું છે તે પણ ભૂલ છે;[૧૦] જો કે ફારસીમા ચ (ચે) અને જ (જિમ) વચ્ચે ઝાઝો ભેદ ગણાતો નથી. બીજી ભૂલ પ્રસિદ્ધ મરાઠા સરદાર દેવજી તાકપીર ને દેવજી તાકપીર જણાવ્યો છે, અને તે ભૂલ મુંબઈના ગેઝીટીઅરમાં પણ કાયમ રહી છે.[૧૧] पेशवा दप्तरમાંના કાગળો જોતાં એ ભૂલ પણ સુધારવાની છે. આથી ઉલટું મજકૂર दप्तरમાં ગુજરાતના કેટલાંક ગામો અને શહેરોનાં નામ અશુદ્ધ આપવામાં આવ્યા છે;[૧૨] અને ફારસી શબ્દો પણ વિકૃત થયા છે.

**નકલ કર્તાની ભૂલો**

**મરાઠાઓના પત્રોમાંની ભૂલો**

---

૮. કેટલાંએક અંગ્રેજી પુસ્તકોમાં રંગોજી છે, ને કેટલાએકમાં રેણુકોજી છે.

૯. Letter No. 88. P. 75 Vol: XII: Selections from Peshwas' Daftar.

૧૦. Letter No. 32. PP. 26-27. Ibid.

૧૧. Letter No. 96. P. 81. Ibid.

૧૨. પેટલાદનું पेटलोद } Letter No. 32. P. 26. Ibid.
પાવાગઢનું पायागड }

અમદાવાદનું आमदावाज्ञ–Letter No. 38. P. 30. Ibid.

આ કાગળો લખનારા ઘણું ભણેલા હતા એમ લાગતું નથી એ કહેવું જોઈએ.

સંરક્ષણ અને સલામતી માટે ખોદાતી એક જાતની ખાઈ (Tunnel) ને ફારસીમાં "સલામત કૂચે" કહે છે.[૧૩] દફતરમાં એને "સલાબત કૂચે" એ નામે ઓળખાવી છે.[૧૪] ખંભાતના મુખ્ય તળાવ નારેસર (નારંગસર) ને નારણસર લખવામાં આવ્યું છે.[૧૫] (પૃષ્ઠ ૩૨૧ ભાષાંતર).

**ભાષાંતર કરનારની ભૂલનો દાખલો**

માણસો અને જગાઓનાં ખરાં નામ મેળવવામાં કોઇ કોઇ વખતે તે બાબતના અજ્ઞાનને લીધે કેવી ભૂલ થાય છે તેનો એક દાખલો અત્રે અસ્થાને થઇ પડશે નહિ. અલ કલકશન્દી નામનો મિસરમાં રહેતો મુસલમાન સંસ્કૃતિ સંબંધેનો એક મ્હોટો લેખક થઇ ગયો. તેણે ઇ. સ. ના પંદરમા સૈકામાં કૈરોમાં બેઠા બેઠા મિસર, સિરીઆ, વગેરે દેશો સંબંધી માહિતી આપતું એક પુસ્તક[૧૬] સુબ્હ-ઉલ્-અઅશા એ નામનું અરબ્બીમા લખ્યુ છે. તેમાં હિંદુસ્તાન સંબંધી પણ કેટલીએક હકીકત આપી છે કે જે હકીકત તેણે તે જમાનામાં મળી આવતાં અરબ્બી પુસ્તકો તથા તે સમયમા કૈરોમા જઇ રહેલા હિંદુસ્તાનના વતનીઓ પાસથી મેળવેલી. એ હકીકતમા ગુજરાત સંબંધી પણ ઘણી હકીકતનો સમાવેશ થઈ જાય છે. ગુજરાતના મુખ્ય શહેરોમા તે લેખક નહરવાલા (અણહિલવાડ પાટણ), ખંબાયત (ખંભાત), થાણા, સોમનાથ, સંદબાર (હાલનું ગોવા), નાગોર તથા ઝાલોર એટલા જણાવે છે. હવે બીજાં બધા નામ બરાબર છે, અને મૂળ અરબ્બીમા તો લેખકે છેલ્લાનું નામ પણ ખરૂંજ લખેલું, એટલે કે "જિમ અનેફ" વાપરી જાલોરજ લખેલું પરંતુ "જિમ" અક્ષરનો ઉચ્ચાર મિસરમા "ગ" થાય છે, "જ" નહિ, એટલે મજકૂર પુસ્તકના એ ભાગનો અંગ્રેજીમા તરજુમો કરનાર, Otto Spies નામનો એક વિદ્વાન તેનો "ગાલોર" ઉચ્ચાર કરી "ગાલોર" એટલે "ગ્વાલીઅર" એમ ઠોકી બેસાડે છે.[૧૭] મૂળ લેખકે

---

૧૩. પ્રસ્તુત ભાષાંતર. પૃષ્ઠ. ૨૧૯.

૧૪. Letter No 43. P. 36. Vol X, where Nizam-ul-Mulk's aggression into Khandesh is described The footnote says, सलाबत कूचे = एक विशिष्ट मांडणीचा खदक.

૧૫. આ સંબંધે જુઓ રત્નમણીરાવ ભીમરાવકૃત ખંભાતનો ઇતિહાસ. પૃષ્ઠ ૧૫૧.

૧૬. Encyclopædia

૧૭. An Arab Account of India in the 14th Century, being a

તો એ જગાના નામ ઉપરાંત તેનું વર્ણન પણ બહુ ચોક્કસ રીતે આપેલું છે, કે "નાગોર ને નહરવાલાની વચમાં ઉચાણમાં એ શહેર આવેલું છે, અને એમ કહેવાય છે કે ગુજરાતનાં શહેરોમાંથી કોઇપણ શહેરનો રાજા જો દિલ્હીના સુલતાનોની સામે થયો હોય તો તે આ શહેરનો રાજા." ઇતિહાસ અને કહાનડદે પ્રબંધ એ બાબતની સાક્ષી પૂરે છે. રા. કનૈયાલાલ મુનશીના Gujarat and Its Literaturo નામના ગ્રંથને ૧૧૨ મે પાને Sultanate of Gujarat ના સમયના ગુજરાતનો નકશો આપવામાં આવ્યો છે, તે નકશાપરથી પણ અલ કલકશન્દીની હકીકત ખરી પડે છે. છતા ભાષાતરકાર પરદેશી હોવાથી ભૂલમાં પડ્યો છે. મતલબ કે નામો સંબંધી ભૂલ કોઈ વખત મૂળ લેખક કરે છે તો કોઇ વખત ભાષાંતરકાર કરે છે.

ગુજરાતના પચાસ વરસના અહવાલમાં ઘણે ભાગે મુસલમાનોની પડતીનો જ ઇતિહાસ આપવામાં આવ્યો છે. લેખક પોતે મુસલમાન હતો; ચુસ્ત મુસલમાન હતો; રાજ્ય કારભારમા અમુક અંશે ભાગ લેતો હતો. ગુજરાતવાસીઓને એ પચાસ વર્ષમાં જે હલામણ ને ત્રાસ વેઠવા પડેલાં, તે મુસલમાન તેમજ હિંદુ હાકેમો અને તેમના હાથ નીચેના અમલદારોને હાથે, તેમા પણ મ્હોટે ભાગે હિંદુઓને હાથે. કારણ પહેલાં મારવાડી હાકેમ અને પછીથી મરાઠાઓ, તેમા પણ પાછલી કોમે તો લૂંટફાટ, શહેરમાં કે શહેર બહાર, એને જ પોતાનો આરાધ્ય દેવ બનાવ્યો હતો. શેખ ખટ્ટુની પવિત્ર દરગાહની જાળીઓ પણ તેઓ લૂંટી ગયા હતા. (ભાષાતર, પૃ. ૫૭૫). મારવાડીઓ પણ નાણું મેળવવા, કરવેરા વગેરે વસૂલ કરવા થોડી ક્રૂરતા વાપરતા ન હતા, છતા લેખકે ધર્માંધપણાને વશ થઈ, મુસલમાનોએ આપેલા ત્રાસ તરફ આખ બંધ કરી માત્ર હિંદુઓનાજ ત્રાસને આગળ ધર્યો નથી. એણે તો બંને કોમના હાકેમોને સરખા ઝાડયા છે. જ્યારે જ્યારે મારવાડીઓના પ્રપંચ અને દયાહીનતા હદથી બહાર

**હિંદુઓનો ત્રાસ વર્ણવતાં પણ લેખકની ભાષા સભ્યતા છોડી નથી**

જતા—જ્યારે જ્યારે તેઓ માણસાઈથી દૂર જઇ વર્તતા, ત્યારે ત્યારે તેમની વર્તણૂકને "પીશાચ" જેવી, "બદમાશી ભરેલી" એવા વિશેષણથી વર્ણવી છે. તેમને "રાહુ અને કેતુ જેવા દુષ્ટ"[૧૮] કહ્યા છે. અમદાવાદમા દુકાળ અને મરકી ફેલાએલાં ત્યારે

---

translation of the chapters on India from al-Qalqashandi's Subh-ul-A'asha, by Otto Spies, p. 34, printed at the Jamia Press, Delhi, 1935.

૧૮ ભાષાંતર, પૃષ્ઠ ૩૭૭.

મારવાડીઓએ મુસલમાનોનાં નિરાધાર બાળકને નામની કીમતે ખરીદી લઇ તેમને મુસલમાની ધર્મ છોડાવી હિંદુ ધર્મમાં લઇ લેવા જોધપૂર મોકલવા માંડેલાં તે તેમની વર્ત્તણુકને "નિંદ્ય" સિવાય બીજો એક પણ સખત શબ્દ વાપરી વખોડી નથી.[૧૯] ધર્માંધ મુસલમાન જો સાધારણમાં સાધારણ શબ્દ વાપરે તો હિંદુને "કાફર" તો કહેજઃ "જાહેલ" (જંગલી, અજ્ઞાન) તો કહેજ. પરંતુ આ છસેં પાનાના આખા ગ્રંથમાં હિંદુઓ પ્રત્યે એ તિરસ્કારયુક્ત શબ્દો એક બે વખત સિવાય (ભાષાંતર; પૃઃ ૭૨૬ઃ ૭૩૪) વપરાએલા ગળતા નથી. આનું કારણ લેખકે પોતે જે ધોરણપર આ આખો ઇતિહાસ લખ્યો છે તે છે. પોતાની પ્રસ્તાવનામાં એણે જણાવ્યું જ છે કે પોતે પહેલેથી નિશ્ચય કર્યો હતો કે આ અહવાલ આલેખવામા પોતાના યા પારકા માણસો પ્રત્યે પક્ષપાત

**લેખકનું નિષ્પક્ષપાત ધોરણ**

યા તો અદાવત (દુશ્મનાવટ) દર્શાવવાથી દૂર રહેશે, અને માત્ર જે કાઇ ખરેખરૂં બન્યું હશે તેજ લખશે, અને છેવટ પોતે વિદ્વાનોને વિનતી કરે છે કે એ કસોટીએ કસી જોઇ જો તેનાગા ખામી દેખાય તો માફ કરવી.

**લેખકનો નમ્ર ભાવ**

આટઆટલી વિદ્વતા છતાં લેખક પોતે પોતાને "હીચમદાન" "અલ્પજ્ઞ" તરીકેજ ઓળખાવતો.આખા પુસ્તકમાં એક પણ જગાએ એણે પોતાનો એ નમ્રભાવ જતો કર્યો નથી.

**લેખકની શૈલી**

લેખકની શૈલી ફારસી સાહિત્યના નિષ્ણાત લેખકોના જેવી આડંબર યુક્ત છે. ઇતિહાસના પુસ્તકમા વચમા વચમા કાવ્યની પંક્તિઓ, સ્વરચિત તથા બીજાઓની બનાવેલી, મૂકી દીધી છે. તેમજ પોતે વર્ણવેલી હકીકત તથા દર્શાવેલા અભિપ્રાયને વધારે સબળ બનાવવા કોરાને શરીફની આયતો (પંક્તિઓ) નો ઠેકઠેકાણે લાભ લેવામાં આવ્યો છે. એમાં લેખકનો દોષ કાઢવા જેવું નથી, કારણ તે સમયની શૈલીની લઢણજ એ પ્રકારની હતી. ડા. બર્ડને મિરાતના લેખકની શૈલીમાં બીજા મુસલમાન ઇતિહાસકારોની શૈલી કરતાં વધારે શબ્દબાહુલ્ય (Verbosity) જણાય છે, પરંતુ ખરૂં જોતાં તેમ નથી; ઉલટું ઓછું છે. વખતે ફિરિસ્તાના ઇતિહાસમાં એ ખામી ન્યૂન સ્વરૂપમાં જોવામા આવે છે એમ કહી શકાય બાકી તો સઘળાજ મુસલમાન ઇતિહાસ લેખકોની શૈલી–Laboured એટલે-કૃત્રિમ, સ્વાભાવિકતા વિનાની તો છેજ.

---

૧૯ ભાષાંતર, પૃષ્ઠ ૧૩૮–૧૩૯.

લેખકના પિતાએ, લેખકે, તથા લેખકના ભાઈએ અત્રે વર્ણવેલા ગુજરાતના ઐતિહાસિક બનાવોમાં ઓછો વધતો ભાગ ભજવેલો હોવાથી કોઇ કોઇ જગાએ તો જાણે તેમના કુટુંબનીજ તવારીખ લખાઇ હોય એવો ભાસ થાય છે. કુટુંબ શ્લાઘા તથા આત્મશ્લાઘા જાણી જોઈને કરવામાં આવી છે એવો દોષ તો લેખકને માથે મૂકી શકાતો નથી. પરંતુ કેવળ વિરક્ત રહીને (એટલે Detached mindથી) અહેવાલ લખવામાં આવેલો ન હોવાથી આ અંશ તેમાં દાખલ થઈ ગયો છે. મુખ્યત્વે અમદાવાદ, શહેર અને જિલ્લો, ખંભાત, અને કાંઇક અંશે સુરતને લગતા બનાવોમાં લેખકને તથા તેના કુટુંબીઓને ભાગ લેવો પડેલો એટલે તે જગાવીને કહેવા સિવાય છૂટકોજ નહતો.

**કુટુંબશ્લાઘા: આત્મશ્લાઘા**

લેખકની વર્ણનશક્તિ ઉંચા પ્રકારની છેઃ મરકી, દુષ્કાળ, આગ, રેલ એવી એવી કુદરતી આફતો, અમદાવાદના એક કરતાં વધારે ઘેરાના અરસામા થઈ પડેલી ઘેરાએલી પ્રજાની દુઃખદાયક સ્થિતિ, શહેરનાં નંદનવનસમ પરાઓની, તેમજ વડનગર અને ઉમરેઠ જેવી અમદાવાદની "બે સોનાની પાંખો"ની થએલી ખાનાખરાબી, મરાઠા અને કોળીઓના લૂંટફાટના ત્રાસ નીચે તડફડતી વસ્તી, એવા એવા બનાવોના દોરેલાં ચિત્રોની તાદૃશ્યતા અને તફસીલનો વિસ્તાર ખરેખર વાંચકનું ધ્યાન ખેંચ્યા વગર રહેતાં નથી. એ વાંચતાં ઇતિહાસને બદલે વાર્તા કે કથા વાચતા હોઇએ એવું લાગે છે. ઉપર જણાવેલા કોઈપણ બનાવનું વર્ણન પ્રસ્તુત ભાષાંતરમા વાચવાથી અત્રે કરેલી આ નોંધની સાર્થકતા સમજાશે. ડા. બર્ડે લખેલી History of Gujaratની પ્રસ્તાવનામા તે પણ લેખકની વર્ણનશક્તિ સંબંધે આપેલો આ અભિપ્રાય સ્વીકારે છે.[૨૦]

**લેખકની વર્ણનશક્તિ**

આ સિવાય પણ બીજી એક ખાસ બાબત પર વાચકનું ધ્યાન ખેંચવાની આવશ્યકતા લાગે છે; તે લેખકની ગુજરાતની ભૂમી માટેની તિવ્ર લાગણી છે. લેખકની નસોમાં પરદેશી એટલે ઈરાની લોહી વહેતું હતું; એની જન્મભૂમી બુરહાનપૂર હતી, આ બનાવો બન્યા ત્યારે એના કુટુંબનો ગુજરાતમાં વાસ માત્ર વીસ પચ્ચીસ વરસનો

**લેખકની ગુજરાત માટે લાગણી**

20. Bird's History of Gujarat, Preface. P. 1.

હતો, છતાં આખું કુટુંબ જાણે કેટલાંએ વરસથી ગુજરાતનું વતની હોય એવી એમને લાગણી થઇ આવતી હતી. ગુજરાત અને ગુજરાતીઓને તેઓ પોતાનાં જ ગણતા. ગુજરાતનાં સુખદુઃખ તેમણે પોતાનાં સુખદુઃખ ગણી લીધેલાં, એટલે લેખક જે કાંઇ લખે છે તે એક પરદેશી-બેગાના માણસ, અતરાશી-તરીકે નહિ, પણ ખુદ ગુજરાતમાં વસી ગએલા, ગુજરાતને પોતાના વતન તરીકે ગણતા માણસ તરીકે. આ અંગત લાગણી — Personal touch — તેના લખાણમાં ઘણે ઠેકાણે સ્ફુરી આવતી જણાય છે. દાખલા તરીકે મરાઠાઓએ છેવટનો અમદાવાદને ઘેરો ઘાલી તે સર કર્યું તે વખતે પોતાના મનને થએલો આઘાત એક ટૂંકા અને સાદા પણ ઘણા જ લાગણીપૂર્વક વાકયમા લેખક જણાવે છે, કે આ વખતે શહેરમાં મરાઠા પેઠા તે પેઠાઃ પાછા નીકળ્યા જ નહિ.

**"સાહિત્યકાર" ના અંકમાં આવેલું વિવેચન**

વડોદરેથી પ્રસિદ્ધ થતા ત્રૈમાસિક " સાહિત્યકાર " ના હીરકમહોત્સવ અંક (ડિસેમ્બર ૧૯૩૫) મા મિરાતના આ ભાષાંતર સંબંધે, ઇતિહાસના વિષયમા ઘણો રસ લેનાર જે થોડા ઘણા ગુજરાતી પ્રોફેસરો છે, તેમાના એક જાણીતા-વડોદરા કોલેજના -પ્રોફેસર ભાઈ કેશવલાલ કામદારે, કદરશનાસીના જે શબ્દો વાપર્યા છે તે બદલ અંતઃકરણપૂર્વક આભાર ન માનવામા આવે તો તે અયોગ્ય કહેવાય. એમણે ભાષાંતર સંબંધે ત્રણ દોષ સૂચવ્યા છેઃ

(૧) હિજરી સને જોડે ઈસવી સને આપવો જોઇતો હતો.

(૨) તેના ગદ્ય ભાષાંતર જોડે મૂળ ફારસી પદ્ય આપવું જોઈતું હતું.

(૩) "આઈને અકબરી"ના અંગ્રેજી ભાષાંતર (Blochmann ના) માં ફુટનોટ તથા બીજી નોંધો આપી છે, તે પ્રમાણે સંશોધન કરી અત્રે પણ આપવી જોઈતી હતી.

એમની સૂચના મુજબની એ ત્રણે બાબતો બની નથી, અને તેટલી ખામી રહી ગઈ છે, એ કબૂલ કરવામા આવે છે. દોષ નંબર (૧) ને દોષ નંબર (૩) વાળા દોષથી આ પુસ્તક મુક્ત રહ્યું હોત તો અલબત્ત છે તેનાથી વધારે ઉપયોગી થઈ પડયું હોત; અને વધારે રસિક પણ થાત. ભાષાંતરકારનો પોતાનો પણ એ પ્રમાણે કરવાનો વિચાર હતો, પણ ભાષાંતરકાર અતિ ઘણા વ્યવસાયમાં રોકાએલો રહેતો હોવાથી, અને એ બંને કામ માટે અતિ ઘણી ફુરસદની આવશ્યકતા હોવાથી તે થઈ શકયાં નથી; અને તેથી પ્રોફેસર કામદાર જણાવે છે તેમ ભાષાંતરકારનું એ મુખ્ય

કર્તવ્ય નથી એમ ગણી મન વાળ્યું, અને એમ ધાર્યું કે ભાષાંતર પ્રસિદ્ધ થયા બાદ ગુજરાતના ઇતિહાસમાં રમનાર કોઈ વિદ્વાન જરૂર એ કાર્ય ઉપાડી લેશે ઇ સ ૧૯૨૯ ના માર્ચ માસમાં આ ભાષાંતર કરવાનું શરૂ કર્યું, અને ઇ સ ૧૯૩૧ ના માર્ચમાં કાચો ખરડો પૂરો કર્યો, અને ત્યારબાદ તરત જ સામળદાસ કૉલેજના ફારસીના માજી પ્રોફેસર, જહાંગીરજી સોરાબજી ગંભીર સાથે ફરી જોઈ જવા માંડયું અને તે Revision ઇ સ ૧૯૩૨ ના જૂનના આખરના ભાગમાં પૂરું કરી, સાફ કરી, તેજ સાલના પાછલા ભાગમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સોંપી દીધું સોસાયટીએ તે કામ ઇ સ ૧૯૩૩ માં હાથમાં લીધું, અને ઇ સ ૧૯૩૩, ૧૯૩૪, ૧૯૩૫, ૧૯૩૬ ચાર વરસ પ્રસિદ્ધિમાં ગાળી નાખ્યાં, એટલે જો સંશોધન વગેરે માટે ફુરસત મેળવવા વિશેષ સમય લીધો હોત તો હજુ પણ એ ભાષાંતર ભાગ્યે બહાર પડયું હોત છતાં સંશોધનના સાધન ક્યાં ક્યાં મળી આવે છે અને તે કેવી રીતે વાપરી શકાય તેને સંબંધે થોડું દિશાસૂચન દાખલાઓ સાથે હવે પછી આપવામાં આવ્યું છે દોષ નંબર (૨) સંબંધે કહેવાનું કે મૂળ ફારસી પદ્યનો પાઠ આપવા જતાં સોસાયટીને ભાષાંતર છપાવવામાં ખરચ વધારે થાત, કારણ કે ટાઇપની પણ મુશ્કેલી આવત, અને તે આપવાની આવશ્યકતા પણ જણાએલી નહિ કારણ મૂળ ફારસી પદ્યમાં રસ લેનારની સંખ્યા આજે જુજ જોવામાં આવે છે

**પ્રોફેસર ગંભીરનો ઉપકાર**

પ્રોફેસર જહાંગીરજી સોરાબજી ગંભીરે બહુજ ધિરજ અને ધ્યાનથી આ કાર્યમાં જે મદદ કરી છે તે બદલ ભાષાંતરકાર તેમનો હમેશનો ઋણી છે એમની મદદથી ઘણી ગુંચવણોનો ઉકેલ થએલો

**મિરાતમાંની હકીકતના ખરાપણાની કસોટીનાં સાધન**

મિરાતના લેખકે વર્ણવેલા બનાવોની હકીકત કેટલે દરજ્જે ખરી છે તેની કસોટી કરવાના સાધનો છે દાખલા તરીકે, (૧) તે વખતે મરાઠાઓના જે અમલદારો અને એજંટો ગુજરાતમાં રહી કામ કરતા હતા તેમના કાગળપત્રો, તેમજ (૨) અંગ્રેજોની કોઠીઓમાં રહેતા અંગ્રેજ અમલદારોનો તેમના ઉપરિ જોડેનો પત્રવ્યવહાર, (૩) વડોદરા રાજ્ય તરફથી બહાર પડેલા Baroda Papers આમાંથી એક બે સાધન લઇ મિરાતના લેખકની હકીકતની સચ્ચાઈની કસોટી કરી શકાય વાનગી દાખલ પેશવા દફતરમાંના પ્રસિદ્ધ થએલા કેટલાએક કાગળોમાંથી મળી આવતી હકીકત અત્રે

નોંધવામાં આવી છે. આ[૨૧] કાગળોના સંગ્રહનું પુસ્તક બારમું મ્હોટેભાગે ગુજરાતમાં બનતા બનાવો જોડે સંબંધ રાખે છે. પેશવા બાજીરાવ અને ત્હેનો નાનો ભાઈ ચિમનાજી (ચિમાજી) ગુજરાતમાં આવેલા તે વખતના તેમના પત્રો મિરાતના લેખકે વર્ણવેલી સ્થિતિ સાચી હતી એમ પુરવાર કરી આપે છે.

(૧) એ બારમા પુસ્તકમાંનો નંબર ૨૭ નો કાગળ ચિમનાજીએ બાજીરાવને લખેલો છે. તેમા પોતે પોતાની હીલચાલ જણાવે છે:

હું કાલે, સોમવારે, મહેમદાવાદથી આગી જઈશ. સ્વામીએ (આપને) ત્યાં જેટલાં માણસ રાખવા યોગ્ય લાગે તેટલાં રાખી આ ટુકડી સાથે લેવી અને આવતી કાલે છાવણીમાં આવી પહોંચવું. આપ અત્રે આવ્યા બાદ જે વિચાર કરવો હશે તે કરીશું. પરંતુ કાલે છાવણીમાં આવી પહોંચવું જ જોઈએ.

પેશવા દફતરના કાગળો

આ કાગળ ઘણો લાંબો છે, અને મરાઠાઓની હિલચાલની કેટલીક બારીક વિગત જે મિરાતમાં નથી તે આમાથી મળે છે. પેશવા બાજીરાવ આ વખતે ગુજરાતમાં આવ્યો હતો એ મિરાતમાં આપેલા અહવાલ પરથી નીકળે છે.[૨૨]

(૨) એજ પુસ્તકના પત્ર નંબર ૩૨ મા પિલાજી બાજીરાવને ગુજરાતમા પોતાની હીલચાલ સંબંધી લખી જણાવે છે–કે

હું વિરમગામથી પાછો ફર્યો. સરબુલંદખાન (મુબારેઝ-ઉલ્-મુલ્ક) મળવા આવે એવું કર્યું હતું એટલે આણંદરાવ પવાર ત્યાં ગયા. તેની જોડે કરાર કર્યો હતો, પણ તેના માણસોએ ગડબડ કરી તેથી તે આવ્યો નહિ, તેથી તેની મુલાકાત થઈ નહિ અને હું ધોળકા પેટલાદ તરફ આવ્યો, પછી પાવાગઢ પાસે જઈશ. રાણા અભયસિંગ સવાઈને પણ મ્હેં પત્ર મોકલ્યા છે.

મુબારેઝ-ઉલ્-મુલ્ક સરબુલંદખાનના લશ્કરી અમલદારોમાંનો એક મહારાજા અભયસિંગ પણ હતો એ મિરાત પરથી[૨૩] સમજાય છે.

(૩) નિઝામ-ઉલ્-મુલ્ક ગુજરાતના કેટલાક ગામો, જેવાં કે ભરૂચ, ખંભાત, જંબુસર અને આમોદ (મકબુલાબાદ) પર પોતાના જાગીરી

૨૧. Selections from the Peshwa Daftar, Government Central Press, Bombay: પેશ્વા દફ્તરાંતૂન નિવડલેલે કાગદ. ૨૨. ભાષાંતરઃ પૃષ્ઠ ૧૧૪. ૨૩. ભાષાંતર : પૃષ્ઠ ૧૮.

હકનો દાવો કરતો હતો, તે[૨૪]પણ આ પત્રવ્યવહારપરથી સ્પષ્ટ થાય છે. એ પુસ્તકમાના પત્ર નબર પર મા પેશ્વાનો એજન્ટ પેશ્વાને લખી જણાવે છે કે,

ગાયકવાડ પર નિઝામના પત્રો આવ્યા છે કે જબૂસર, આમોદ, ભરૂચ ને ખભાતની જાગીરની ઉપજના રૂપીઆ મોકલી દો નહિ તો તરત જવાબ આપો

(૪) રેણુકાજી અને મોમિનખાન એ બનેએ મળી જઈ અમદાવાદને ઘેરો ઘાલ્યો તેનુ વર્ણન મિરાતમા[૨૫] આપવામા આવ્યુ છે એ સબધે હકીકત એ પુસ્તકમા આપેના પત્ર નબર ૮૮ મા છે, કે

મોમિનખાન અને રેણુકાપત એ જણાએ એકત્ર થઇ અમદાવાદપર મોરચા માડયા છે, શહેરના મટ સામે મોરચા ઉભા કર્યા છે, દરવાજા સુદ્ધા બધ કરવામા આવ્યા છે, એટલે હવે ગાયકવા- પણ જલદી આ પ્રાતમા આવી જશે

વિસાજી ભીખાજીએ ચિમનાજી આપાને લખેલો પત્ર

(૫) અમદાવાદના એ ઘેરા સબધે સારપછીના પત્ર નંબર ૯૬ મા દેવજી તાકપીરનો સુરત જિલ્લાના માંડવી તાલુકામા આવેલા તડકેશ્વર ગામ પાસે મુકામ હોવાનુ જણાવી વિશેષ હકીકત ગોવિંદ ગોપાળ નામનો બીજો ખબરપત્રી અમદાવાદથી ચિમાજી આપાને લખી જણાવે છે, કે

શહેરની સામે પહેના રેણુકાપત ને મોમિનખાન મોગલ એમણે ચાર મહીના મોરચા માડેલા, તેથી સામાવાળા જેર ( હેરાન ) થઈ ગયા હતા હાલમા એમનુ ( દામાજી ગાયકવાડનુ ? ) લશ્કર આવવાથી ઘણાજ હેરાન થઈ પડયા છે શહેરમા દાણો પાચ શેરનો મળે છે, ને ઘાસના એક ભારાના રૂપીઆ પાચ પડે છે (શહેર) બહાર છાવણીમા પચીસથી ત્રીસ શેર અને ગામડામા એક મણ એમ મળે છે આ ઉપરથી ભંડારી ચાર આઠ દહાડામા પલાયમાન થઈ જશે એમ સંભળાય છે અમદાવાદ જિતાયા બાદ એમનો ( ગાયકવાડનો ? ) કરાર થશે સુરતમા મામલો બગડયો છે એટલે દેવજી તાકપીર સા રહ્યા છે ત્યાનુ ઠેકાણું પડયા બાદ આ બાજૂ આવશે અને પછી શહેરના કામનો નીકાલ થશે

શહેરના ઘેરા વખતની પરીસ્થિતિનું ટૂક વર્ણન મિરાતમા નીચે મુજબ [૨૬]છે.

---

૨૪ બાપાતર પૃષ્ઠ ૧૨૭ ૨૫ બાપાંતર પૃષ્ઠ ૨૮૪

૨૬ બાપાતર પૃષ્ઠ ૨૮૨-૩

સારાંશ જ્યારે અનાજની કીંમત બશેરની થઈ ગઈ ને ઘાસ કેસરને ભાવે વેચાવા માંડયું, ત્યારે શહેરના રહીશો બહાર જવા નીકળ્યા × × × × દીવસે દીવસે તેની સ્થિતિ પણ બગડતી જતી હતી અને તે (ભંડારી) ત્યાં રહેશે તેવી આશાની દોરી પણ તૂટતી જતી દેખાતી હતી.

(૬) દફતરના પત્ર નંબર ૯૮ મા ઉમાબાઈ દાભાડે પણ ચિમાજી આપાને તેના માગવાથી અમદાવાદનો ઘેરા સંબંધી ઉપરને મળતીજ ખબર આપે છે, કે

રાજ્યશ્રી રેણુકોજી આનાજી પાચ હજારના લશ્કર સાથે અને મોમિનખાન દસ હજારના લશ્કર સાથે અમદાવાદને ઘેરો ઘાલી બેઠા હતા. પાછળથી રાજ્યશ્રી દામાજી ગાયકવાડ શમશેર બહાદુર (ત્યા) ગયા. ત્યાનો વિચાર કરતાં એક બે મહીનામા શહેર હસ્તગત થશે એમ લાગે છે (તા. ૧૫–૩–૧૭૩૭). લશ્કર મ્હોટું ને તેને પેટીઉં જોઈએ તેથી રેણુકોપંત અને મોમિનખાનને દસ હજારની ફોજ સાથે ત્યા રાખી સોરઠ પ્રાંત તરફ તે (દામાજી) નાણા ઉઘરાવવા ગયા છે. પાછા ફર્યા બાદ ત્યાંનો વિચાર કરશે મિરાતમા આ બાબતનો ઉલ્લેખ મળી આવે છે.[૨૭]

(૭) રેણુકોજી અને મોમિનખાન જો કે કામ એકજ પક્ષમા રહીને કરતા હતા છતા તેમને અંદરથી અણબનાવ હતો અને તેની ખબર મુસલમાન અને મરાઠા બંને બાજૂને હતી. મરાઠાઓને માહિતી હતી તે પત્ર નંબર ૧૦૧ પરથી સમજાય છે. ગોવિંદ ગોપાળ પંત પ્રધાન પેશ્વાને ગુજરાતના સમાચાર લખી જણાવતા છેવટના ભાગમા લખે છે, કે

મોમિનખાન અને રેણુકાપંત વચ્ચે બગાડ થયો હતો; એક બે તો મ્હોટા કજીઆ થઈ ગયા. આના તેના મળી બસેં ત્રણસેં માણસ મુઆ. હવે પાછો બનાવ થયો છે. પણ તે આગળ જતા નભશે એમ લાગતું નથી.

આ હકીકતનું વિગતવાર વર્ણન મિરાતમા મળી આવે છે.[૨૮]

વિસ્તારભયને લીધે બીજા દાખલા આપ્યા નથી.

ખંભાતની અંગ્રેજોની કોઠી, સુરતની કોઠી વગેરે કોઠીઓના અમલદારોના પત્રવ્યવહાર જોતા, ત્યાના બનાવો પણ યથાસ્થિત વર્ણવેલા સમજાશે.

સુરત ફેક્ટરીના અમલદાર મી. લેમ્બ (Lambe) જેને મિરાતનો લેખક મી. લામ[૨૯] કહે છે, તેણે મીયા અચ્છન તથા સફદરખાન વચ્ચેના

૨૭ ભાષાંતર: પૃષ્ઠ ૨૭૦ થી શરૂ થતી હકીકત. પૃષ્ઠ ૨૭૮ દામાજીના સોરઠ જિલ્લા તરફ જવા બાબત.

૨૮. ભાષાંતર: પૃષ્ઠ ૨૯૨–૩–૪. ૨૯. આવી ભાત ખંભાતના અમલદાર

**અંગ્રેજોની કોઠીઓનો પત્રવ્યવહાર**

વિરોધ ને કજીઆમા આગળ પડતો ભાગ લીધેલો, (ઇ સ ૧૭૫૧-૫૨) અંગ્રેજોની પ્રમાણીક વર્તણુક અને આપેના વચનને વળગી રહેવાના સદ્ગુણનો તે ચુસ્ત હિમાયતી હતો, અને તે દર્શાવવા મિરાતના લેખકનું વર્ણન ચોકખુ દેખાઈ આવે છે પરંતુ મી લેમ્બના તરફથી લેવા એના મોઈ કોઈ પગના સંબંધીનો સમય આપવામા હેરફેર થઈ ગયો લાગે છે પાછના બનાવો આગળ ને આગળના પાછળ મૂકાઈ ગયા છે એચીસનમા[30] સુરત સંબંધે જે અહદનામ છે તે જોતા આ હેરફેર દેખાઈ આવે છે દાખલા તરીક, અંગ્રેજોએ ટી કોઠી જે ઘણા ભયમા આવી પડી હતી તેને બચાવવા મી લેમ્બે (તા ૧૨મી નવેમ્બર ૧૭૫૧) જંજીરાના સીદી તથા સફદરખાન જોડે જે સંધિ કરી હતી ને જે મુંબઈની કાઉન્સીલે મંજૂર ન રાખતા ફેરવી નાખી હતી,[31] (તા ૨૨ મી નવેમ્બર ૧૭૫૨) તેનો મિરાતમા ઉલ્લેખજ નથી બીજા અચ્છનનો પક્ષ લઈ સફદરખાનની સામે થવા બાબતના સુરતના સઘળા વેપારીઓએ કરેલા મહેજર પર પોતે સહી કરેલી તેને વળગી રહેવાની મી લેમ્બની ભલામણ મુંબઈની કાઉન્સીલે એવુ જણાવી રદ કરી કે આપણે વેપારીઓએ એ હાકેમોના માહોમાહના રાજકીય ઝઘડામા પડવુ ન જોઇએ, તે સબંધી એચીસનમા કાઈ ઉલ્લેખ નથી મી લેમ્બે જે નીતિ પકડેલી તે ઉલટાઇ જવાથી તે નાસિપાસ થઇ ગયો અને તેણે તે ઉપરથી આપઘાત કર્યો, એવુ મિરાતમા છે આ બે જુદા જુદા બનાવો સબંધે મિરાતના લેખકની ગેરસમજૂતી થઇ લાગે છે વળી એના મૃત્યુના વરસના સંબંધમા પણ કાંઇ ગફલતી થઇ લાગે છે મિરાતમા હિ સ ૧૧૬૩ એ સંબંધે આપેલો છે એચીસન જોતા હિ સ ૧૧૬૪ મા એ હયાત હતો એમ લાગે છે[32]

મતલબ કે આવી આવી ક્ષતિઓ પણ નજરે પડે છે

---

સબંધે થઈ છે તેનુ નામ મી અર્સ્કીન (Erskine) હતુ મિરાતમા મીસ્તર અરસ્કીન છે

૩૦ A Collection of Treaties Engagements and Sunnuds relating to India and Neighbouring Countries, by C. V Aitchison, Vol. VI

૩૧ Aitchison, Vol VI PP 215 and 224

૩૨ Surat Papers જેનો સુરતના Bombay Gazetteer મા ઉપયોગ કરવામા આવ્યો છે તેમાંથી મી લેમ્બનો અહેવાલ મળશે

સુરતના હાકેમ તેગબેગખાનના સમયનો કેટલોક અહેવાલ Surat Papers પરથી Bombay Quarterly Review Vol IV માંથી

**અંગ્રેજી સાધનો.** Bombay Quarterly Review

મળી આવેછે તે લેખના લખનારે જે અહેવાલ આપ્યો છે તે તેને મળી આવેલા માત્ર અંગ્રેજો તરફથી મળેલા સાધનો પરથી આપ્યો કે એમ તે જણાવે છે, અને છેવટ એવી ઇચ્છા દર્શાવે છે કે એ બધા બનાવોનો અહેવાલ કોઈ હિંદનો વતની પોતાના તરફથી આપે તો સારૂ તેગબેગખાનની નવાબીનો એ આખો અહેવાલ મિરાતમા આપવામા આવ્યો છે [33] વળી અહમદ ચલબી નામનો ખટપટી આરબ વેપારી જે સીદીને મળતો તનખો અંગ્રેજોને મળે તેટલા માટે ખટપટ કરવામા મી લોથર (Lowther) ને મદદ કરી રહ્યો હતો તેનો અંત કેવો અંજામ આવ્યો અને તેનુ મૃત્યુ કેવી રીતે થયુ તેનો અહેવાલ એ અંગ્રેજી લેખમા આપ્યો છે તેનાથી કાંઈક જુદોજ અને વધારે વિગતથી મિરાતમા આપવામા આવ્યો છે [34]

**સુરત બંદર અંગ્રેજોએ જીતી લીધુ તેનો અંગ્રેજી પત્રવ્યવહાર** Surat Factory

સુરત બદર અંગ્રેજોએ જીતી લીધુ તેનો અંગ્રેજી પત્ર વ્યવહારને આધારે Bombay Gazetteer મા જે અહેવાલ આપવામા આવ્યો છે ને મિરાતમા આપવામા આવ્યો છે,[35] તે એકબીજા ની પૂરવણીરૂપે છે મિરાતમા મુસલમાનો તરફથી મળેલી હકીકત છે અને Gazetteer મા અંગ્રેજો તરફથી મળેલી હકીકત છે એ કિલ્લો જીતાયા બાદ, સીદીને મળતો તનખો અંગ્રેજોને આપવો, અંગ્રેજોના લાડકા ફારેસખાનને સીધા અરજ઼ઠનતો નાયબ બનાવવો, ત્યાર પહેલાનો ફારેસખાન અને અંગ્રેજો વચ્ચેનો કરાર (કે જે અમલમા આવી શક્યો ન હતો),[36] અંગ્રેજોને કિલ્લો તાબે લઈ તેના હાકેમ તરીકે વર્તવાનુ બાદશાહી ફરમાન, જે અસલ ફારસીમા મિરાતમા આપવામા આવ્યુ છે,[37] એ સઘળા સુરત બદર મર્ધીના દાખલા જોતા પણ મિરાત ઉપલી કસોટીમાથી ફતેહમંદ રીતે પાર ઉતરે છે.

ખંભાત સબંધી પણ એજ અંગ્રેજી ત્રૈમાસિકમા કેટલાક ઇશારો છે

---

33 ભાષાંતર પૃષ્ઠ ૬૯૭

34 ભાષાંતર પૃષ્ઠ ૨૧૭ ૨૧૮

35 ભાષાંતર પૃષ્ઠ ૬૭ -૬૮૪    36 Aitchison Vol. VI p 227 No LI ભાષાંતર પૃષ્ઠ ૬૮૩ 37 ભાષાંતર ૬૯૫, આનુ અંગ્રેજી ભાષાંતર Aitchison Vol VI p 235 પર આપવામા આવ્યુ છે

**મિરાતની રસિકતા**

મિરાત વાંચવી ગમે તેવી છે, તેનું એક કારણ એ છે કે એમાં માત્ર રાજકીય બનાવો યા ઉથલપાથલનું રસહીન, કોઈમોરું વર્ણન (dry bones of history) આપવામા આવ્યું નથી. પરંતુ તે સમયની કેટલીએ સામાજિક રૂઢીઓ, કેટલાએ રીતરિવાજો, તથા જૂની પ્રથામાં થતા ફેરફાર વર્ણવવામા આવ્યા છે. મુસલમાન સ્ત્રીઓને પાળવો પડતો સખ્ત પડદાનો રિવાજ, તેને લીધે ઘેરમાથી શહેર બહાર નીકળી જતાં પડતો ત્રાસ, ગુજરી બજાર ભરાવાના દીવસમા થએલો ફેરફાર, ભદ્રના દરવાજા બહારના બાદશાહી નગાર( ટકોર )ખાનામા વાગતા ચોઘડીઆં અને તે વાગવાના દીવસો અંગે ફેરફાર, નાણાના સિક્કાની છાપમા મરાઠાઓ અંકુશ પાડતા તે પાડવાનું બંધ થયુ તે, કોટવાળીના ચબૂતરા પર ઉડતો ઝુંડો ભગવા રંગનો રંગવામા આવ્યો તે, સુરત બંદરના કિલ્લા પર

**મિરાતમાંનાં વર્ણનો હૃદયદ્રાવક**

મોગલોના વાવટા સાથે અંગ્રેજોનો વાવટો પણ ઉડતો થયો તે, એવા એવા અગણિત ફેરફારો વાંચનાં રસ ઉપજે છે. તેમાના રેલ, આગ, દુકાળ, મરકી, એવી એવી કુદરતી આફતોના વર્ણનો તેમજ મનુષ્યજનિત આફતો, ઘેરામા પડેલા માણસોના દુઃખ, મરાઠા અને કોળીઓને હાથે થતી લૂંટફાટો અંગે વેઠવો પડતો ત્રાસ, એ બધાના વર્ણન આબેહુબ હોવા ઉપરાત હૃદયદ્રાવક છે.

મિરાતમા કાજી, સદ્ર સદુરસદ્ર અથવા સદ્રજહાન, ફોજદાર, કોટવાળ વગેરે અમલદારોના નામ આવે છે. તેમની ન્યાયખાતાઅંગેની ફરજ મોગલોના સમયમા નીચે મુજબ હતી.

અદાલતે શરીઆત[૩૮]–ધાર્મિક બાબતો સંબધેની કચેરીમાં મુખ્ય કાજી[૩૯]થી ઉતરતો દરજ્જો કાજી ભોગવતો, અને તેનાથી ઉતરતો દરજ્જો નાયબ કાજીનો હતો. આ ઉપરાત જેમા સાધારણ

**મિરાતમાં આપેલા ઓહ્દાઓનો ખુલાસો**

કાયદા મુજબ દાવા ચૂકવવા પડે તેવી[૪૦] વારસા, લગ્નજેવી દીવાની અને ફોજદારી બાબતો પણ કાજીની કચેરીમાં મૂકાતી. સૂબાઓમા કાજીના ચૂકાદા પરની અપીલ મુખ્ય કાજી સાંભળતો. સદુરસદ્ર અથવા સદ્ર જહાનથી ઉતરતો દરજ્જો સદ્રનો હતો. સદ્રની કચે

૩૮ Court of Canon Law. ૩૯ કાઝીઉલકુઝાત. ૪૦. Court of Common Law.

રીમા જોકે દીવાની ફોજદારી બાબતોની તપાસ થતી છતા સદરનુ મુખ્ય કામ, વકફ એટલે ધર્માદા મિલકતો, સરકારની વિઘોટી ભરવાની જવાબદારીમાથી મુક્ત એવી જમીનો, તેમજ ધર્માદા ફંડો તથા ધર્માદા ખાતે અપાતા નાણા એ બધાનો વહીવટ કરવાનું હતું આ બાબત સંબંધે કાઈ પણ તકરાર ઉઠે તો તેનો નિકાલ કરવાનો એને અધિકાર હતો. આને લીધે જ મિરાતનો લેખક ફરીઆદ કરે છે કે જ્યારે ગુજરાતના સૂબાના સદરે જોયુ કે કશી ધર્માદા મિલકત યા ખેરાતના નાણા રહ્યા જ નથી, કારણ સૂબેદારો જ તે સઘળુ પચાવી પડયા હતા, અને તેના પોતાના અધિકારનું કશુ કામજ રહ્યુ નહતુ,[૪૧] એટલે તે પોતાના હોદ્દાનું રાજીનામુ આપી અમદાવાદ છોડી સુરત જઈ રહ્યો. થાણા અથવા પરગણાના ફોજદારને લશ્કરી ફરજો ઉપરાંત કેટલીએક ફોજદારી ગુન્હાની તકરારોનો નીવેડો લાવવો પડતો, અને વસૂલાતી અધિકારીને જમા વસૂલ કરવામા મદદ કરવી પડતી શહેર કોટવાળ હાલના પોલીસ કમીશનર અને પરગણાનો કોટવાળ પોલીસ સુપરઇન્ટેન્ડન્ટની ફરજ બજાવતા, અને લોકોમા શાંતિ જાળવવા માટે જવાબદાર રહેતા સૂબાનો નાઝિમ ફોજદારી કામોની અપીલ સાભળતો અને દીવાન નીચલી કોરટમા દીવાની કામોના ફેસલા પર થએલી અપીલો સાભળતો.[૪૨] મિરાતમા ઘણી વખત આવે છે કે અમુક સૂબેદાર પોતાના હોદ્દાનો ચાર્જ લઈ તેની પાસે રજૂ થએલા કામો કરવા મડી ગયો; તેમા આવી કેટલીક અપીલોનો પણ સમાવેશ થાય છે.

પાલણપોર
તા. ૧૦ મી જુલાઇ ૧૯૩૬ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

---

૪૧ બાબતંર પૃષ્ઠ ૬૭૨ ૪૨ Administration of Justice during the Muslim Rule in India, by Wahed Husain, B L., Published by the University of Calcutta, (1934) આ ઉપયોગી પુસ્તકમાંથી આ હકીકત ઉપજાવી કાઢી છે

# અનુક્રમણિકા

## અમદાવાદમાં જે બન્યું હતું તેની પુણે ખબર પડવી, પેશવા બાળાજીરાવનું ગુસ્સે થવું, નિઝામતના ઓદ્ધા પર તથા મોમિનખાનને કાઢી મૂકવા, સદાશીવ રામચંદ્રને નીમવો; દામાજી ગાયકવાડની જોડે એક મ્હોટું લશ્કર લઈ તેનું આવવું, મોરચા બાંધવા અને લડાઈને યુદ્ધના ક્ષેત્રનું રચાવું.



મોમિનખાને ઉઠાવેલા બખેડાના, ઘોઘા બંદર લઈ લઇ, જંબુસર તથા પેટલાદના પરગણા લૂટી લઈ, નાયબ સૂબા રાઘુના માર્યા જવાના, તથા મોમિનખાનના શહેર પર ચઢી આવવાના, શત્રુતાનો વાવટો ફરકાવવાના અને (દક્ષણીઓને) મારી હઠાવવા માટે તૈયારી કરવાના સમાચાર, એક પછી એક બાળાજીરાવ પેશવાને કાને આવતા રહ્યા. પોતાની સત્તા ને જોર એવા હતા કે જેને લીધે કોઇની પણ મકદૂર નહિ કે તે આવું કાઇ કાર્ય કરી શકે અથવા આવા પ્રકારનુ સાહસ ઉઠાવી શકે, એવુ પોતે માનતો હોવાથી, બહુ ક્રોધ ને ગુસ્સાથી તપી જઇ, રાતો પીળો થઇ ગયો, અને પેશવાએ વેર લેવાનો રસ્તો લીધો. (લેખકનુ રચેલું કાવ્ય)

તેજ વખતે પેશવાને ખબર પડી
કે તેના સલાહ ને સલામતીના કામમા છીદ્ર પડયા હતા.
ક્રોધે ભરાયેલા સાપના ગુચ્છા વળે છે તેમ તે આકુળવ્યાકુળ થઇ ગયો
અને આબદાર કાતિલ તલવારની ધાર કઢાવવા માડી.
શોરબકોર કરી ઢોલ પર દાંડીઆ લગાવ્યા
અને મોગલો પર વેર લેવા દરેક બાજૂ હોકારો કર્યો.

તેની પાસે બેસનારા મંડળમાથી સદાશીવ રામચંદ્રનો મર્તબો વિશેષ હતો; શક્તિ અને સંપત્તિમા બીજા કરતા વધારે પ્રખ્યાતીવાળો હતો, અને તેના જોડીઆઓ કરતા ભરોસા અને વિશ્વાસની પાત્રતામાં વધારે પ્રશંસાને પાત્ર હતો, તેથી તેને પોતાના નાયબ તરીકે અમદાવાદ સૂબાના માલી ને મુલકી કામોનો નીકાલ કરવા નીમ્યો, અને સૂબાના અડધા ભાગના ભાગીઆ દામાજી ગાયકવાડને તેના ભાઇ ખંડેરાવની સાથે સદાશીવ રામચંદ્રની મદદમા મોકલ્યો. આ ચઢાઇ માટે ઈરાદાનો કમરબંદ

મજબૂત બાંધી આવા સાહસને લાયક સૈન્ય તૈયાર કરી, તેઓ રસ્તે પડયા, ઝપાટાબંધ રસ્તો કાપતા ને મજલપર મજલ કરતા તેઓ સૂબાની સરહદ પર આવી પહોચ્યા. તેના સમાચાર મોમિનખાનને મળ્યા. દિલ્હી દરબાર તરફથી મદદ કે સહાયતા મળવાની આશા કપાઇ ગઇ હતી, છતા પોતાની હીમત ને શૂરવીરતાના પગપર ઝઝુમી શત્રુની સામે થવાના (ઇરાદાના) પાયા તેણે હાલી ઉઠવા અથવા તો સામે મ્હોડે ઉભા રહી લડવાના (નિશ્ચયના) સ્થંભો હચમચવા ન દીધા, અને શહેરનું રક્ષણ કરતા કોટના દરવાજા ઈંટથી ચણી લીધા, અને અનુભવી રખેવાળોને સોપ્યા. બુરજ અને ગઢી ઉપર રક્ષકો મૂકી દીધા ઠેકઠેકાણે તોપો ગોઠવી દીધી કાંગરાઓના ખાચા-ઓમા હાથે ઉચકી ફેકાય અને માથુ ફોડી નાખે એવા પત્થરો ભરી દીધા ફોજદારે ગિર્દને રહેવાની જગા—નયનપુરની ગઢી કે જેને રૂઘનાથ-રાવના સમયમા દક્ષણીઓએ ખડીએર જેવી ને વેરાન કરી મૂકી હતી અને જે ઈમારત શ્રીપતરાવે નવેસરથી મજબૂત બનાવી હતી, ત્યા શત્રુઓ આવી આશરો ન લે એવા વિચારથી તોડાવી પાડી લડાઇનુ ક્ષેત્ર માત્ર શહેરનુ સંરક્ષણ કરતી દીવાલોપર જ સંકુચીત થઇ રહે, એવી વ્યવસ્થા કરી તેમના અટકાવરૂપી ઢાલ માથાપર રાખી, તેમને મારી હઠાવવા રૂપી તરવાર ફેરકાવી, લડાઇની વાટ જોતો બેઠો. સદાશીવ રામચંદ્ર ને દામાજી ગાયકવાડ મહી નદી પર આવી પહોચતા સલાહ કરવા અને વિરોધ દૂર કરવા માટે પગના લેવા મંડયા અને તેમણે એક પત્ર લખ્યો, જેમા આ જમાના ને યુગમા પેશવા કે જેની આણ આખા હિંદુસ્તાનના મુલકમા વર્તી રહી હતી, અને કોઇ પણ માણસમા તેની સામે થવા જેટલી શક્તિ હતી નહિ, તે પેશવા તરફથી તેની જોડે શત્રુતા કરનાર પ્રત્યે ધાક ને ધોકો, ક્રોધ ને ડરામણુ દર્શાવવામા આવ્યા હતા, અને એવુ લખવામા આવ્યુ હતુ કે એ કારણથી પોતે તેમની સામે લડવારૂપી હાથ ખેચી લેવો, અને ગઇ ગુજરી ભૂલી જઇ, થયુ તે ન થયુ નહિ થાય, એમ ગણી શત્રુવટની જાજમ સંકેલી લેવી અને ખંભાત જે પહેલાથી તેના તાબામા હતુ, ત્યા ચાલ્યા જવું.

(લેખકનુ રચેલુ કાવ્ય)

બખેડો ન ઉભો કર, દુશ્મનીનો અગ્નિ ન સળગાવ
આ પ્રદેશની બરબાદી ન કર
તારી પાસે જે મુલક છે, ત્યા નિરાતે ને વગર મહેનતે રહે,
તે માલ ને તે ખજાનો હોવા છતા કૃતઘ્ની ન થા.
તારી ઇચ્છા પાર પાડવા માટે જમાનામા શોરબકોર ન કર,

એવા બેવકૂફી ભરેલા ખ્યાલ છોડી દે
સલાહ કરવાનો અભિપ્રાય થાય તેજ સારૂ છે,
તેમ કરી મુરવ્વતનો રસ્તો લે
આ શાંતિદર્શક કલમના બરૂમાથી હમે નથી ચાહતા,
કે શત્રુવર્ગના વિચારના ભાનાનો વાસ ઉગી નીકળે

જાસૂસો જોડે મોકલેલો એ પત્ર તેને મળ્યો, પરતુ ઇશ્વરેચ્છાએ જુદીજ વાત નક્કી કરી હતી ને વિધાતાની લેખણે તેને માટે છેવટનો હુકમ લખી કાઢયો હતો, લોકોનુ પણ મોત આવ્યુ હતુ તેમજ ઘણાઓના જાન માનની પડતીનો વખત આવી લાગ્યો હતો, અને આસમાનપરથી આવતા હુકમનો અનાદર કરવાની માણસમા તાકાત નહોતી, તેથી તે હુકમને આવતો અટકાવી શક્યો નહિ ઉપરઉપરથી જોતા મોમિનખાનને પોતાનુ લશ્કર મ્હોટુ લાગતુ હતુ કારણ તેમા લગભગ દસહજાર સ્વાર ને પ્યાદા ભેગા કરવામા આવ્યા હતા, વળી દારગોળાનો ભંડારો પણ ભેગો કરી રાખ વામા આવ્યો હતો, કોળીઓને મેળવી લીધા હતા, તેમજ શહેરના કોટની દીવાલોને પણ મજબૂત બનાવી દીધી હતી એ બધા સાધનોનો આધાર લઇને, તે સલાહ કરવા રાજી નહતો, અને તેથી તેમની માગણીને અનુકૂળ થઇ પડતો જવાબ મોકલ્યો નહિ શહેરના કેટલાક સનકો ને વેપારીઓ જેઓ ભય ને આશા વચ્ચે લટકતા પોતાનો વખત કાઢતા હતા, તેઓ લશ્કર આવી પહોચવાની ખબર સાભળી અને સધિ નહિ થાય એવુ જાણી દૂર અંદેશી વાપરી એક બાજૂ ખસી જઇ સતાઇ ગયા જેમ જેને લાગ મળતો ગયો તેમ તે દરવાજાના રખેવાળોને સાધી બહાર ચાલ્યો ગયો ટૂંકમા સદાશીવ રામચદ્ર અને દામાજી ગાયકવાડ મહી નદી ઉતરી ગોજે ખેડે આવી પહોચ્યા ત્યા જવાનમર્દખાન તથા દક્ષણીઓ આવી તેમને મળ્યા, અને ત્યાથી કૂચ કરી શહેરથી ૭ કોસ પર આવેના નહાનીગામે આવી પહોચ્યા ત્યા મોમિનખાનનો જવાબ કે જે તેમની ઇચ્છાનુસાર હતો નહિ તેનાથી વાકેફ થયા અને શહેરની હદમા આવેના કાંકરીઆ તળાવ તથા મહેર અલીખાનના બાગની પાછળ આવેલા મેદાનમા મુકામ નાખ્યો અને બીજે દિવસે જ્યારે,

પ્રભાતના પહેરેગીરે ઝુંડો ઉંચો કર્યો
અને રાત્રી રૂપી શબ્દ પર દુનીઆએ છેકો માર્યો

ત્યારે બીજા રબી માસની ૫૯મી તારીખે ત્યાથી મુકામ ઉઠાવી શહેરના પૂર્વ ભાગમા આવેના રાજપુરથી સરસપુર સુધી, સારગપુર ને

કાળુપુરના દરવાજાઓ માગે, મોરચા બાધવા તથા લડાઇ ને જંગનું મેદાન સજાવવાના વિચારમા પડ્યા. કોટના બુરજો પરથી કેટલીક તોપોનો મારો તેમના પર ચલાવવામા આવ્યો. પરામાના ખંડીએર મકાનોની દીવાલો આડે આવવાથી તોપના ગોળા અસરકારક નીવડયા નહિ એટલે કાળુપુરના દરવાજાના બે બુરજો પર મોમિનખાને ભારવટીઆઓ ગોઠવી તથા બીજી રીતનું લાકડકામ ઉચું કરી તેને ઉંચા કર્યા અને આઘે ગોળા ફેંકી શકે એવી તોપો તેના પર ચઢાવી કે જેથી તે ગોળાનો મારો સામે આવેલી છાવણી પર કારગર થવા માંડ્યો. સદાશીવ રામચંદ્ર અને દામાજી ગાયકવાડે મગદા અને માવળાઓની ટૂકડીને માચડા બાધવા તથા મોરચાઓ આગળ વધારવા હુકમ કર્યો. તેમણે તે કામ કરવા માંડ્યુ અને પગના ખંડીએર મકાનોની દીવાલોનો આશરો લઈ રાતને વખતે જ્યારે અંધારારૂપી પડદાએ પૃથ્વીને વીંટી દીધી તે વખતે ઘણા લાકડા ને પાટીઆ વહી લાવી, સીદી બશીરની મસ્જિદના નામથી જાણીતી મસ્જિદ, કે જે ગુજરાતના એક અમીર નામે મલેક સારંગે બનાવેલી હતી, અને જે શહેરની દીવાલથી બંદૂકની એક ગોળીનો મારો પહોંચે તેટલે દૂર હતી, તેમા બીજાની નજરે ન પડે તેવી રીતે ચોરની માફક આવી લપાઇ રહ્યા, અને દીવસના ભાગમા જે લાકડા વગેરે આણી તૈયાર ને હાજર રાખ્યુ હતું તે તેજ રાત્રે કોટની દીવાલની સામે આવેલી મસ્જિદની બાજૂમા મજબૂત રીતે બાંધી લઇ એક મોરચો ઉભો કર્યો. બીજે દીવસે જ્યારે આકાશરૂપી મદારીએ રાત રૂપી રમતનો તંબુ ઉઠાવી લીધો અને કમબખ્ની રોશની વાળા દીવસને ઉચો કરી ( ગોઠવી ) દુનીઆના મેદાનને પ્રકાશીત કર્યું ત્યારે જ કોટની દીવાલના રક્ષકોની આખોએ દક્ષણીઓએ ઉભો કરેલો મોરચો જોયો.

રાત રૂપી પડદા પાછળ જે વાત છૂપાઇ રહે છે
તે જ્યારે દીવસ ઉગે છે ત્યારે જાહેર થાય છે.

આને લીધે લાંબા પલ્લાની તોપનું કામ નકામુ થઇ ગયુ હતું, તેથી બંને બાજૂ તરફથી સવારથી સાંજ સુધી બંદૂક તથા (બીજી) તોપોનો મારો લડાઇના મેદાન પર થયા કરતો. રાતને વખતે રોન ફરતી સવારોની ટૂકડી નગારા વગાડતી વગાડતી કોટના અંદરના ભાગમા બન્ને છેડેથી શહેરની આસપાસ ફરતી અને બુરજ ને ગઢીના રખેવાળો મશાલો ચેતાવી "હુશીઆર રહો" એવો સાદ, અને "જાગતા રહો" એવો અવાજ ભૂરા (સૂક્ષ્મવાયુવાળા) ગગન સુધી પહોંચાડતા. આખા લશ્કરને કમર બાધી તૈયાર રહેવાનો મોમિનખાને હુકમ આપ્યો અને પોતે સારંગપુર દરવાજે

આવ્યો. રાતનો આશરે એક પહોર વીત્યો અને રાતનું અંધારૂં જ્યારે વધારે અંધકારમય થયું

કાળારામાં સીદીના ચ્હેરા જેવી (એ) કાળી રાત

એ રાતનો તે કાળો રંગ (પૃથ્વી જે માછલીપર ઉભી છે તે)—

માછલીની પીઠ સુધી પહોંચી ગયો હતો,

ત્યારે તેણે શંભુરામને સિપાઈઓ સાથે બહાર મોકલ્યો કે જેથી તે આગળ વધી આવેલા મોરચા સર કરે. એ માણસોને આવું કામ કરવાનો પહેલી જ વાર પ્રસંગ આવેલો હોવાથી વગર બ્હીકે તેઓ ત્યા પહોંચી ગયા; અને સહેજસહાજ ઝપાઝપી બાદ શત્રુના સૈન્યના મોખગનો ભાગ કે જે હજુ તે જગા મજબૂત બનાવી શકયો ન હતો તેમજ જે હજુ રસ્તાઓ તથા ઘાટથી વાકેફ ન હતો, તે તેમની સામે ટકી શકયો નહિ અને બંને બાજૂનાં થોડા માણસો મરાયા અને ઘવાયા, એટલે તેઓ પોતાની છાવણી તરફ નાશી ગયા. ગભરાટમા તેમના કેટલાક હથીઆર અને જરૂરી સામાન ત્યાં રહી ગયા, જે શહેરમાથી આવેલા સિપાઇઓના હાથમા પડયા. મોરચાના લાકડા ને પાટીઆ પણ તેઓ પોતાની જોડે ખેંચી ગયા. કેટલાએક નાહિમત માણસો જેઓ દેખીતી રીતે બહાર આવ્યા હતા અને રાતના અંધકારને પોતાના નસીબનો પ્રકાશ ગણી ખૂણેખાચરે ગમે ત્યાં છૂપાઈ બેઠા હતા, તેઓ આ ઘટના જોઈ હિમતવાન બની ગયા, અને તેમની આગળ આવી ગએલી ટૂકડી કરતા પણ વધારે શોરબકોર ને દોડાદોડ કરી આગળ ચાલવા માડયા. રસ્તામા તેમને કોઈ રીતનો અટકાવ કે હરકત નડયા નહિ એટલે તેઓ ઠેઠ દક્ષણીઓની છાવણી સુધી પહોચી ગયા અને થોડો વખત બદૂકોના બાર કરી, લગભગ મધરાતે પાછા ફર્યા. સારંગપુરના કેટલાક ઘર, જે તેમના રસ્તામા આવતા હતા ને જેમાં થોડાક મુફલેસ માણસો બ્હીકના માર્યા શહેરમા આવી પડી રહેતા હતા તે ઘરના છાપરાને તથા એક મસ્જિદ જેનુ છાપરૂં પણ લાકડાનુ હતું તે છાપરાને, તે ઘરો ને મસ્જિદને શત્રુનું આશ્રયસ્થાન ગણી, આગ લગાડી. શંભુરામનું પોતાનું બાપદાદાનું ઘર ને જન્મસ્થાન કે જે સારંગપુરમાં આવેલું હતું ને જે પરાઓની ઉજ્જડ સ્થિતિને લઇને થોડા વખતથી તેણે તજી દીધું હતું ને શહેરમાં રહેવા ગયો હતો, તે ઘરને પોતાને હાથે આગ લગાડી. એ રીતે આ પરામા જે થોડી ઘણી આબાદી રહી ગઇ હતી તેનો પણ અંત આવ્યો. ટૂંકામાં, શંભુરામ પાછો ફરી (સહીસલામત) આવી પહોંચ્યો. પરંતુ કેટલાએક સિપાઈઓ જેમનું આવી બન્યું હતું, તેઓ ખંડીએરોમા દાખલ

થઈ વગર ઝ્હીક્ આગળ ધરયા જતા હતા, તેમને તે મકાનો જો કે ખંડી-એરો થઇ ગયાં હતાં, પરંતુ તેની નીચેનાં ટાંકાં સલામત ને પાણીથી ભરેલાં કાયમ રહ્યાં હતાં, તે ટાંકાંઓ (પાણીના જથા)ની ખબર ન હોવાથી, તેમજ રાતનું અંધારૂં હોવાથી તેઓ મોતના વમળમાં ઘેરાઇ, હલાક થયા. બીજે દહાડે જ્યારે ફરી પાછા બીજી વખત મોરચા બાંધવા દક્ષણીઓ એ ખંડીએરોમાં આવ્યા ત્યારે આગલી રાતે એ નાશ રૂપી દરીઆમાં ડુબી ગએલા અને અંધારા કુવામાં પડેલાની હકીકત તેમની સ્થિતિદર્શક રૂભથી સાંભળી.

અરે દાવો કરનાર (વાદી)! તું જે દરીઆને કિનારે ચાલે છે
તેને હમે જે ડુબી ગએલા છીએ તેની શી સ્થિતિ છે તેની
શી ખબર પડે ?

ટુંકામા મોરચા બાધવા તથા (પોતાના) રક્ષણનું સ્થાન મજબૂત કરવા સદાશીવ રામચંદ્રે તાકીદ આપી અને માલી ને મુલ્કી કામોનો નીકાલ કરવા માટી અમલદારો અને ફોજદારોને પરગણાંઓમાં મોકલ્યા. પોતાના સાથીઓમાથી સદાશીવ બહ્લાળ નામના માણસને કાપડખાતા તથા સાયર મહાલનો કરોડી તથા હવેલી પરગણાનો અમીન નીમી કહ્યું કે ખરીફની જમાબંદીમાથી બાકી રહેલો અવેજ તેણે વસૂલ કરવો. દામાજીએ પણ પોતાના ભાગના નાયબો નીમી દીધા. હજુ સુધી જવાનમર્દખાન તથા તેનો ભાઇ જોરાવરખાન સદાશીવ દામોદરની જોડે જ હતા અને તેમના ખરચ માટે છૂટકે ન છૂટકે રૂપીઆ પંદરસેં પેટલાદ પરગણામાંથી અથવા બીજી કોઇ જગાએથી જે હાથ આવતું તેમાથી તે આપ્યો જતો હતો. આ પ્રમાણે ખરચની મ્હોટી રકમ આપવી પડતી હતી, તેથી હવે તો એ પ્રદેશ બીજાના અધિકારમા ગયો છે એવું તેણે બહાનું કાઢયુંઃ આ ઉપરથી સદાશીવ રામચંદ્ર જોડે એ બાબતની વાતચીત ચાલી. તેણે જોયું કે તેમની જોડેના લશ્કરની સંખ્યા કાંઇ ઘણી નથી, તેથી તે રકમ ઓછી કરી, માણસોની સંખ્યાના પ્રમાણમાં આપવી નક્કી કરી તેમને રાખી લીધા.

અતિશય મ્હોટી માગણી કરવાથી તારા કામને નુકસાન થાય છે,
જો ફાયદો જ મેળવવો હોય તો પ્રમાણ બહારની માગણી ન કર.

સામી બાજૂના અંદર તથા બહાર આવવા જવાના મારગ મરાઠાઓએ પોતાની સગી આંખે જોયા હતા; તેમણે લાકડાં, પાટીઆં ને બાવળના થડના ભારાઓ વડે ગાબડાંઓ પૂરી નાખ્યાં, અને એક દીવાલ બનાવવી શરૂ કરી; અને પોતાની છાવણી સુધી શત્રુઓ આવી પહોંચ્યા હતા, એટલે તે છાવણીની નજદીકમાં મ્હોટા આગળની છાવણીના બચાવ તથા રક્ષણ માટે,

બીજો એક મોરચો ઘણા ટૂંકા વખતમાં ને થોડા સમયમાં, રાત ને દહાડો કડીઆ ને મજૂર જોડે પોતે પણ કામે લાગી જઈ, તૈયાર કરી દીધો. સીદી બશીરની મસ્જિદનું જે બારણું શહેર તરફ પડતું હતું તે બંધ કરી દઈ, જે દરવાજો પોતાની છાવણી તરફ પડતો હતો તે ખુલ્લો રાખ્યો. દૂર ગોળા ફેંકતી કેટલીક તોપો ગોઠવી, સારંગપુરના દરવાજાપર તથા સામે આવેલા કોટના બુરજપર તથા દીવાલપર ગોળા ફેંકી લડાઇનો અગ્નિ સળગાવ્યો. જાનુ પંડિત નામનો માણસ જે સુલેહનો સંદેશો લઇને આવ્યો હતો તેને સુલેહ થવાનો સંભવ ન લાગવાથી તે ચાલ્યો ગયો. ટૂંકામાં, મરાઠાઓએ તમને થાપણ સોંપી છે અને તમારી પાસે અનામત રકમ મૂકી ગયા છે, એવું બહાનું બતાવી, લોકો પાસેથી દંડ તરીકે તે વસુલ કરી હવેલી પરગણાની જે વસુલાત આવતી તેના વડે તથા શહેરના સામર મહાલોની આમદની હિસાબ પેટે લઈ લઇ, અત્યાર સુધી લશ્કરનો ખરચ નીભાવવામાં આવતો હતો. હજુ સુધી સિપાઇઓનો પગાર ઘણો ચઢી ગયો નહતો, અને આ કામમા ફતેહ મળશે અને પરગણા પાછા હાથમા આવશે એવી ઉમેદમા વખત ચાલ્યો જતો હતો. પરંતુ હવે હવેલી પરગણું તો બહારનાઓ (મરાઠાઓ)ના તાબા ને કબજામાં ગયુ હતું, દરવાજાઓ બંધ હતા, તેને તથા આ બખેડા ઉભો થવાને લીધે શહેરના મહાલોની ઉપજ આવતી અટકી ગઈ, એટલે ખરેખરૂ કામ કરવાનો પ્રસંગ ઉભો થયો શંભુરામ જે સઘળા કારભારનો મુખ્ય કારભારી હતો તેણે એ બાબતમા ઘણો વિચાર કર્યો, પરંતુ વેરો ઉઘરાવવાની નવી પદ્ધતિ તાકીદ કરવા તથા જોરજુલમથી નાણું ને પૈસો લઇ લેવા એ સિવાય તેને બીજો ઈલાજ સુઝયો નહિ, એટલે હિંદુ મુસલમાન શરાફો ને વેપારીઓપર લગભગ એક લાખ રૂપીઆનો વેરો નાખી, તે રકમ સિપાઇઓને તનખા તરીકે આપી. ઇશ્વરથી અજ્ઞાન ચુગલીખોરો અને એવા ઘર ભગાવનારા બીજા માણસોનું બજાર જે થોડો વખત થયા મંદ (બંધ) પડી ગયુ હતુ તે પાછુ ચાલુ થયું, અને તેમણે ઘણા ઘરો વેચાણના બજારમા લઇ આવી વેચાવી નાખ્યા. આ વખતે તક મળવાથી ખાજા અબદુલ હમીદખાનના છોકરા ગુલામ હુસેનખાને શહેર કાજીની મનસબ (જગા)ની સરંજામના બે હજાર રૂપીઆ સાથે માગણી કરી. મોમિનખાનને તો પૈસો જોઇતો જ હતો એટલે તેણે તે માગણી સ્વીકારી. આ બાબતમા પાછળથી કાઇ વાંધો ઉભો ન થાય તેટલા માટે સાવચેતી ને સાવધતા વાપરી તેણે (ગુલામ હુસેનખાને) મહમદ હાશમ બક્ષી અને મહમદ લાલ રોહીલાની જાગીરગીરી સાથે મ્હોર સાથનું

કરારનામું લખાવી લઈ, એ માસની છવીસમી તારીખે મહમદ રૂકન ઉલ્ હુક્કખાનની ફેરબદલીમાં કાજી બન્યો. આ પ્રમાણે તેને ખસેડી પોતે તે ઓહ્દો મેળવ્યો તેમાં મહમદ રૂકનુલ્હુક્કખાનને મ્હોટી રકમનું નુકસાન થયું, અને અંતે તો તે ઓહ્દો તેની પાસે રહ્યો નહિ.

કાજી જો વિચાર કરી પોતાની મ્હોરવાળો કરારપત્ર લખે,
તો પછી બીજા કાજીઓથી તેને શરમાવાનું રહેતું નથી.

વધારે પગાર આપી સિપાઇઓને નોકરીમાં લીધા હતા તેથી દર મહીને ઘણી મ્હોટી રકમોની જરૂર પડતી, તેથી ફરી પાછો, આગળના કરતાં પણ મ્હોટી રકમનો વેરો નાંખવામાં આવ્યો; જાત જાતના વેરા ને જુદા જુદા પ્રકારના દંડ લેવાયા આવ્યા છતાં, તે રકમ પૂરતી થઇ પડતી નહિ. તે ઉપરાંત કોળીઓનો રોજ, દરરોજ સાંજરે ને સાંજરે આપી દેવો પડતો. મોજે હાલોડાના તેમના જેવાંજ કામ કરનારા કોળીઓએ જે નાણું ને માલ મિલકત (લુંટી) મેળવ્યાં હતાં તે જોઈ, તથા નજમુદ્દીલાના ઘેરા વખતે લુંટનો તેમને ચાખ્ખો પડી ગયલો-કારણ તેમના મનમાં વારસો ખાનાર કરતાં ચાખ્ખો ખાનાર બહેતર-હોવાથી, લોભની મારી આસપાસ અને આજુબાજુથી એ જાત બહુ મ્હોટી સંખ્યામાં ભેગી થઇ ગઇ હતી.

આ પ્રદેશમાં રહેનારાઓનાં માલ મિલકત લૂંટી લેવા,
ખરાબ ને સારા, સૌએ એકદમ હુમલો કર્યો.

દરેક મહીને વેરા ને દંડ વસૂલ કરવા માટે વધારે ને વધારે પ્રયત્નો કરવામાં આવતા. છતા થોડા સમયમાં ને ટૂંક વખતમાં સિપાઇઓના પગારની ઘણી મ્હોટી રકમ ચઢી ગઇ, અને અમરૂ ને ઝૈદ, બકર ને ખાલીદ, એટલે કોઈ પણ માણસ પાસથી દંડની રકમ વસૂલ લેવાનું અશક્ય થઇ પડયું: શરમ (મુરવત)ની આખ બંધ થઈ ગઈ: ઓળખીતા બીનઓળખીતા વચ્ચે ફરક ન રહ્યો: ભાઈચારા ને ઉપકારના હક અપકારમાં બદલાઇ ગયા. ઇશ્વરની બ્હીક તથા કયામત (છેવટ)ને દહાડે જવાબ આપવો પડશે તેનો ભય ભુલાઇ ગયાં: એ સ્થિતિનું વિગત વા વિસ્તારથી વર્ણન કરવું તે આ હકીકત લંબાવવાનું, અત્રે લખેલી વાતને લાંબી કરવાનું, અને વાંચકોને કંટાળાનું કારણ થઇ પડે [માટે કર્યું નથી]. દરવાજાઓના રક્ષકો ઉપર એવો તાકીદ હુકમ કાઢવામાં આવ્યો કે પરવાનગી વગર તથા મ્હોર સાથની રજાચીઠ્ઠી વગર કોઇ પણ શખ્સને બહાર જવા દેવો નહિ. કેટલાએક માણસોએ આવીને જાહેર કર્યું કે જવાનમર્દખાનના ઘરમાં, એ બળદ ખેંચી શકે તેવી તથા કેટલીક (ન્હાની) તોપો પડેલી છે; તે ઉપરથી જિન્સી દારોગા તકીબેગખાનને

તે તોપો બહાર કાઢવાનો હુકમ આપવામાં આવ્યો. જ્યારે તેના ઘરના ઓરડા ખોલવામાં આવ્યા ત્યારે તેમાંથી નેર નંગ ન્હાની તોપો, તથા એંસી નંગ બીજી તોપો ને બંદૂકો હાથ લાગી, તેને બહાર કાઢી કામમાં લઈ લીધી, અને બાકીનો ઘરનો સામાન જપત કરી લેવામાં આવ્યોઃ વખતે કાંઇ ખજાનો દાટયો હશે એવા ખ્યાલથી કેટલીએક જગાઓ ખોદી પણ ખરી પણ કાંઇ મળ્યું નહિ. આ અરસામાં બંને બાજૂ તરફથી તોપ બંદૂકની લડાઈ તો જોરભેર ચાલુજ હતી, અને (વધારામાં) મહીનામાં એક વખત, અંધારી રાતે જ્યારે ચંદ્ર પ્રકાશતો ન હોય ત્યારે શંભુરામ આખા લશ્કરને લઇ શહેર બહાર આવેલા સામાવાળાના મોરચાઓ પર તુટી પડી બંદૂક-તીરની લડાઇ લડતો અને બંને બાજૂના કેટલાંક માણસો ઘવાતાં ને મરાતાં; પરંતુ તેમાથી કાંઇ ફાયદો થતો નહિ. છેવટે મહાન શાબાન માસની ચોથી રાત્રે,

કે જ્યારે તેજસ્વી સૂર્યે પીઠ ફેરવી,

હવા (આકાશ) અંધકારમય ને પૃથ્વી સખત થઈ ગયાં,

ત્યારે તેણે એક બીજી યુક્તિ અજમાવી. આખા લશ્કરના સવાર અને પ્યાદાઓને છૂટી છૂટી ટૂકડીઓ અને ટોળાઓમાં વહેંચી નાખ્યા. રોહીલા સિપાઇઓને મહમદ લાલ રોહીલાની સાથમા, મારવાડીઓને ગંગા જાટની સાથમા, આરબોને બારગીરોની સાથમા, અને બાકીના બીજા બધા જુદી જુદી જાતના સિપાઇઓને પોતાની સાથમા રાખી, રાયપુર ને દરવાજેથી મહમદ લાલ, દરીયાપુરને દરવાજેથી ગંગા જાટ, કાળુપુરને દરવાજેથી આરબો, અને તેની પાસેના સારંગપુરને દરવાજેથી પોતે બહાર નીકળી પડી, (શહેર) બહારના મોરચાઓ તરફ ચાલ્યા. તે તરફના બુરજો-પરના તોપચીઓને સખત હુકમ આપવામા આવ્યો કે તેમણે એવા જોસથી તોપનો મારો ચલાવવો કે સામી બાજૂવાળાઓ પોતાનુ માથું સરખું ઉંચું કરી શકે નહિ, કે એક પળ પણ આરામ લઈ શકે નહિ. આ વ્યવસ્થાને લીધે પરસ્પર મરજી ન છતા હુમલા કરવા પડયા, અને મધરાતથી એવું દારૂણ યુદ્ધ શરૂ થયું કે જેથી સામે આવેલા મોરચા સર કરી તેઓ છાવણી સુધી પહોચી ગયા. આવી પરિસ્થિતિ કોઇ દહાડો ઉભી થશે એવી દૂર અંદેશી વાપરી દક્ષણીઓએ સાવચેત અને સાવધ રહી, પોતાની છાવ-ણીની પાડોશમાં દીવાલવાળો એક મજબૂત મોરચો બનાવી રાખ્યો હતો, તેથી હવે પરિણામે લડાઈ તે જગાએ થવા માડી, અને આખું લશ્કર તે દીવાલપર ચઢી ગયું અને પૂર્વના ક્ષિતિજમાથી પ્રભાતનો પ્રકાશ દેખાવા

લાગ્યો, અને મિત્ર ને શત્રુ વચ્ચેનો ફરક નજરે પડવા માંડ્યો—મિત્ર અને શત્રુ ઓળખાવા લાગ્યા—ત્યાં સુધી સામાવાળાઓને મારી હઠાવવાના કામમાં રોકાઇ ગયું.

પૃથ્વીને પ્રકાશ આપનાર સૂર્યે તલવાર ખેંચી
એટલે રાતનું લશ્કર દીવસને જોઇ ન્હાસી ગયું.

દક્ષણીઓએ હિંમત ને બહાદુરી બતાવી; સવાર ને પ્યાદાઓની એક પછી એક ટુકડીઓએ હુમલા ને ઝપાઝપીઓ કરવા માંડી.

( લેખકનું બનાવેલુ કાવ્ય )

લડાઇ શોધતું, બખેડા કરતું ટોળું,
મથાળાઓ કીનાથી ભરેલા, નિડર, લોહી રેડવા તૈયાર.
વેર લેવા માટે કમર મજબૂત કસેલી,
પત્થર જેવા મનને લડાઇમા પરોવેલું,

એવા દક્ષણીઓએ શૌર્ય ને મર્દાનગી દેખાડી. હવે બુરજો કે જે ઉંચાણમા આવેલા હતા તેના પરથી આવતા ગોળા શત્રુઓ—દક્ષણીઓ—પર પડતા હોવાથી, તેમને હુમલો કરવા માટે યા મેદાનમા બહાદુરી દેખાડવા માટે તક મળી શકતી નહતી જે લશ્કર શહેર બહાર નીકળી આવ્યુ હતું તેને તોપના મારની મદદ હોવાથી, તેણે ખડીઅેર ધરોમા પોતાનો પગ એવી મજબૂત રીતે ગોઠવ્યો હતો કે ત્યાંથી તેમને જરાપણ હલાવી શકાય એમ હતું નહિ. અને જ્યારથી પ્રભાતનું બાજપક્ષી ક્ષિતિજના માળામાથી ઉડી આવ્યું ત્યારથી, જ્યા સુધી રાત્રીના અંધકારમય કાગડાએ પોતાની પાંખો ફફડાવી નહિ, ત્યાસુધી યુદ્ધ રૂપી અગ્નિ પ્રજળાવવાના પ્રયત્નોનો અમલ થયો. એ ઝપાઝપીમા જુદી જુદી કોમના સવાર ને પ્યાદામાથી લગભગ બસેં માણસો મરાયા ને ઘવાયા; તેમ સામા પક્ષના પણ ઘણા માણસો મરી ગયા ને જખમી થયા. એટલામા પશ્ચિમના રાજાના પડદાદારે વચમા આવી અટકાવનો પડદો નાખ્યો અને બન્ને બાજૂને લડતા અટકાવી, એટલે થોડો વખત સુધી તો સામે મોઢે થઇને મારામારી ને ઝપાઝપી કરવાની ઇચ્છા એક પણ માણસના મનમા રહી નહિ, અને માત્ર મોરચા સાચવી રાખી તથા દીવાલપરથી તોપ બંદૂક ફોડી, તેમણે સંતોષ માન્યો. એજ અરસામા ચોથી વખત દંડ વેરા નાખવામા આવતા, રૈયત ને પ્રજા જે ત્રાસી ગઈ હતી તેણે પોતાનો ઘરવાખરો વેચવા કાઢ્યો. વળી જેઓ શહેર બહાર જતા રહ્યા હતા, તેમના સગાસંબંધી અને મહોલ્લાદારોએ તહેસીલદારો (દંડ વસૂલ કરનારાઓ)ને તનખાદારોને જોડે લઈ તેમના ઘરો ઉઘાડી,

તેમા જે કાંઈ રોકડ હતું તે લઇ લીધુ ને વસ્તુઓ હતી તે વેચી નાંખી. એ વસ્તુઓ રોકડેથી ખરીદનાર કોળીઓ નીકળી આવ્યા તેઓ અડધી કીમતે તે વસ્તુઓ પડાવી લેતા, અને તેના ગાસડા બાધી દરરોજ રાત્રે (શહેર) બહારના ગામડાઓમા લઇ જઈ ભારે કીંમતે વેચી નાખતા. તે એટલે સુધી કે હુંડીના ચોપડા જે જૂના સમયના ને તેમના (મશરૂફોના) બાપદાદાના વખતના હતા તેને વજનથી (તોળીને) વેચી નાખવામા આવ્યા, અને હિસાબ ને કિતાબ, લેવડ ને દેવડ, સપૂર્ણ રીતે બેબાક થઈ ગયા (નાશ પામ્યા), અને તેના પર પાણી ફરી વળ્યુ, અને શુ ઓરત કે શુ મરદ, પોતાના ઓઢવા પાથરવાના આપી દીધા છતા તનખાદારોના હાથમા કેદ પકડાયા.

કોડી વગરના મુફલેસ માણુસનુ ફુટેલુ માટલું
ને પૈસાદાર માણુસની તીજોરી સરખા થઈ ગયા.
મહેલો બધામા બેસવાને ન રહી શેતરંજી કે ન રહી ચટાઈ,
ઘરનો માલિક ભીખારી થઇ ગયો, અને શેઠાણી કેદેણુ થઇ ગઇ.

વારવાર બહારથી સુલેહના પેગામ આવતા હતા, પણ હજુ તેનો યોગ્ય સમય આવી પહોચ્યો નહતો તેથી તેની કાઇ અસર થઈ નહિ. ઓછી અક્કલવાળા, નાકની દાઢીથી આગળ જોઇ ન શકનાર, આવા પેગામ સામા પક્ષની નબળાઇ બતાવે છે એવુ સમજ્જાની, ખુશામદ (કારણુ ખુશામદ કરનારનુ બજાર હમેશ તેજ હોય છે) રૂપી વસીલો વાપરી, (એ ખુશામદીઆઓ) પોતાના તરફથી દરરોજ ખોટી ખબરો ઉભી કરી, અને નવી હકીકતો બનાવી કાઢી જણાવતા રહેતા કે મરાઠાઓ નબળા પડી ગયા છે, ફલાણો ફલાણો માણુસ એવા સમાચાર લાવ્યો છે કે આજકાલ અહીંથી ઉઠાતરી કરી તેઓ ચાલ્યા જશે.

ક્યા સુધી (તુ) ખોટી વાતો ઉપજાવી કાઢશે ને લુચ્ચાઈ કર્યા કરશે ?
ક્યા સુધી ખોટા તીરો નિશાન પર છોડીશ ?
જો ચૂપકીદીની વિદ્યાનો એક પણ પાઠ તુ શીખે
તો આવી વાતચીત સાભળી તને પણ હસવુ આવશે.

હવે જે ઘરના માલિકો શહેર બહાર જતા રહ્યા હતા અને જે ઘર શંભુરામનાં માણુસોએ ખોલી નાખ્યા હતા અને જેમાની છુપાવેલી ને વગર છુપાવેલી વસ્તુઓ ઉઠાવી ગયા હતા, તેમા તાબા પીત્તળના વાસણોની મબલગ સંખ્યા હતી. તાબાને ગાળી નાખી, સિક્કા પાડી, સિપાઇઓને ખરચમા (પગાર પેટે) આપવામા આવ્યા. પીતળને તોડી નાખી, કાઝીપુરના માચડાપરની એક તોપ જે નકામી થઈ ગઈ હતી તેને બદલે,

કંબારો (? ગુબારો) અથવા જેને હવાઇ કહે છે તેવી એક તોપ તેમાંથી બનાવી. મોટી તોપ પહેલેજ ગોળો છોડતાં ભાગી. તોપચીઓને કંબારો કેમ ફોડવો તેની માહીતી ન હોવાથી, તે તોપ વગર વપરાએલી પડી રહી. આ અરસામાં મોમિનખાનની અરજીના જવાબમાં, વઝીર ઉલ્ મમાલેકની મ્હોર સાથનું પૂજ્ય દરબારમાંનું ફરમાન કાસદો જોડે મોકલવામાં આવ્યું હતું તે મળ્યું. જવાંમર્દની ઘટના કે જે અમદાવાદનો બનાવ બન્યો તે પહેલાં થોડા વખતપર બની હતી અને જે ઘટનાની હકીકત મોમિનખાને લખી જણાવી હતી અને ગોઠવણ કરી હતી તે મુજબ ત્યાંના તેના વકીલે કોશીશ કરી ખિલાફત ને પૃથ્વીપતીની દરબારમાંથી, એક કીંમતી પોશાક, રત્નજડીત સિરપેચ, નિશાન, ડંકો, મનસબનો ઇઝાફો—જે અસલ ને ઇઝાફો મળી બાની ચારહજારી ને બેહજાર સવારનો હતો તે-મેળવ્યાં હતાં અને જે થોડા વખત પૂર્વે (તે) વકીલને હવાલે કરવામા આવ્યાં હતાં અને જે તેણે વીમાવાળા જોડે રવાના કર્યા હતા, તે વીમાવાળો મંગ્નેગવશાત્, સદાશીવ રામચંદ્રની છાવણીમા શહેર બહાર આવી પહોચ્યો, અને તેણે પોતાનો શુદ્ધ સેવાભાવ બતાવવા છૂપી રીતે તે બધું શહેરમા મોકલી દીધુ. બાદશાહી ફરમાન તથા શહેનશાહી બક્ષેશો સાથે સાથે આવી પહોચવાના સંજોગને મોમિનખાને સારા શુકન ગણી આનંદનો ડંકો વગડાવ્યો અને એ હકીકતને પ્રસિદ્ધિ આપવા તથા જાહેર કરવા અને પોતાની સત્તાનો દોર બતાવવા પવિત્ર શવ્વાલ માસની બીજી તારીખે, ખાનપુર દરવાજાની બહાર, કોટની દીવાલની નીચે એક શામિયાનો ઉભો કર્યો, અને તેને આવકાર આપવા ઘોડેસવાર થઇ નક્કી કરેલા ધોરણ ને આજ્ઞા ધારા મુજબ આસમાન જેવી ઉંચી દરગાહ તરફ આદાબ (સભ્યતા)થી મ્હોડું ફેરવી, તે બેરો ધારણ કરી અને ઉચ્ચ ફરમાનનો મજકૂર-મ્હોટા ન્હાના-સૌને સંભળાવ્યો.

## વઝીર ઉલ્ મમાલેકની મ્હોર સાથના ફરમાનની નકલ

દબદબા ને ઉચ્ચતાના રક્ષક, શૌર્ય અને પ્રતિષ્ઠાવાન, મોમિનખાન બહાદૂર, ઉચ્ચ કૃપાનું સ્થાન હોજો. હાલમાં તેના તરફથી એક પત્ર તથા નોછાવર તરીકે અગીઆર (સોના) મ્હોર અને નજરાણાની સાત મ્હોર સાથની એક અરજી, જે ઉચ્ચ દરગાહમાં મોકલેલાં, તે મળ્યાં. પત્ર તથા નજરાણું પૂજ્ય દરગાહમાં રજૂ થયાં. ઉચ્ચ શહેનશાહ તરફથી દિવ્ય જીભથી તેની પ્રશંસા કરવાનો હુકમ કરવામાં આવ્યો અને એવી મંગળમય આજ્ઞા પ્રચલીત કરવામા આવી કે સુબાના બંદોબસ્ત નિશ્ચિત મને અને સંપૂર્ણ સત્તાથી કરતા રહેવું અને ફિસાદખોર માણસોને શિક્ષા કરતા

રહેવું, રૈયતને પોતાની સારી વર્તણુકથી રાજી રાખવી. ઇશ્વરેચ્છા હશે તો આ દરગાહમાંથી કૃપાના ચિહ્ન તરીકે અપાતી ભેટો, ધારામુજબ વકીલને હવાલે કરવામાં આવશે. વળી ઉચ્ચ બાદશાહના હુકમ મુજબ ત્યાંના સમાચાર લખતા રહેવું. એ વિશે આને તાકીદ હુકમ સમજવો. શહેનશાહના ગાદીએ આવ્યાના ત્રીજા વરસના બીજા રબી માસની પંદરમી તારીખે લખ્યું. એ ફરમાન મોમિનખાને માથે બાધ્યું, અને હાથીપર બેસી વાજાં વગડાવતો ભદ્રમાં દાખલ થયો. આ બનાવની ખબર શહેર બહાર સદાશીવ રામચંદ્રને પડી, અને એના જાણવામા આવ્યુ કે ગોવનદાસ ગાંધી વીમાવાળો જે પાટનગરથી આવ્યો હતો તેણે લાગ સાધી એ ભેટો શહેરની અંદર મોકલી દીધી હતી, તેથી તેને પકડી કેદ કર્યો. તેના કામનો બદલો આપવા સજ્જ કરી તોપને મ્હોડે તેને ઉડાડી દેવાની તેની મરજી હતી, પરંતુ શહેરના માતબર વેપારીઓ જેઓ ધીમે ધીમે શહેર છોડી બહાર આવી રહ્યા હતા તેમની ભલામણ પરથી તેમ કરતો અટકયો. એજ અરસામા કંદહારથી એક મ્હોટી ફોજ સાથે શાહ અબદાલી જે હિંદુસ્તાન પર ચઢાઈ લઇ આવ્યો હતો તે પાટનગર સુધી આવી પહોચ્યો, અને શહેનશાહતના અંગોને હેરાન કરતી એવી, એક બીજાથી ઉલટા સુલટી જાત જાતની ભયાવહ ખબરો મળવા લાગી. નજીબ ઉદ્ દૌલાનું તે વખતે બાદશાહ પાસે ચલણ હોવાથી વખતને અનુસરી મોમિનખાને જે સ્થિતિ હતી તે તેને લખી જણાવી તની મારફતે મદદની માગણી કરી. પરંતુ ત્યાનો મામલો સાંધમા પરીણમ્યો હોવાથી જવાબ ન મળ્યો. સામે મ્હોડે યુદ્ધ ને લડાઇ, મારામારી ને જંગ કરી, કિલ્લો હાથ કરવાનું કામ આગળ ચલાવવુ એ મુશ્કેલીરહિત ન હતુ, અને ઘણુજ કઠણ હતું, એમ દક્ષણીઓને લાગ્યુ એટલે, યુક્તિપ્રયુક્તિથી કિલ્લાના રક્ષકોમાથી કોઇ એક ને (કપટ કરી) ફોડવો એવો વિચાર કર્યો; અને તાતકાળીક રોકડ નાણું આપવાની લાલચથી, અને ભવિષ્યમા સારા વાયદાઓની આશા આપવાથી પોતાનુ કામ પાર પડશે કે કેમ તે બાબત મસલત કરવા તેમણે એક સભા ભરી.

જે કામ લડાઇથી થતુ નથી,
તે કપટના દ્વારથી તરત થઇ જાય છે.

બહાર આવી રહેલા ગુજરાતીઓમાથી કેટલાએકુ જેમને આરબ જમાદાર સલીમ જોડે પીછાન ને ખાસ સંબંધ હતા, તેમણે એ કામમાં આગળ પડતો ભાગ લેવા માટે તથા સલીમના પર ઉપકાર કરવાની ધાર-

ણુથી દુરબારામની મારફતે આગળ કદમ લંબાવ્યો અને તેની જોડે મળી જવાના મંદેશા ચલાવા માંડયા. જેનું નિમક ખાધું હતું તે હલાલ કરવું એ નિયમને વળગી રહી આ બાબતની સઘળી હકીકત તેણે મોમિનખાનને જણાવી; અને તેની સુચના મુજબ તેણે પણ તેમની સામે કપટની જાળ પાથરી, અને મીઠી જબાનથી, તથા ધીમું ધીમું બોલી શિકારને તાબે કર્યો, અને આ કામ પાર પાડવા માટે નાણું માગ્યું. સંદેશા લાવ લઇ જનારાઓ જો કે મ્હોડેથી કામ કરતા હતા, તે જબાની સંદેશાનો મામલો પુરો થઇ હવે તો તેના આધારમાં પત્રવ્યવહાર થવા માંડયો. છેવટ એવો કરાર થયો કે જો તેને પચાસ હજાર રૂપીઆ રોકડા આપવામા આવશે તથા પાચસો માણસો સાથે કાયમની નોકરીમાં તેને લેવામાં આવશે, એવી કબુલતનો લેખ, સદાશીવ રામચંદ્રની મ્હોર સાથનો તેના સોગંદથી પાકો કરેલો તથા માતબર માણસોની જામીનીગીરીથી દૃઢ થએલો, કરી આપવામાં આવે તો આ મહત્વનુ કામ પાર પાડવામાં આવશે.

ફરેબ અને કપટની ખીણમા પગ ન મૂક,<br>
કારણ આખરે તેથી તુ આફતની જાળમાં સપડાશે.

ઘેરાની મુદત ઘણી લંબાએલી હોવાથી તેને અંદેશ રહેતો હતો તેમજ લશ્કરના ખરચમા ઘણું નાણું વપરાઇ જતું હતું તેથી સદાશીવ રામચંદ્ર (આ કરારથી) ગરક થઇ ગયો, અને આ સદ્ભાવ ભરેલા જુઠાણાને સત્ય માન્યુ, અને સદરહુ રકમ પૈકી બે હજાર અશરફીઓ તાત્કાળીક, ભાંજગડીઆઓના હાથમા, બયાના તરીકે હિમાબ પેટે થોડી થોડી કરીને આપી. બાકીની રકમ પોતાની મનચળ પાર પડે, અને જીત મળે આપવી, એવો વાયદો કરી તેનો મહીસાથનો લેખ કરી, તેને નોકરીમાં લેવાના કરારના તૂમાર સાથે, સહી સિક્કા મ્હોર કરી મોકલવામા આવ્યો અને પછી પોતે અધીરા માણસ પેઠે વાટ જોતો બેઠો. જે પ્રકારનું રોકડ નાણું શહેર બહારથી આવ્યુ હતું તેજ પ્રકારનું (તેને તેજ) નાણું સલીમે મોમિનખાનને પહોચાડ્યું અને લખાણો પણ બતાવ્યાં.

ઇશ્વરના હુકમો નથી બળજોરાવરીથી કે નથી નાણાંથી રદ થઈ શકતા,<br>
વિધાતાના લેખ બાબત ચુનોચરા (વિવેચન) કરવું કોઈને શોભતું નથી.

જ્યારે ભાંજગડીઆઓએ તેણે આપેલા વચન પાર પાડવાની તેની પાસે માગણી કરી,

આજે ત્હારે તે વચન પ્રમાણે વર્તવું જ જોઈએ.

ત્યારે પોતાને માથેથી બદનામી-બટ્ટો-દૂર કરવાને સલીમે એક યુક્તિ શોધી કાઢી અને તેમને મોમિનખાન પાસે પકડાવી કેદમા નંખાવ્યા. પરંતુ એ છૂપી વાત અને એ વિચારી કાઢેલી યુક્તિ છાના રહી શક્યાં નહિ અને શહેરની અંદર ને બહાર તેનો આ ફરેબ સૂર્યના પ્રકાશ કરતા પણ વધારે જાહેર અને ગઈકાલ કરતા પણ વધારે પ્રકાશીત થઈ ગયો. આ સેવાના બદલા પેટે મહેનતાણા (ઇનામ) તરીકે સલીમને રૂપીઆ ત્રણહજાર મળ્યા. આવેલી એ અશરફીઓ મોમિનખાને સિપાઈઓના પગાર આપવામાં વાપરી, તેમને માટે કરવા પડતા ખરચની ચિંતામાથી થોડા દીવસ મુક્તિ મેળવી. રાતદીવસ ચાલતાં આ લડાઇ તથા યુદ્ધને આઠ મહીના થઈ ગયા અને વરસાદની મોસમ આવી પહોચી, એટલે ખુશામદીઓએ ઘણા ગંભીર ને પવિત્ર કસમ ખાઈ, પરસ્પરમા શરતો બકી, કોઈ પણ જાતનો ફાલ (જોષ) જોયા વિના, કે કોઈ પણ પ્રકારનું સ્વપ્ન દીઠા વિના, કે કોઈપણ રીતના સમાચાર સાભળ્યા વગર તે સ્વપ્નને દીઠું ને સમાચારને સાભળ્યા માની લીધા અને ખુશામદની દુકાન શણગારી, તે સ્વપ્નનું ને સમાચારનું વિવરણ કરવા અને તેને વિશે વિવાદ કરવા મંડી ગયા. એકાંત સેવનારા દાંભિકમાણસો, અંચળા (ઝભ્ભા) પહેરનારા કપટી સાધુઓ, કાદવથી ખરડાએલા યોગીઓ, અને ભભૂત ચોળેલા ભટકતા પતીઆ (જેવા દેખાતા) તિરસ્કારયુક્ત સન્યાસીઓના નકામા ટાહેલા અને ઠેકાણા વગરની બનાવટી વતોનો આધાર લઈ, તે ટાહેલા ને વાતોને ઇશ્વરે આપેલા શુભ સમાચાર અને દૈવી મદદ માની, રંગીત ખુલાસાથી શણગારી, ઉંચી અભરાઇ પર ગોઠવી, પ્રદર્શન માટે પોતાની જીભરૂપી તુતી (પોપટ)ને બોલતી કરી; (તે એવી રીતની) કે હવે થોડાજ દીવસનું કામ બાકી છે; હવે ખાતરીથી ને વિશ્વાસથી કહી શકાય કે આ મુશ્કેલ વર્ષાકાળમા મરાઠાઓ અહીં રહી શકે નહિં, તેમના ટકાવરૂપી પગ કાદવ કીચડમા લપસી પડશે. ફલાણા માણસના સગામાથી ફલાણા નામનિશાનવાળો માણસ જે જવાનમર્દખાનની નોકરીમાનો એક અમુક માણસ છે ને જે તેનાજ મહોલ્લામા અમદાવાદમા રહે છે, તેણે સગપણ તથા મુસલમાનની દીમાયતની લાગણીને લીધે અહિંયા કહેવડાવ્યો છે કે વરસાદના વાદળારૂપી લશ્કર દેખા દેશે કે તરતજ મરાઠાઓ પોતાના વતનનો રસ્તો પકડી ન્હાસી જશે. વળી ફલાણો મિત્ર કે જેને ફલાણા જોડે મૈત્રી ને ગાઢ સંબંધ છે ને જે શહેર બહાર પડ્યો છે તેનો કાગળ એ વાતની સચ્ચાઈની સાક્ષી પુરે છે, તેથી એ વાત ખોટી હોવાનો સંભવ સરખો નથી. તેમની આ વાહીયાત વાતોને

ઘણા ભોળા માણસોએ ખરી ને માચી માની આકાશમાથી પાણી પડે એવી પ્રાર્થના કરવા હાથ ઉંચા કર્યાં, અને વરસાદ આવે એવી માગણી આજીજી અને નમ્રતાથી, દીન અને વિનયભાવે કરવા માંડી બન્યુ પણ એવું કે પવિત્ર શવ્વાલ માસની ચોથી તારીખની રાતે તેમની પ્રાર્થનાનું તીર સ્વીકારને નિશાને જઇ વાગ્યુ અને રાતનો એક પહોર વીતતા વીજળી ચમકી વાદળ ચઢી આવ્યુ ને વરસાદ જોરથી તૂટી પડયો અને ખાબોચીઆ તથા ખાડાઓને પાણીથી ભરી દીધા. મોરચાઓના ઓદકામમા કારી પડી અને મોરચાના રખેવાળોને બહાર નીકળી જવું પડ્યુ ન છૂટકે ને અધારી રાત કે જેમાં વીજળી ચમકારા કરી રહી હતી,—"જ્યારે વીજળી તેઓને પ્રકાશ આપે છે ત્યારે તેઓ તેમા (આગળ) ચાલે છે ને જ્યારે (પાછુ) અધારૂં તેઓનાપર આવે છે ત્યારે તેઓ (સ્થીર) ઉભા રહે છે" એવી સ્થિતિમા, માથા ને ખભાપર બોજા લઈ, પડતા આખડતા, તેઓ પોતાની છાવણી તરફ ગયા, અને છાવણીની લગોલગ જે પાકો મોરચો તેમણે મજબૂત કર્યો હતો તેની દીવાલને ઓથે જઇ રહ્યા વળી સીદી બશીરની મસ્જિદના ખાનગી ઓરડા, અગાસી તથા ઘુમટમા રહેલા ચોકીદારો, જેમની દૃઢતાનો પગ, આસપાસના માણસોની મદદથી ટકી રહ્યો હતો, તે પણ હવે લપસ્યો, અને તેઓ પણ તેમના મિત્રોને જઇ મળ્યા છેવટ પ્રભાતનો પ્રકાશ દેખાયો, અને પૃથ્વીને તેજસ્વી બનાવતા સૂર્યે વાદળાના પડદા પાછળથી આખ ઉઘાડી

પૃથ્વીના વિજેતા પ્રભાતે જ્યારે બીજે દીવસે
વિજયવત થઇ રાત્રીને દીવસમા ફેરવી,

અને વરસાદનું જોર ઓછુ થયુ, ત્યારે, બુરુજ અને ગઢીપરના રખેવાળો, જેઓ આ (ઘેરાની) મુદતમા, સામે આવેલા મોરચામાના ઘણા ખરા આરબ અને રોહીલાઓની માફક, મરાઠાઓ જોડે ભેળાઇ ગયા હતા, અને તેમની બને પક્ષની વચ્ચે ઓળખાણુ થઇ ગયુ હતું, તેમણે તેમની કેવી સ્થિતિ હતી તેની ખબર પુછતા અને નામ દઇને બોલાવવા છતા પણ એકે માણસે જવાબ આપ્યો નહિ. તેમણે ખૂબ નજર ફેરવી જોયુ તો એકે માણસને દીઠું નહિ. પ્રભુ તરફથી મળેલી આ ફતેહની ફોજેફિરોઝખાન પાસે વધામણી ખાવા જવા શુભ સંદેશવાહકોએ માહોમાહે હરીફાઇ કરી, તેને સમાચાર કહ્યા સારંગપુર દરવાજાના બચાવ તથા સરક્ષણની જવાબદારી શંભુરામના પગ નાખવામા આવી હતી, તેથી તે બહાર નીકળી પડયો, અને મોરચો તોડી પાડવા તથા તેમાના લાકડા ને પાટીઆ

ખેંચી કાઢી બાળી નાંખવાનો પોતાનાં માણસોને હુકમ આપ્યો. જે જે વસ્તુ લઇ જવા ને ઉપાડી જવા જેવી હતી, તે એક હાથથી બીજા હાથમાં, એવી રીતે માણસો લૂંટી ગયાં, અને બાળવા જેવું હતું તે બાળી નાંખ્યું. આ ચાલતું હતું એવામાં મોમિનખાન પોતાનાં ખાસ માણસ લઇ ત્યાં આવી પહોંચ્યો, અને જે બન્યું હતું તે પોતાની નજરે જોઈ, પોતાના લશ્કરને (ત્યાં) કેમ ટકાવી રાખવું, તેનો રસ્તો શોધવા માંડ્યો. હજુ થોડાં થોડાં ફોરાં પડતા હતાં ને વરસાદ વરસતો હતો, એટલે લાંબો વિચાર કરી, એક બુરજપર જાતે ચઢી જઈ, શત્રુના તંબુઓ તથા છાવણી તરફ નજર નાંખી, અને દૂરબીનની નળી મારફતે ઘણા જોરથી નજરરૂપી તીર ફેંક્યું છતાં પણ પૂર્વમાંથી ઉગતો સૂર્ય વાદળાંના પડદા પછવાડે ઢંકાએલો હતો, તેમજ જમીનમાંથી નીકળતી વરાળના ગોટેગોટ વળતા હોવાથી, કાંઈ પણ સાફ દેખાયું નહિ, અને નજરનું તીર ત્યાં પહોંચ્યુ નહિ. ખુશામદીઆઓને એમ લાગ્યુ કે તેમનાં (મલ્હના) તેજહિન વચનો ખરા પડયાં, અને પાયા વગરની બનાવટી વાતો સાચી પડી, તેથી તેમણે રાજી રાજી થઇ જઇ ધન્યવાદ આપવા મ્હોટું ખોલ્યુ ને તેઓ દક્ષણીઓના ઠઠ્ઠા કરવા લાગ્યા.

## નામતખાને આલી (રચીત)

તેમના સ્મિતની કળી હાસ્યરૂપી ફુલ તરીકે ખીલી નીકળી,
અને હાસ્યે, હાસ્યની હદ છોડી ને હા ' હા ' ના અવાજ થવા માંડયા.
દરેક જણ જુદા જુદા પ્રકારની વાતચીતમાં એવો ગુંથાઈ ગયો
કે તેમની નીશાનો મેઘ પ્રકાશ જેવી ઝડપથી (તેમને ગમજે) પહોંચી ગયો.
એક જણે બહોમ કરી કહ્યું કે મ્હારૂં બાંધેલું ભવિષ્ય ખરૂં પડયું
અને આપણી ગમગીનીનો અંત આવ્યો, હવે સુખનો સમય આવ્યો છે.
એકે નકરાર કરી કે મ્હારૂં સ્વપ્ન સાચું પડયુ, અને
દુઃખ ગાયબ ગયુ; આબરૂ ને હોદ્દા મેળવવાનો સમય આવ્યો છે.

તેઓ પાછા ફરીથી ખબર લઈ આવ્યા કે ખરીજ વાત કહેનાર એક ખબર આણનારની હકીકત પરથી સમજાય છે કે વરસાદ રૂપી તીરના માર સામે ટકી રહેવાની મરાઠાઓની શક્તિ ન હોવાથી, પોતાની છાવણી ને સામાનના ઢગલા છોડી આજે તેઓ અહેમદાબાદ જતા છે અથવા જાય છે. છેવટ લશ્કર બચે ? દીલરૂપી ખંજરદારે વ.દળાં રૂપી પડદાને

ફાડી પોતાનો તેજસ્વી ચ્હેરો દેખાડયો, અને તેના વડે જણાયું કે હજુ સુધી તો તેમના તંબુઓ ઉભા હતા અને દરેક જણ પોતાની જગાએ કાયમ હતો. ખરી ખબર કાઢવા શંભુરામ આગળ વધ્યો અને છાવણી પાસેના મોરચા સુધી જઈ પહોંચ્યો એટલે તેમણે તેનો વિરોધ કરવારૂપી હાથ લંબાવ્યો અને આગલી રાતે કેમ રહ્યું હતું તેની ખબર પૃછવા તોપના ગોળા ને બંદૂકની ગોળીઓને એક બીજાએ પોતાના એલચી તરીકે મોકલ્યા. આ સ્થિતિ લગભગ સાંજ સુધી ચાલી, અને આ ઉપરથી સાબિત થયુ કે ખુશામદીઆઓએ જાહેર કરેલી હકીકતમાં સત્યનો અંશ ન હતો. હવે જ્યારે દક્ષણીઓ ચાલ્યા ગયા નથી એ વાત મોમિનખાનને ચોખ્ખી રીતે સમજાઇ ત્યારે તેણે સીદી બશીરની મસ્જિદ, અને અફ્‌ઝલખાન બંબાની જે ગુજરાતના સુલતાનોના વઝીરોમાંનો એક હતો, તેના મિકબરા (દરગાહ)ની મસ્જિદ, જે કે કોટની દીવાલ પરથી બંદૂકની ગોળી પહોંચે એટલી દૂર હતી, અને જેની સામેજ (શત્રુનો) મોરચો આવેલો હતો, અને જેને લીધે તેનું મન રાત દહાડો ઉચું રહ્યા કરતું હતું, અને અંદેશો રહેતો હતો કે વખતે ફરી પાછા શત્રુઓ ત્યા આવી કાયમ થઇ બેસે, તેથી હાલમાં જ્યારે મેદાનને શત્રુરહીત જોયું ત્યારે તેને તોડી પાડવા હુકમ કર્યો. સુભાન અલ્લાહ ! ( પવિત્ર ઇશ્વર ! ) આ બે મસ્જિદો તેજ મસ્જિદો છે કે જેને નજમુદ્દૌલ્લાના વખતમા મારવાડીઓએ ઘાલેલા ઘેરા વખતે તોડી પાડવાનો તેમણે વિચાર કરેલો. પરંતુ એ જગાઓ પવિત્ર મસ્જિદ અને પૂર્વે થઈ ગએલા મહાન માણસોની વિભૂતિઓ છે, હાલમા તેવી મસ્જિદો બાંધવાની કોઇની તાકાત કે મકદૂર ન હોવાને લીધે, અને તેમા ખાસ કરીને સીદી બશીરની મસ્જિદ, કે જે સુંદર ને મનહર હોવા ઉપરાત, મજબૂતાઈમાં ભારે ને સંગીન હતી, એ વાત લક્ષમા રાખી, મીર અબુલકાસમ અને બીજાઓની (તે કામ પર) નીમણુંક કરી, પોતાનોજ એક મોરચો ત્યાં ઉભો કર્યો, કે જેથી (એ મસ્જિદો) તેવી આફતમા આવી પડતી અટકે. પરંતુ તેનાજ પુત્રને હાથે તે મસ્જિદોનો વિનાશ થશે એવું નિર્માણ થએલુ હોવાથી તે પ્રમાણે થયું. એ મસ્જિદો બહુ સખત પથ્થરની બાંધવામાં આવેલી હોવાથી જો કે ઘોંડફોડા, બીજા કારીગરો તથા કામ કરનારાઓએ ઘણી પણ કોશેશ કરી જ્યાં તોડી પાડવાનું કામ જોઇએ તેટલું આગળ વધ્યું નહિ, તેથી તેણે બીજી યુક્તિ વાપરી, અને મસ્જિદમાં લાકડાં તથા બળતણ ભરી, તેને સળગાવી મુકી, જેથી તે અગ્નિપૂજક મજૂસો (પારસીઓ)ના આતશ બહેરામ જેવી દેખાવા લાગી. અગ્નિના સખત તાપની ઝાળને લીધે પથ-

રના બંધ (સાંધા) એવા બળી ગયા કે સહેજ ધક્કો લાગવાથી એક બીજાથી છૂટા પડી ગયા.

શરાબ પી, ઇમામની પીઠ (મિંબર) બાળી નાંખ, અંચળાને આગ લગાડ,
મૂર્તિઓના મંદિરમાં જઇ રહે, પણ માણસોને સતાવ નહિ.

આટલી મુદતમાં, બહાર આવી રહેનારાઓ તથા અંદર બહાર આવ જાવ કરનારાઓની વાત પરથી, દક્ષણીઓને ખબર પડી ગઇ હતી કે શંભુરામજી મુખ્ય કારભારી ને સઘળી સત્તા સાથના મુખત્યાર તરીકે કામ કરતો હતો, અને તેમને એ પણ સમજ પડી કે સઘળાજ કામમાં સંપૂર્ણ સત્તા તથા અધિકાર એજ ભોગવે છે, અને આ બખેડો તથા લડાઇને ઉભાં કરનાર તથા તેનાં કારણભૂત તેજ હતો. તેથી તેને વારંવાર વિનયપૂર્ણ સંદેશા, સાચી મૈત્રી ને દોસ્તીના આમંત્રણ સાથના, તેમજ રોકડ મ્હોટી રકમ આપવા તથા પોતાની નોકરીમા રાખવાની કબૂલત, તથા જાગીર આપવાની મંજૂરી સાથના મનપસંદ વચનોથી ભરેલા પ્રતિજ્ઞા ને વચન, જુમ્મેદારીથી અને સોગંદથી પાકા કરેલા પત્રો પહોંચાડવામા આવતા. તે માગણીઓને ન સ્વીકારતા તેણે જવાબ આપ્યો કે મેં મોમિનખાનને વચન આપ્યુ છે તેનો હું ભંગ કરી શકતો નથી, અને મેં એવા સોગંદ લીધા છે કે જે હું તરછોડી શકતો નથીઃ જે કાંઇ મારે માથે પડશે તે ખમવા તૈયાર છુંઃ મને તેનાથી સંતોષ છે.

હોમા પક્ષીની પાંખ અને તેજસ્વી તલવાર વચ્ચે કાંઈ પણ ફરક નથી.
આદમની ઓલાદને માથે જે કાંઈ વીતવાનુ હોય છે તે વીતે જ છે.

વખત બેવખત બુરજોપરથી તોપના ગોળાનો મારો તો ચાલ્યાજ કરતો હતો અને તેથી મરાઠી લશ્કરમાંથી માણસ ને પશુ ખપી જતા હતાં એટલે મ્હોટાઓ અને ન્હાનાઓએ પોતાનો જાન બચાવવા માટે પહોળી દીવાલો બનાવી, તેના રક્ષણ નીચે ભરાઇ જઈ, રહેવા માડ્યું. પરંતુ જેમનું આવી બન્યુ હતુ અને વિધિએ જેમના મૃત્યુ બાબત હુકમ છોડી મુકયા હતા, તેમને છો ને ઈંટની યુક્તિથી તેનો અનાદર કરવામા કાંઇ લાભ મળ્યો નહિ. સંજોગ એવો બન્યો કે એક દહાડો લગભગ મધરાતે જવાનમર્દખાનની છાવણી પર તોપ ફોડવામાં આવી. તે છાવણીમાં તે વખતે સૈયદ ફકીર ઉલ્લાના છોકરાઓ કે જેમની જુવાની હજુ ફૂટતી હતી, અને જેમના ગાલરૂપી ફૂલપર દમડાની આછી લીસોનરી ઉગતી હતી (મૂછનો દોરો હમણાંજ ફુટતો હતો), જેમણે જુવાનીની મઝા હજુ ચાખી ન હતી, કે જિંદગીનો એક આનંદ ભોગવ્યો ન હતો તેઓ, એક બીજાની સોડમા

મોતના બીછાનાપર ઉંઘતા હતા, તેવામા તેમના પર એકાએક પડતી આફત અને વિધિએ નિર્માણ કરેલા આદેશ મુજબ, એક તોપનો ગોળો આવી, ન્હાના ભાઈના માથા પર ફૂટયો, અને તેની ખોપરીના ટૂકડે ટૂકડા કરી નાખ્યા, અને મ્હોટા ભાઈના જમણા હાથને ખભાથી છેરા પાડી આઘે ફેંકી દીધો. પહેલો છોકરો તો તેજ ક્ષણે વિનાશ (મૃત્યુ)ના નિજ-મંદિરમા પોઢી ગયો. બીજાને ઇલાજ કરવા શહેરમા લઈ આવ્યા છતા થોડા દીવસ બાદ તે પણ પોતાના ભાઇની ગોદમા જઈ સુતો.

જે કોઈ આ જંગલ પોતાની નિદ્રાનું સ્થાન બનાવે છે,
તેનું કા તો માથું જાય છે, કાં તો તાજ જાય છે.

આ બનાવ બનના પહેલા થોડા વખતપર પાટનગરથી આવેલા પત્રો પરથી શાહ અબદાલી જોડે સંધિ થયાના, મંગલમય પૂન્ય અને ઉચ્ચ શહેનશાહને જાનેજ ગાદી પર રહેવા દેવાના કરારના, તથા શાહની મંજૂરીથી જલીનુઉલકદ્ર વઝરાતનો ઓહ્દો ઈમામ્ ઉલ્ મુલ્ક ખાનખાનાનને સોપવાના સમાચાર જાણવામા આવેલા હોવાથી લેખકે તેમનાપર નજરાણા તરીકે પાચ અશરફી તથા મુબારકબાદીનો પત્ર, તે ગગન સમી ઉચ્ચ દરબારમા મોકલ્યા હતા. તે અરજી ને નજરાણું તે કૃપાવંતની નજર આગળ રજૂ કરવામા આવ્યા, એટલે તે ઔદાર્ય ને અનુગ્રહની દરબારમાથી બાદશાહી લેબાસના બે ફેંટા (પેચ) જેને ગોશવારા પણ કહે છે તે બક્ષેશ આપવામા આવ્યા, કે જે ભેટ આ વખતે પવિત્ર ઝિલકદેહ માસની સાતમી તારીખે કાસદોની જોડે માંગલીક રીતે આવી પહોચી. વિવેકાનુસાર તેનો સ્વીકાર કરવામા આવ્યો, અને પ્રતિષ્ઠા અને મહત્વના મસ્તકને ઉચ્ચતા બક્ષી આજ અરસામા બ્રિજલાલ પેશકાર જે ખંભાત બંદરે (બેકાર) પડી રહ્યો હતો તે શહેરમા આવ્યો. ટૂંકામા દરવાજા બંધ રહેવાનો વખત લબાવાથી અને રાતદહાડો લડાઈ ચાલતી હોવાથી તેમજ જાતજાતના વેરા અને વિવિધ પ્રકારના દંડ આપવા પડતા હોવાથી અને લોકોને સતાવના તનખાદારો ઘેરે ઘેર હકૂમત ચલાવતા, માણસોને દબાવતા અને પજવતા હોવાથી, એટલું જ નહિ, પરંતુ તે ઉપરાત અનાજની મોંઘવારી હોવાથી, કારણ કોળીઓ માથે મૂકી જેટલું અનાજ લાવે તેટલું જ શહેરમા મળી શકતું હોવાથી, તમામ રૈયત ને આખી પ્રજા આજેજ થઈ ગઈ હતી, અને દુઃખની મેંદ્રચીત જગામાં ઘેરાઈ જઇ ચિંતામગ્ન થઇ ગઇ હતી, અને તેથી એ આફતમાથી છૂટવા અને એ હલાકીમાથી ઉગરવા યુક્તિ ને ઇલાજ શોધતી હતી, અને દક્ષણીઓને શહેરમાં લાવવાને

દોડાદોડી કરી રહી હતી. શહેરના સમાચાર તથા ત્યા બનતા બનાવો ને ચાલતા કારભારની ખબર પહોચાડવા માટે બુરજ ને ગઢીપરના રખેવાળો જોડે મળી જવા બંદોબસ્ત કરવા માણસોએ પ્રયત્ન ને કોશેશ કરવા જુદા જુદા બુરજો પર આવજાવ માંડી, છેવટ ઉત્તર ને પશ્ચિમ વચ્ચેના ખુણા પર આવેલો એક બુરજ કે જે સાબરમતી નદીના કિનારાપર આવેલો હતો અને જેને વાંદરા બુરજ કહે છે, ત્યા તેઓ પહોચી ગયા અને જોયું તો સામાપક્ષની છાવણીથી આઘા હોવાને લીધે ત્યાના રખેવાળો એક બાજૂપર એકલા પડયા રહ્યા હતા અથવા તો બેફામીને લીધે ગફલતીમા પડી રહ્યા હતા અને સામા પક્ષ તરફથી તેમની તરફ કાઈ જોખમ આવશે એવી ચિંતાથી મુક્ત હતા. આ બાબતની તેમણે બહારવાળાઓને ખબર આપી અને તે તરફ તેમને દોરવ્યા અને જણાવ્યુ કે જો આ તદબીરને તકદીર યારી આપે અને જો એ બુરજ પર ચઢી આવવાનો સજોગ પ્રાપ્ત થાય તો ખાનપુર દરવાજો જે ત્યાથી પાસે છે ને જે દરવાજો નદીમાથી પાણી લઈ જવા તથા શહેરમા અનાજ ને ઘાસ લાવવાની સગવડ માટે ઈટથી પૂરી દેવામા આવ્યો નથી અને જે દરવાજાના બારણા જૂના થઈ જવાથી હાથીઓ તોડી શકશે, તેથી વખતે એ દરવાજો ખુલી જશે અને આ કામની ગુચ ઉકલી જશે. તે પ્રમાણે પવિત્ર ઝિલહજ્જ માસની નવમી તારીખે રાત પૂરી થતા સવાર, પ્યાદા, ત્રણ મસ્ત હાથી, અને સીડીઓ સાથની દક્ષણીઓની ફોજ ત્યા પહોચી ગઇ, ને જોયુ તો રક્ષકો ગાફેલ પડયા હતા એટલે તેમણે બુરજ અને કોટની દીવાલની પેલી ( બહારની ) બાજૂ સીડીઓ ગોઠવવા માડી એટલામા તકદીર તેમની વિરુદ્ધ હોવાથી કોળીઓનુ એક ટોળુ કે જે અનાજ ને ઘાસ લઇને આવતુ હતુ તેનો અકસ્માત્ તેમને ભેટો થઇ ગયો. તેમણે દક્ષણીઓના આ વ્યર્થ ઈરાદાથી વાકેફ થઇ, તેમની જોડે લડવા માડયુ, અને લડતા લડતા દરવાજા તરફ ચાલ્યા. આને લીધે થએલા શોરબકોરથી રખેવાળો ગફલતીની નિદ્રામાથી જાગી ઉઠયા અને હકીકત શુ હતી તે સમજી જતા તેમને મારી હઠાવવા ઉભા થઇ ગયા ને બદૂકો ફોડવા માડી. કોળીઓ દરવાજાની અંદર આવી ગયા અને તે દરવાજો સાચવવા માટે રાખેલી આરબોની ટુકડીને જે બન્યું હતું તે જણાવ્યુ. તેઓ પણ બહાર આવ્યા અને તેમની સામે થવા દોડયા. એવામા અબદુલ ગફુર ને સરમસ્ત કે જે રાત્રે રોન ફરતી સવારોની ટોળીને લઇ નજદીક આવી લાગ્યા હતા તેઓ પણ બહાર નીકળ્યા અને ઝપાઝપી કરવા મંડી ગયા. દક્ષણીઓએ દીવાલના નીચલા ભાગમા સીડીઓ

ગોઠવી દીધી હતી તેઓ મામા થયા અને બંદૂકની ગોળીઓના મારાના જંગનો અગ્નિ ચેતાવ્યો. એટલામા મોમિનખાન પણ અને એટલી ઝડપે એ બુરજપર આવી પહોચ્યો અને દીવસના ભાગના બે કલાક વીતના સુધી ઉપર ને નીચે લડાઈ ચાલુ રહી. બને બાજૂના થોડા માણસ મરાયા ને ઘવાયા. મરાઠાઓના ચાર ઘોડા મરાઈ જમીન પર પડયા જ્યારે પોતાનું કામ આગળ વધતું ન લાગ્યુ ત્યારે "પાછા ફરવું બહેતર" એ પાદ ભણી દક્ષણીઓ પાછા ફર્યા સદાશીવ રામચંદ્ર પોતાની અધિકારરૂપી મતલબ પાર પડવાની ઇંતેજારીથી વાટ જોઈ બેઠો હતો તેને છોડી મવારો વખતો વખત સોડીઓ કોટ નજદીક પહોચી જવાની ખબર આપતા રહેતા હતા; કારણ તે આવી મતલબના સુખનો બોલ્યા ને ઉચ્ચાર્યા કરતો હતો કે, તે હોદ્દાની ખુશ ખબર કયારે મળશે? તે સાભળવા હું કાન માડી બેઠો છુ હે ઇશ્વર ! તેના દર્શનનુ સુખ કયારે મળશે ? હું રસ્તાપર નજર માડી બેઠો છુ.

તે આનંદ ને ખૂશીમા આવી ગયો, અને છાવણીમા વાત ઉડી કે શહેર છતાઇ ગયુ છે આ ઉપરથી બદમાશ ને ભામટા લૂટારૂઓ ખૂશીમા આવી જઇ, ગધેડાની માફક પોતાના પગની દોર અને બાગદોર ( માથાનો બંદ ) તોડી કૂદવા નાચવા મંડી ગયા અને ભૂકતા ને બરાડતા, શહેરમા વહેલા પહોચી જવા એક બીજા જોડે હરીફાઈ કરતા ચાલી નીકળ્યા. એવામા તો પાછા ફરતા લશ્કરના માણસો તરફથી શુ બન્યુ હતુ તેની રસ્તામા જ તેમને ખબર મળી એટલે નિરાશ ને નાસિપાસ થઇ તેઓ પણ પાછા ફર્યા, અને તેમણે થોડા દીવસ પશ્ચાતાપ ને શોકમા ગાળી તેમના કામમા ટૂટ પાડનાર કોળીઓને શાપ દેવામા કાઢી પોતાની મતલબ પાર પાડવા બીજો કાઈ રસ્તો શોધવા બેઠા. હરિ ઉમાઈ નામના એક બ્રાહ્મણ ( પડીત )ને શાહ અબદુલરઝાક જોડે આગળનું પીછાણ હતું તે મોમિનખાનની પરવાનગી મેળવી શાહ અબદુલરઝાકની મારફત તકરારનો નીવેડો લાવી સલાહ કરવા માટે વાતચીત કરવા કેટલાક સંદેશા લઇ આવ્યો અને મોમિનખાનને મળ્યો, અને પોતાની મીઠી જીભ ને મનહર વાણીથી વાતચીત કરતો ત્રણ રાત ને દીવસ રોકાયો. હવે મોમિન-ખાને પૂજ્ય બાદશાહ જાતે શહેનશાહત પર કાયમ રહ્યા હતા, તથા શાહ અબદાલી જોડે સલાહ થઇ હતી તે બાબતનો મુબારકબાદીનો નિવેદન પત્ર ખિલાફતના તખ્તની પાયરી પાસે, તથા વઝીર ઉલ્‌મમાલેક ખાન-ખાનાનને જે પત્ર મોકલ્યા હતા ને જેમા લખ્યુ હતુ કે લગભગ એક વરસ થયા બાદશાહી મુલકને બચાવવા તથા સાચવવા હું જનોમાલથી

દક્ષણીઓ જોડે લડાઇ કરી રહ્યો છું, તે પત્રોના જવાબમાં તે કીર્ત્તિવંત ને ઉચ્ચ દરબારમાંથી બાદશાહને મુબારક માથે બાંધેલી એક પાઘડી તથા પોતાને પવિત્ર હાથે લખેલો એક પત્ર (હુકમ), તથા તેના (મોમિનખાનના) છોકરા માટે ચારજોડ પોશાક વકીલના હવાલામાં સોંપવામાં આવ્યાં હતાં, અને જે તેણે રસ્તા તથા વાટના ભયને લીધે પાઘડીને એક ચામડાના ચંબુમાં અને ખિલત (પોશાક)ને એક ફાટેલા કપડામાં સીવી લઇ પારકાની નજરે ન પડે તેવી રીતે છૂપાવી, ચાર કાસદો જોડે મોકલ્યાં હતાં, તે આ અરસામાં કે જે દીવસે હરીઉભાઈ પોતાની ઇચ્છા બર ન આવવાથી (નિરાશ થઇ) શહેર બહાર જતો હતો તે જ દીવસે સંજોગવશાત્ આવી પહોંચ્યાં. આ બે ભારે બક્ષેશો તેને દેખાડવા તથા પોતાનો ઠાઠ–વૈભવ–બતાવવા મોમિનખાને તેને જતો રોક્યો અને કહ્યું કે,

અહીં રોકાઇ જા, કે જેથી મારો કિસ્સો પણ જોય અને મારી દરબાર
પણ તું જોય.
અહીં રોકાઇ જા, કે જેથી શહેર જોય, શહેરના દરવાજા પણ જોય
અને લશ્કરની કવાએદ પણ જોય.

તે ભેટોને આવકાર આપવા તથા અદબ આદાબ (વિનય)થી સ્વીકારવા તેણે ઇડરીયો દરવાજો કે જે દિલ્હી દરવાજાના નામથી જાણીતો છે તેની બહાર એક શામીયાનો ઉભો કરાવ્યો અને પવિત્ર ઝિલહજ્જ માસની છવીસમી તારીખે લગભગ બપોરે લેખક જે થોડો વખત મંદવાડમાં સપડાઇ ગયો હતો તેને ઘેર આવ્યો, અને બક્ષેશો તથા ખાસ ફરમાન આવી પહોંચવા અને તેને આવકાર આપવા બાબતના સમાચાર લેખકને આપી બોલ્યો કે,

વખતે મારી ઇચ્છા પૂર્ણ થવારૂપી સોરમ આ પત્રમાથી સુંઘું. જિદ્દ કરી લેખકને આગળ મોકલ્યો, અને પોતે ત્યાંજ (લેખકને ઘેર) થોભ્યો, અને સવારો તથા સિપાઇઓને ત્યા બોલાવી મંગાવી નમતે પહોરે લેખકના ઘર આગળથી ઠાઠમાઠ ને ધામધૂમ સાથે નીકળી હરીઉભાઇને જોડે લઇ ત્યા (દિલ્હી દરવાજે) આવ્યો, અને મામૂલી ધારા મુજબ ઉચ્ચ દરબાર તરફ મ્હોડું ફેરવી આદાબ ગુજારી, ફરમાન કે જે ફિરંગીની કલમથી (સ્ટીલપેન, બરૂની કલમથી નહિ) લખાએલું હતું તે વાંચી હાજર રહેલાઓને સંભળાવ્યું.

# બાદશાહના તેજપૂર્ણ હાથે લખાએલા પત્ર (ફરમાન)ની નકલ

---

એવી કે (હમારા) વિશ્વાસુ સેવક મોમિનખાન ઉચ્ચ કૃપાનું સ્થાન હોજો ! તેને ખબર થાય કે તેનો (સેવકનો) નિવેદન પત્ર, (હમારા) ફરજંદ અએતમાદ ઉદ્દૌલા ખાનખાનાન બહાદૂરે હમારી પવિત્ર નજર પર આણ્યો, અને તેની (સેવકની) દઢતા ભરેલી સેવાની માહીતી પણ મોઢા-મોઢ આપી એ સેવા હમારા હૃદયમા મંતગાઇ ગઇ છે પોતે બાદશાહી સેવામા તત્પર રહી નિમકહલાલીની ફરજ બજાવવી બીજી હકીકત હમારા ફરજંદ ખાનખાનાન બહાદૂરના પત્ર પરથી સમજાશે તેના પ્રત્યે બાદશાહી અનુગ્રહ દીવસે દીવસે વધતો જશે એમ સમજવુ ખાનખાનાનના જવા-બમા પણ ઘણો દિલાસો આપવામા આવ્યો હતો, અને પૂજ્ય બાદશાહના હુકમ મુજબ થોડા કચ્છી ઘોડા મોકલવા ફરમાશ કરી હતી બાદશાહને મુબારક માથે બધાએની પાઘડીને કીર્ત્તિના કપાળ (માથા) પર પહેરી, અને ફરમાનને તેના પર તોરાની જગાએ બાંધી વાજા વગાડતો પોતે ભદ્રમા પેઠો, અને હરી પંડીતને જવાની રજા આપી પરંતુ આ બક્ષેરો મળવાથી અથવા તો એ ખાસ ફરમાન આવવાથી મોમિનખાની સ્થિતીને અંગે કાંઇ ખાસ ફાયદો થયો નહિ કારણ તેથી દક્ષણીઓના દઢતાપૂર્વક ઇરાદાના પાયામા જરાએ ફાટ પડી નહિ દુષ્ટ જાતિના, રાક્ષસી સ્વભા-વના કોળીઓની તથા અજ્ઞાનની ખીણમા રહેતા વાટપાડુ અનાર્યો (જગની માણસો'ની ઇચ્છાને, પાજીઓને ઉઠેરનાર, નીચ માણસોને આશરો આપનાર ફરતા આસમાની ચક્ર અને કપટી, અધમોથી પૂર્ણ જમાનાની દગાઇ, કેવી રીતે અનુસરતી આવી તેનો સ્હેજ અહવાલ, તથા "તેણીના ગળામા ખજૂરીના રેશાના દોરડા છે" એ સૂત્ર મુજબ, શહેરવાસીઓની કમનષ્તી, તેમના કરમની કહણાઇ તથા નાસિત સ્થિતિમા થએની ગીરફતારી, તેમજ તનખાદારોની ખેચાખેચીને લીધે તેમને ભોગવવી પડતી હેરાનગતી, જે લેખક પોતે પોતાની આખે જોએની, તેનો થોડો ભાગ-ઘણામાથી થોડુ-આ જગાએ લખવામા આવે છે લેખકની બે જીભવાળી પોપટ જેવી બોલતી કલમે, મોજે દમોડાના કોળીઆના મુખી હરી મેટવાળ સાથે શંભુરામ કેવી રીતે મળી ગયો, તેની હકીકત યોગ્ય સ્થળે વિસ્તારથી જણાવી છે એ ગામમા વસતા કોળીઓમા બે તડા ( પક્ષ ) હોવાથી

એકને કોટવાળીઆ અને બીજાને પગીઓ કહે છે. તેમનામા હરીફાઇ ચાલતી હોવાથી તેઓ એક બીજાના વિરોધી ( શત્રુ ) થઇ પડયા હતા છતા કોઇ કોઈ વખત સંપ પણ રહેતા. હવે કોટવાળીઆ પક્ષ તેના નસીબના જોરે શંભુરામની મદદમા શહેરમા આવી ઘણું રોકડ નાણું ને માલમતા લૂટી જઈ માલદાર થઇ બેઠા હતો, તેમજ પોતાના તાબાના માણસો તથા પોતાના બૈરા છોકરાં લઇ અમદાવાદમા વસી ગયો હતો. એ લોકો દરરોજ પોતાના ડેરવેલા ભથ્થા પેટે રોકડ નાણુ લેતા. મગદાઓની છાવણીમાથી ઘોડા ને ઉંટ ચોરી લાવતા, નફે અનાજ વેચતા અને શહેરીઓની માલમતા ખરીદી લઈ નફો કરતા. આ જોઈ આસપાસના તથા પાડોશના ઘણા ખરા ગામોના પગીઓ અને કોળાઓની અદેખાઈ તથા ઇર્ષ્યાની વૃતિ ગતીમાન થઈ અને તેમના લોભની નસ ધબકવા માડી. તેમણે ખીજવાટ ને અકળમાણુના હાથ ઘસવા માડી, ખોરાક ને ઉંઘ તજી દીધા. પોતાની બેચેનીને કરાર વળે અને તેમની આ અણગમતી હાલત સુધરે, તેને માટે છળભેદના રૂપ સાથની તેમણે એક તદબીર ગોઠવી, અને સદાશીવ રામચદ્ર જોડે એવો બંદોબસ્ત કર્યો કે હમે બંડ બખેડો નહિ કરીએ તેના જામીન આપીશુ, અને તમારી તાબેદારીની કડી હમારા કાનમા પહેરીશુ અને તમારા હુકમ મુજબ વર્ત્તીશુ આ પ્રમાણે કરાર કરી, રોજનું ભથ્થુ ઠેરવી, શહેરમા જે રસ્તે ઘાસદાણો જતા હતા તે રસ્તાઓ બધ કરવાની જુમ્મેદારી પોતાને માથે લીધી , અને તેને ખોટે રસ્તે ચઢાવવા (ભુલવવા) થોડો વખત એવા ઘાસદાણાના પોટલા (બોજા) પકડી પણ લાવ્યા, અને પોતે કેવી સારી નોકરી કરે છે તે દેખાડી આપ્યુ પરતુ પીળો કૂતરો તે શીયાળવાનો ભાઈ એ કહેવત મુજબ, ( લેખક રચીત )

આ પૃથ્વી અને આકાશમા જે જે અણુઓ છે
તે જેમ કરમો ઘાસને આકર્ષે છે તેમ દરેક અણુ તેની
જાતના અણુને આકર્ષે છે.
સ્વર્ગલોકવાસી સ્વર્ગલોકવાસીને આકર્ષે છે,
નરકવાસીઓ નરકવાસીઓને આકર્ષે છે.

ઘાસદાણો લઈ આવવાના તથા બીજાં કામો કરવામાથી થતો નફો જે દસગણો પરથી ત્રીસગણો થઈ ગયો હતો, તે લેવામા જોે કે, આમ તેમને કોટવાળીઆઓ જોડે વિરોધ હતો તોપણ, તેમની જોડે મળી ગયા, અને દાણો આણવામા તથા મગદાઓની છાવણીમાથી ઘોડા, ઉંટ, બળદ ને બીજાં જાનવરો ઉપાડી જવામા, આગલી ખોટનો બદલો મેળવવા, કોટ-

વાળીઆથી પણ ચઢી ગયા પણ છેવટ એ વાત ફુટી ગઈ અને તેમનામાના કેટલાક ગભરાટને મારે દક્ષણીઓને હાથે પકડાઈ ગયા અને તેમને દેહાત દડની શિક્ષા કરવામા આવી, એટલે બીજાઓ જતા રહ્યા પરતુ પગીઓની દાઢમા આ કામનો સવાદ ભરાઈ રહ્યો હતો તેથી તેઓ શંભુરામને મળી ગયા અને પોતાના બૈરા છોકરા ને કુટુબ સાથે કોટવાળીઆઓની જોડે ભદ્રમા રહેવા આવ્યા અને એજ કામ કરવામા મશગૂલ થઇ ગયા સુભાન અલ્લા ! (હે પવિત્ર પ્રભુ) જ્યા ઉંચ ખાનદાની શાહજાદાઓ ઉતરતા, જ્યા નામાકીત અમીર ઉમરાવો વસતા, ત્યા, કદોઈની જગાએ કુતરો (આવી) બેઠો છે, (એ) કહેવત અમલમા આવેલી જોવામા આવી જે જગાએ ભાગ્યવત માણસોએ નિવાસસ્થાન બાધ્યા હતા તે જગા કાગડા ને ઘુવડનું રહેઠાણ થઈ પડી હિંદુઓનો વિવાહગાળો જેને લગન (ગાળો) કહે છે તે લગનના દહાડા આવતા તેઓ એ શુભ અવસર કેવી કેવી ન્યાતો જમાડી, (ઢોલીઓના) નગારાઓના કડકડાટ ને સરણાઈના અવાજ સાથે ઉજવતા ! વધારે વિસ્મયકારક તો એ છે કે હરી કોટવાળ જે શભુરામની શિરસ્તેદારી કરતો હતો ને પોતાને તેનો બરોબરીઓ અને ભાગીઓ સમજતો હતો તે ઘણી વખત ઘોડેસ્વાર થઈ, રસ્તા ને બજારોને નાકે આવી ઉભો રહેતો, અને પોતે જાણે કોઈ વજનદાર માણસ હોય તેવી રીતે પોતાના તરફ દારથી નજર નાખી લોકોને તથા રૈયતને દિલાસો આપવા હસતે મ્હોડે બોલતા કે "હવે કોઈ પણ રીતનો અંદેશો મનમા ન લાવતા, દરેક બાજુએથી નિશ્ચિત રહી તમારો વેપાર ધધો કરતા માટે કોઇ પણ માણસ તમને હેરાન નહિ કરે !

જ્યારે કોઈ જગાએથી સરોવરનું ઝાડ ઉખડી જાય છે
ત્યારે તે સીધા સરોવરની જગાએ ઘાસ ઉગે છે

ટૂકામા કોળીઓની મુરાદની જુગારની રમતમા ો છક્કાનો પાસો (દાવ) પડ્યો હતો એટલે તેમને જાતના જાતના લાભ મળ્યા રોજનુ ભથ્થુ મળતું ઘાસદાણો વેચવામા નફો થતો, માલમતા ને કાપડ વેચતા સાટતા અને ખરીદ કરી પાડોશમા ને નજદીકના ગામડાંમા વેચી નાખતા, મગદાઓ તી છાવણીમાથી રાતને વખતે ઘોડા ને ઊંટ ચોરી લાવતા તેને કોટની દીવાલને આશ્રયે રાખતા ને પછી ઉપાડી જતા, તેમના પૂર્વજોને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય તેવા ઠાઠમાઠથી તેઓ કસબી-સોનેરી-પટા-તોરાવાળી પાઘડીઓ માથે મુકી, પગે મશરૂ ને કિનખાબના પાયજામા, કાન ને ડોકમા દાગીના તથા સોનાના કડા પહેરી ઠાઠમાઠ કરી ખુલ્લે છોગે,

ગલીએ ગલીએ સહેલ મારવા ફરવા નીકળી પડતા; એકેએક ગલી, એકે એક મહોલ્લો, એકેએક ઘર બારીકી અને ધ્યાનથી જોઈ રાખતા ને રાતની વખતે તેની ખબર લેતા. રોજ સાંજરે ભથ્થા (પગાર)નાં મળેલાં રોકડ નાણાંથી પોતાના છેડા પર છેડા ભરી તેની કોથળીઓ ભરતા.

દુષ્ટને ઢગલે ઢગલા મળે છે,
સત્યવાનને ઘાસનું તણખલું પણ મળતું નથી.
માખીઓને સાકર ને ખાંડ મળે છે,
હોમા જેવા પક્ષીને હાડકાં સિવાય બીજું કશું મળતું નથી.

પરંતુ વારંવાર તેમના છૂપાં પરાક્રમ, જેવા કે, મરાઠાઓની નિગાહદારી તથા રાતની ચોકી છતા, તેમની છાવણીમાથી ઘોડા તથા ઊંટની ચોરી, અને ઘેરામા પડેલાં માણસોને પહોંચાડાતો ઘાસદાણો, ઝાહેર થઈ થતાં (પકડાઇ જતા). એક દીવસ તો શંભુરામના રસાલામાનાં કેટલાંએક માણસોને જોડે લઈ, દીવસના ભાગમા તેમને સંતાડી રાખી, સામાવાળાનાં કેટલાંક ઘોડાં ને ટટ્ટુ જેઓ ઘાસ ભેગી કરવાને નીકળી પડયાં હતા, તેમને પકડી લઈ બીજે દહાડે રાત્રે શહેરમા લઇ આવ્યા. વળી બીજી વખત રાત્રે એક (હાથીના) મહાવતને જોડે લઈ જઇ દામાજી ગાયકવાડના પોતાના હાથીને ચોરી લાવવાની હિંમત કરી લઈ આવ્યા. સંજોગ એવા બન્યો કે એક પાસબાન (રખેવાળ) ગફલતની ઉંઘમાથી જાગૃત થયો અને તેણે એ ચોરી થતી જોઈ, પણ એમ ધાર્યું કે હાથીને પગે બાધેલી સાકળ છૂટી ગઈ હશે, તેથી તે પાછી બાધવા ઉભો થયો, એટલે કોળીઓ એક બાજૂ થઇ ગયા, ને ત્યાથી થોડી બંદૂકની ગોળીઓ ફોડી બહાર ચાલ્યા ગયા. ટૂંકામા દક્ષણીઓએ કરેલા અટકાવોને લીધે અનાજની શહેરમાની આવકનો આધાર માત્ર કોળીઓને માથે મુકાઈ જે પોટલા આવતા હતા તેના પર આવી રહેલો હોવાથી દીવસે દીવસે અનાજનો ભાવ વધતો ગયો, ને પાચ શેર ૭ શેર પર આવી રહ્યો. (એ હાલતમા) સાધારણ માણસોથી ટકી શકાયું નહિ એટલે ટોળાબંધ ભેગા થઈ ન છૂટકે ઘરબાર તજી ઉચાળાભરી, ત્યાંથી જતા રહેવાનું નક્કી કરી શહેર બહાર જવાના સઘળા રસ્તાઓમા રાયપુર દરવાજાનો રસ્તો ઘણો રહેલો લાગવાથી, ત્યા સો ટોળે મળ્યા. એ ગરીબ અને મુફલેસ માણસો, માથા પર રેંટીઓ ને ગોદમા બચ્ચાં સાથની કેટલીએક વૃદ્ધ કાંતનારી સ્ત્રીઓ, જેમને સૌને રોટલો ન મળવાથી તેમના પેટની ભઠ્ઠી ભૂખની આગથી બળની ફુલકાની સપારી જેવી સૂકી (લુખી) થઈ ગઇ હતી, જેમની પીઠ ને પહેલૂ (બાજૂઓ) એક બીજા જોડે ચ્હોંટી ગયાં હતા,

જેઓ તકલીના દોરા જેવા (અને) બારીક થઇ (સુકાઇ ગએના હતા તેવા) દુઃખી અને પીડીત, જીદગીના સાધન ખોઈ બેરેલા, જેમના જીવન માટે જરૂરી ખોરાક ફીરકીના દોરા માફક ગુચવાઈ ગએલો હતો એવા રડતા, ભૂખા, ટકળતા, (બહાર નીકળી જવા આવેલા) તેમની હાલત જોઇ, ત્યાંના રખેવાળ, આરબ જમાદાર હાજી મુબારકને લાગ્યુ કે તેમને બહાર જવા દેવા એ પુણ્યનું અને ધાર્મિક કામ છે એટલે પરવાનગી મેળવી તેમને જવા દીધા જ્યારે શહેર બહાર જવાના આ રસ્તાની હકીકત બીજાઓએ જોઈ ને સાભળી ત્યારે દરરોજ દરેક કિસબીગર ને ધધાદારી વર્ગના હિંદુ ને મુસલમાન, સ્ત્રી ને પુરૂષ, તવગર ને ગરીબ, જેઓ પકડાઇ જવાની બ્હીકથી ખૂણે ખોચરે છૂપાઇ બેઠા હતા, જેઓ ધાસ્તી ને રંગના ભોગ થઇ પડી તે સ્થિતિમા રાતનો દહાડો કરતા હતા-જીવતા હતા તેઓ, પણ લેબાસ બદલી, હતાશ થઈ ગએલા વર્ગમા ભળી જઇ, ટોળા બધાઈ, બહાર નીકળી જવા લાગ્યા શત્રુઓએ સાવચેતી તરીકે, તેમજ જાહેરાત થતા, દરેક કોમ ને દરેક વર્ગ પાસેથી વેરો ઉઘરાવનારા અધિકારીઓમાથી કેટલાક મુખીઓને તથા વૃદ્ધોને પોતાના તરફથી અને ફેરંગીઓને તેમના તરફથી દરવાજે ઉભા રહેવા નીમ્યા, જેથી એમ ન બને કે બહાર નીકળી જનારાઓ પોતાની જોડે રોકડનાણું કે માલમતા લઇ જાય, અથવા કે જે લોકો પાસથી વેરો લેવાનો બાકી હતો, તેઓ બહાર ચાલ્યા જાય તેમણે સવારથી સાજ સુધી ત્યા હાજર રહી તપાસ ને તલાસ કરી પછી જવા દેવા એવો હુકમ કાઢયો ઇર્ષાથી નિડર બેઠા જે જાસૂસો ત્યા તપાસ કરવા માટે રાખવામા આવેલા હતા, તેમણે કેટલીક વિધવા બાઈઓ જેમની પાસથી પોતાનુ યા પોતાની પાસે કોઈ બીજાએ અનામત રાખેલુ નાણુ યા પોતાના દાગીના મળી આવ્યા તે જપત કરી લીધા તે બેશરમ, બેહયા માણસોએ પોતાના નિર્લજ્જ હાથ તેમના છૂપા અગ સુધી લઇ જઇ, તેમની લાજ આબરૂ લૂટયા વળી કોઇ વેરો આપનારો યા જેનુ આવી બન્યુ હોય એવો કોઇ છૂપાઈ રહેલો શખ્સ મળી આવતો તો તેને કેદ પકડી દંડી મારવામા આવતો હવે જ્યારે આ મુસીબતમાથી છૂટી તેઓ બહાર આવતા એટલે દક્ષણીઓ તેમને પોતાની છાવણી પાસ ન રહેવા દેતાં ત્યાથી હાકી કાઢતા, કારણ ગુજરાતીઓ અને વિશેશે મુસલમાનો તેમના અભિપ્રાય મુજબ સ્વભાવે કપટી (લુચ્ચા) હોવાથી તેમની પાસે તેમણે આબરૂ ખોઈ હતી આ પ્રમાણે લાચારીએ ઘર બ્હાર તજી, અહિંથી હાકી કઢાતા, ને ત્યાથી કેટાળતા, રસ્તામા, છાપરા ને દીવાલહીન ખડીએરોમા અથવા તો ઘાસની

રહીને આશરે, દુઃખ પામતા, અજાણ્યા માણસોના ટોળામાં, ગુન્હેગારોની માફક ખ્હીતા વિના પડદે અને વિના રક્ષણે રહેતા. જાનમાલ ને આબરૂની કઇ મુશ્કેલી ને કઈ આફત તેમને ન ભોગવવી પડી ?

દુનીઆ મ્હોટું ભયાનક જંગલ છે.

આ દરીઆ ને આ જમીન પર કેટલીએ જાતની આફતો છે.

નજમુદ્દોલાના સમયમાં જે ઘેરો ઘાલવામાં આવ્યો હતો તે વખતે જ્યારે લોકોની હાલત આવી થઈ ગઈ હતી ત્યારે કેટલાંક પરાં આબાદ હતાં અને ઘણી એક ઇમારતો ઉભી હતી, અને બહાર નીકળી જનારાઓની મારવાડીઓએ આવી ફજેતી નહોતી કરી કે તેમની લાજ આટલી હદે નહોતી લીધી. વળી કોઇ બહાર નીકળી આવતું તો તેને સામી તરફથી કોઇ હેરાન કરતું નહતું, તેઓ નિરાંતે જુદા જુદા ઘરોમાં રહેતા હતા. હમણાં તે એકે ઇમારતનું નામનિશાન રહ્યું નથી, અને તમામ "ઘરો પોતાના છાપરાં પર (ઉંચે) વળી પડી ગયા છે," તેથી શીયાળાની મોસમની ઠંડીમાં, ડામર જેવી કાળી અંધારી રાતે પાયરણું (જાજમ) પાથરવાને જમીન અને ઓઢવાને આકાશ એ બે સિવાય બીજું કશું મળી શકતું નહતું એટલે નિરાશાના બિસ્તરા પર તેમને સુવું પડતુ. આ બધી આફતો ઉપરાંત તાવ અને ગાંઠીઆ તાવમાં સપડાઇ જવાથી, દરરોજ, હિંદુ ને મુસલમાન, પુરૂષ ને સ્ત્રી, ન્હાના ને મ્હોટા, હસ્તીની ઉજ્જડતામા રહેવાની શક્તિ ન હોવાથી, ટોળાં બંધ નીસ્તી (વિનાશ=મોત)ના શહેર તરફ કૂચ કરતા. વધારે વિસ્મય કારક તો એ છે કે મહાન આફત અને ભારે પીડા, આ પ્રાંતના રહેવાશીઓ પર આવી પડવાથી, એ સર્વભક્ષી મરકીએ ઘણા કુટુંબોમાથી એક માણસ પણ તેનું નામ રાખવા જીવતું રહેવા દીધુ નહિ.

માણસનું કુટુંબ નાશ પામ્યુ,

(અને) એ મોતની શક્તિ જાહેર થઇ.

એમ કહેવાય છે કે આ બખેડો શમી ગયા બાદ આવી રીતે બહાર ગએલાં માણસોની સંખ્યાનો માત્ર ત્રીજો ભાગજ, અને તેમાના પણ કેટલાક બીમારી સાથે, પોતાનાં મૂળ ઘરમાં પાછો ફર્યો. જેમનો સમય ભરાઇ ગયો હતો તેઓ તેમની આગળ ચાલી નીકળેલાને નાશના મુલકમા જઇ મળ્યા. તે અરસામા બાલાજીરાવ પેશવાનો ભાઇ રૂઘનાથરાવ, મલ્હારરાવને લઇને એક મ્હોટા સૈન્ય સાથે પાટનગરની પાડોશમા પડયો હતો, તેથી મોમિનખાનના (ત્યાં રહેતા) વકીલે આ ઝઘડો ગટાડવા માટે ગોઠવણ કરવા એવો વિચાર કર્યો કે સૂબાની ગામસત તેની જોડે અડધોઅડધ વહેંચી

લેવાનો કરાર કરે; તે બાબત સંબંધે પછીર ઉલ્ મમાલેકના કારભારીઓને વાત કરી, તેમને પોતાના પક્ષમાં લઇ લીધા અને પોતાને સંમત બનાવ્યા. પરંતુ આ કામ કરવા તથા વ્યવસ્થા આમલમાં મૂકવા પૈસાની જરૂર હતી તેથી તે બાબત મોમિનખાનને લખી જણાવ્યું. તેણે તે બાબત વ્યવસ્થા કરવા શંભુરામને કહ્યું એટલે તેણે શરાફો, વેપારીઓ અને શેઠીઆઓને ભેગા કરી, જોર જુલમથી દરેક માણસની શક્તિ ને તેનાં સાધનના પ્રમાણમા, મળી શકે તેટલી રકમ લઇ, રૂપીઆ વિસ હજારના વટાવી શકાય એવા કાગળીયા, જેને હિંદીમા હુંડીઓ કહે છે, તે લખાવી લઇ, હુંડીઓ રવાના કરી. સદરહુ મામલા (બાબત)ની જ્યારે રૂઘનાથરાવ પાસે વાત કરવામા આવી ત્યારે તેણે તેનો અનાદર ને અસ્વીકાર કર્યો. વળી આવી રીતે લઇ જે હુંડીઓ મોકલવામા આવી હતી તેની એક કોડી પણ વસુલ થઇ નહિ. હિ. સ. ૧૧૭૧મા કોળીઓને અપાતા રોજના ભથ્થાની મુકરર કરેલી રકમ, જેને માટે તેઓ મીઠાઇની આસપાસ ભેગી થઇ જતી માખીઓ માફક એકદમ રોજે મળી જતા, તે આપવામા થોડા દીવસની ઢીલ થઇઃ તેમને શહેરની હાલતની ખબર હતી કે ત્યાના રહેવાશીઓને કેટલી મુસીબતો વેઠવી પડે છે, એટલે તેમણે જોયુ કે હવે મીઠાઇમા મીઠાશ રહી નથી, તે ઉપરથી તેમની મ્હોટી સંખ્યા બહાર ચાલી ગઇ, અને પોતાની તકસીર માફ કરાવવા તથા તેને થએલુ નુકસાન ભરી આપવા, ફરી પાછા સદા શીવ રામચદ્ર જોડે સંદેશા ચલાવવા માંડયા. પરિણામે તેમની જોડે કરાર કરવામા આવ્યો કે તેમણે કોટની દીવાલમા એક એવું મ્હોટું ગાબડું પાડી આપવું કે જેમાથી ઘોડેસવાર આવજાવ કરી શકે, કે જેથી એવી રીતે અંદર જવાની જે બહાદૂર સિપાઈઓ હિમત બતાવી કમર કસે તેઓ અંદર દાખલ થઈ શહેરને જીતી લે. આ કામ પાર પાડવાની તક મળતાં પવિત્ર મહોરમ માસની બીજી તારીખે રાત્રે, સારંગપુર દરવાજાના ને કાળુપુર દરવાજાના રખેવાળોને ગાફેલ જોઇ, તે બે દરવાજા વચ્ચે, લાગ મળ્યો છે, તેનો લાભ લઇ લેવો એમ વિચારી, બે સવારો સાથે સાથે જઇ શકે, તેટલુ મ્હોટું બાકોરૂં (તેટલી પહોળી સુરંગ) તૈયાર કરી, જે ટૂકડીને એ કામ માટે નીમી હતી ને જે સીદી બશીરની મસ્જિદની પાછળના ખંડીએરમા છૂપાઇ વાટ જોતી બેઠી હતી, તેને ખબર કરી. પરંતુ તે જગાએ જવામા અને પોતાનો ઇરાદો પાર પાડવામા તેઓ દંભ કરતા હોવાથી, હા ના કર્યા કરતા–વમોસાતા હતા. વળી ઇશ્વરની પણ તેવી મરજી નહતી એટલે બને બાજૂ પરના બુરજના રખેવાળોને એ ગાબડાની ખબર પડતા તેમણે બંદુક ને

તોપો ફોડવા માંડી. એવામાં ચોથા આકાશના પાદશાહ (સૂર્ય)નાં કિરણો દેખાવા લાગ્યાં. આથી બહારના માણસોએ પોતાનો ઇરાદો તજી દીધો અને તેઓ પાછા ફર્યાં. શંભુરામને આ બાબતની ખબર પડતાં તેને એવો વહેમ આવ્યો કે તે બાજૂ પરના કેટલાક રખેવાળોના કાવતરાથી એમ થયું હોવું જોઇએ એટલે તેણે તેમની ફેરબદલી કરી દીધી, અને ગાબડાંને ઈંટથી ચણી લેવા હુકમ કર્યો. વળાદ ગામ જે હવેલી પરગણાનું હોઇ શહેરથી ૭ કોસ દૂર, દભોડા ગામની પાસે આવેલુ છે ત્યાં દૂરદૃષ્ટિ અને બારીકાઇથી જોનાર કોળીઓની સલાહ મુજબ મોમિનખાને આશરે પાંચસો આરબ ને હિંદી સવાર ને પ્યાદાની એક ટૂકડી સાથે શાહ મહમદ જમાદારને ત્યાંના કોળીઓને રોજનું ભથ્થું આપવાની શરતે, થાણદાર તરીકે મુકયો હતો. એજ રીતે શહેરથી બે કોસ દૂર આવેલી કાલીની ગઢીમાં મહમદ નૂરને થોડા સવાર, પ્યાદા, બે નાની તોપ, (જરૂરી) સામાન ને દારૂ ગોળા આપી ત્યાંના કોળીઓની મદદ સાથે રાખ્યો હતો. આ બે જગા હજુ સુધી કાયમ હોવાથી કોળીઓને તથા આસપાસ ને આજૂબાજૂથી ઘાસ દાણો લાવનારાઓને એ સગવડ રહેતી, કે પહેલા તેઓ વળાદમા ભેગા થતા ને પછી ત્યાથી લાગ મળે કાલીની ગઢીમા ભેગા થઈ જતા, અને રાત પૂરી થવા આવે તેવે વખતે બીજાઓની આખ ચોરવી, ધીમે ધીમે શહેરમા પહોચાડી દેતા. મરાઠાઓનો ભય તો શહેરની નજદીકમા હતોજ. સદાશીવ રામચંદ્ર અને દામાજી ગાયકવાડે બે ત્રણ વખત વળાદ ગામ પર લશ્કર મોકલ્યુ ને તે લશ્કરે બહુ કોશેશ ને પ્રયત્નથી લડાઈ ને ઝપાઝપી કરી, પરંતુ કેટલાએક માણસ મરાતા ને ઘાયલ થતા તેમને પાછું ફરવું પડતું. ઘેરાની મુદત લંબાઇ, વરસાદની મોસમ પૂરી થઇ ગઇ હતી છતા દક્ષણીઓના નિશ્ચયતા રૂપી સ્થંભ ન તો હાલ્યા કે ન તો નબળા પડયા હતા અને ઠેરવેલા રોજના પૈસા મેળવતા મુશ્કેલી પડતી હોવાથી, છેવટના પરિણામ તથા આખર મામલાનો, ત્યાના કોળીઓ અને મુકાદમો એ વિચાર કરી, ભવિષ્યમા થનાર નુકસાન દૂર રાખવા, દામાજી ગાયકવાડ જોડે મળી ગયા, અને ભૂતકાળમા જે અયોગ્ય કામ ને ગુન્હા તેમણે કર્યા હોય તેની માફી મેળવી તે બાબે મનને નિરાત કરી દક્ષણીઓના લશ્કરને (ત્યાં) બોલાવ્યું. ઇચ્છા અનિચ્છાએ પોતે તથા પોતાની જોડેનું લશ્કર હલાકીમા આવી પડેલ શાહ મહમદે જોયુ, તેથી તેને મારી હઠાવવા તૈયાર થયો અને આખો દીવસ તેમા કાઢી નાખી રાત પાડી. મુકાદમો ને કોળીઓ દક્ષણીઓ જોડે મળી ગયા હતા છતા આગલી દોસ્તીનો

કાળ પાસથી મધની મીઠાશની આશા રાખીશ નહિં,
કારણ તેણે તો મધમાં ઝેર ભેળવ્યું છે.
તું ધારે છે કે તે મધ છે,
પણ એ મધ નથી, મોતનો શરબત છે.

જ્યારે આ સમાચાર અમદાવાદ પહોંચ્યા ત્યારે મોમિનખાને જણાવ્યું કે ખંભાત કબજે લઇ લેવાનો અયોગ્ય વિચાર તેના મનમાં આવેલો હોવાથી મારી રજા લીધા વિનાજ તેને મારી નાંખવામાં આવ્યો હતો. નેકીનો બદલો બદી (સારાનો બદલો માઠો) એ કહેવત સાચી પડી. પેટલાદનો મકાસદાર સદાશીવ બલ્લાળ જે આ અરસામાં શહેર બહાર (આવ્યો) હતો, અને જેને નોકરી પરથી દૂર થએલા બ્રિજલાલ પેશકાર જોડે સારૂં ઓળખાણ પીછાણ હતું અને જે થોડા વખત થયા શહેરમાં આવી રોકાયો હતો તેને પોતે સંદેશો કહાવ્યો કે શહેર બહાર શાહીબાગ પાસે તે આવે તો બંને પક્ષનું ભલું થાય અને લોકોને સુખ થાય એવા બે બોલ બોલાય-પરસ્પર વાતચીત કરે. બ્રિજલાલે મોમિનખાનને વાકેફ કરી તેની પરવાનગી લઈ, આરબ રોહીલાઓની એક ટૂકડી સાથે રાખી, ત્યા જઈ તેને મળ્યો, અને ત્યાં તેની જોડે થએલી વાતચીત આવીને મોમિનખાનને જાહેર કરી. પૂરેપૂરો વિનાશ થવામાં હજી થોડું બાકી હતું, એટલે તેની વાત મંજૂર રહી નહિ. દાભોડા ગામના કોળીઓના મુખી હરી કોટવાળે જોયું કે ભવિષ્યમાં પરિણામ ઘણું ભયંકર ને નાશકારક આવશે, વળી તેણે નાણાની કોથળી પણ તંબુરાની તુમડી જેવી ખાલી (થતી) જોઈ, તે ઉપરાંત પોતાની સાથમાં આવેલા કોળીઓ જેઓ રાત દીવસ લડાઇ ને યુદ્ધ કરવામાંજ મચ્યા રહેતા હતા તેમના રોજ (ભથ્થાં) મળવામાં હરકત આવતી હતી, તેથી નાઉમેદ થઈ, પોતાને જરૂરનું કામ છે એવું બહારથી બહાનું બતાવી, થોડા દીવસ જવાની રજા લઈ ચાલ્યો ગયો, તે પાછો આવ્યોજ નહિ. તેના સાથીઓ (કોળીઓ) પણ તેને જઇ મળ્યા.

વસ્તુનું સત્ત્વ પવિત્ર હોય તો જ તે સારી પ્રેરણાને
યોગ્ય થાય.
તેમ ન હોય તો દરેક પત્થર ને ટેકું મોતી ને પરવાળું ન થાય?

છતાં અનાજ લઇ આવવામાં ઘણો નફો રહેતો હોવાથી, તેમણે આવજાવ તો ચાલુ રાખી અને વેચાણ સાટાણ કરતા રહ્યા.

જેનું મૂળજ દુષ્ટ
તેની પાસથી ભલાઈની આશા રાખ નહિં

કારણુ ગમે તેટલા પ્રયાસ પછી પણ કાળા કાગડાનું સફેદ
બાજ બનાવી શકાતું નથી

રોહીના જમાદાર મહમદ આજમનો છોકરો મહમદ યાસીન જે પહેલા શ્રીપતરાનની નોકરીમા હતો અને જ્યારે મોમિનખાનના આવવા બાદ સઘળા આરબ ને રોહીલા તેની નોકરીમા દાખલ થઇ ગયા હતા ત્યારે પોતે પણ તેના નોકરોના વર્ગમા જોડાઈ ગયો હતો, અને જેને તેના બાપની જોડે આસ્તોડીઆ દરવાજો સાચવવા રાખવામા આવ્યો હતો, તેણે, પોતે થોડો વખત મરાઠાઓ જોડે ગુજાર્યો હતો અને તેમના કેટલાક માણસો જોડે તેને દોસ્તી થઈ ગઈ હતી તેથી, અને (મોતનો હુકમ) વિધાતાનો લેખ તેને સબધે અમલમા આવી ચૂકેલો હોવાથી, તેમાના એક મિત્ર જે ગુજરાતીઓ બહાર આવ જાવ કરતા હતા તેમની જોડે તેના પર સદેશો મોકલ્યો કે તુ હમારી જોડે મળીજા હવે તેની જુવાની હજુ શરૂ થતી હતી, જમાનાનો તડકો છાયડો તેણે અનુભવ્યો ન હતો, દુનીઆની ઉંચ નીચ તેણે જોઈ ન હતી, એટલે પોતાના બાપને ખબર કર્યા યા તેની સલાહ લીધા યા તો અનુભવી માણસો જોડે મસલત કર્યા સિવાય વધારે પગારની નોકરીનો કરાર, રોકડ રકમનું ઇનામ, થોડુ તરત, થોડુ પાછળથી, લેવાનુ નક્કી કરી, તેણે તેમ કરવાનું વચન આપ્યુ, એટલે તરતજ લેખી કરારપત્ર સાથે તેને સો અશરફીઓ મળી પણ ગઈ

કોઈની પાસે કપટના દાણા હોય તો
તે ઘણા હુશીઆર પક્ષીને પણ જાળમા સપડાવી શકે

પોતે બીનઅનુભવી હોવા છતા યુક્તિ ને તદબીર કરવા મડી ગયો અને માણસોને પોતાના મિત્ર બનાવવા દરરોજ ઉજાણીઓ (જાફતો)ના મેળાવડા કરી, દરેક જણને રોકડનાણુ તથા કાંઇ વસ્તુ ભેટ આપી પોતાના આભાર તથા ઉપકાર નીચે મુકવા લાગ્યો તે થોડા દહાડા આ પ્રમાણે વર્ત્યો એટલે કોઈની ચડતી ન જોઈ શકે એવા (નિમ્ન મનોવૃત્તિ) આસમાનને અદેખાઈ આવી, અને તેની ઇર્ષ્યાની રગ દાબવા લાગી, અને તેણે શંભુરામના જાસૂસો મરાઠાઓની છાવણીમા હતા તેમની છૂપી તેની ખબર અપાવી રોહીના ફોજ મહમદ લાલને સોપવામા આવી હતી તેણે તે બાબતની તપાસ કરવા તથા તેની સચ્ચાઈ શોધી કાઢવા પગલા લીધા અને પરિણામે વાત ખરી જણાઈ, તેથી રોહીનાઓની એક ટૂકડીની મદદથી તેને પોતાના ઘરમા પરહેજ કરી, એ અશરફીઓ કેમ ખરચાઇ હતી તેની તપાસ કરી, તો જાણવામાં આવ્યુ કે ભટાઇખોર દોસ્તદારોને જાફતો તથા ભેટો આપ-

યામાં એ બધા પૈસા ખરચાયા હતા, સિવાય કે એક બે સોના મહોરો (અશરફીઓ) કે જે એક મારવાડીને આપવામાં આવી હતી. મારવાડીએ પણ તે વાત કબૂલ રાખી અને કહ્યું કે, મારે ને એને મૈત્રી અને દોસ્તી હોવાને લીધે મેં એને વગર વ્યાજે નાણું ધીરેલું તે ખાતે એ રકમ મળી છે, બીજા પૈસાનું શું થયું તેની મને ખબર નથી. મારવાડી કોમને એવો વહેમ આવ્યો કે પોતાના પર આવેલી મુશ્કેલી દૂર કરવા તેણે આ વાત બનાવી કાઢેલી હોવી જોઈએ અને તેથી તેને કેદ કરવાનો વિચાર કર્યો. પરંતુ પોતાનો ખુલાસો ખરો હતો એટલે તે કસમ ખાવાને તૈયાર થયો, અને બોલ્યો કે,

સાચા આશકની સાબિતી તેની આંખમા જ હોય છે
(કારણ તે સદા રડતો હોવાથી તેની આંખ ભીંજાએલી હોય છે).

આ પ્રદેશમા (એ કસમ લેવાની) એવી રીત પ્રચલીત છે કે માપ તેટલું તેલ એક પાતેલીમા ભરી, તે પાતેલીને આતશ પર મુકી તેમાંના તેલને કકડાવવામા આવે છે. તે પણ પેલી કહેવત મુજબ એટલું સખત કે તેમા સખત પથર નાખો તો તે પણ પીગળી જાય.એ કકડતા તેલમાં વીંટી કે એવીજ કોઈ બીજી વસ્તુ નાખવામા આવે છે. પછી સોગંદ ખાનાર માણસ જેને પોતાની હકીકતના સત્યનો પૂરો વિશ્વાસ હોય છે તે માણસ સ્નાન કરી ખરી આસ્થાથી તેમા હાથ નાખી તે વીંટી (યા વસ્તુ) બહાર કાઢે છે, અને "આગ ઠંડી અને સલામતી વાળી થા" એ સુત્ર મુજબ અગ્નિની ગરમી ઠંડી થઇ જઈ તેને સલામત રાખે છે, અને તેને કશી ઈજા પહોચતી નથી. આ પરીક્ષાથી સાચો ને જૂઠો પકડાઇ આવે છે.

અનુભવની કસોટી વાપરવામા આવે તો સારૂં,
કારણ તેથી જૂઠો હોય તેની આબરૂ જાય છે
(મોઢું કાળું થાય છે).

પોતે કહેલી વાતની સચ્ચાઇ પર તેને પૂરો વિશ્વાસ હતો એટલે આવા ઉકળતા તેલમાથી પણ ઘણા માણસોની હાજરીમા તેણે વીંટી બહાર કાઢી અને પરીક્ષા (કસોટી)ની કુલડીમાથી તેની આગળીઓ રૂપી સોનાનો ચળકાટ વગર મેલનો તથા બાજૂઓ રૂપી ચાંદી નિર્મળ (ચોખ્ખાં) નીકળી આવતા, ત્યા હાજર રહેલાઓએ દરેક બાજૂથી ઘણા વખાણ તથા પુષ્કળ શાબાશીના પોકરો કરી, દરેક માણસે યથાશક્તિ રોકડ નાણું યા વસ્તુ તેને ભેટ આપી. પોતાની સચ્ચાઈને પ્રતાપે તેનું મ્હોડું ઉજળું રહ્યું અને તેનો છૂટકો થયો.

"જનત" શબ્દમાં સચ્ચાઇને લીધે તો "અલેફ" ના સીધા અક્ષ-
રને સ્થાન મળ્યું છે.
"વાવ" હમેશ વાંકો અક્ષર હોવાથી તેને "ખૂન" શબ્દમા
સ્થાન મળ્યું છે.

મહમદ યાસીન જેનું નાણું તદ્દન ખોટું હતું તેને, પહેલા રબી માસની બીજી તારીખ, જે તેની જુવાનીની રબી (વસંત)ની મોસમના માસનો છેલ્લો દીવસ હતો, તે તારીખે, તેના બાપ તથા રોહીલા જમાતની રૂબરૂ, તેના મામાએ કટારીના ઘાથી મારી નાખ્યો, કે જેથી બીજાને ધડો મળે.

જેણે કપટના સાકડા માર્ગમા પગ મૂકયો,
તેનું માથું આખરે ઉડવાનુ.
કપટ એવો સાપ છે કે જેને બે માથા છે,
અને તે દરેકમા જાતજાતના જોખમ (રહેલા) છે.
એક માથું દુશ્મનનું હૃદય ચીરે છે,
તો બીજુ માથું તે (કપટી) ધણીનેજ નુકસાન કરે છે.

---

## રસ્તા બંધ કરવા દામાજી ગાયકવાડે પાપાજી હરપાળને મોજે કોચરબ મોકલવો; સદાશીવ રામચંદ્રે જવાનમર્દખાનને સદાશીવ દામોદર જોડે બાદીજના ઘાટ પર મોકલવો અને ભગવાનને શાહીબાગમાં મોકલવો; શહેરના ઘેરામાં સપડાએલાઓની બારીક સ્થિતિ

કોટની અંદરના સિપાઇઓની હાલત કપરી થતી ગઇ, અને લસ્કરમા પણ કુસંપનો પથરો પડયો, તેથી ઇચ્છા અનિચ્છાએ તેઓ બરતરફ થઈ ધીમે ધીમે ઘેરાની મુસ્કેલ હાલતમાથી (છુટવા) બહાર નીકળવા માડયા. "તેમનામા કુસંપ ફેલાવ" એ શબ્દોનુ દામાજી ગાયકવાડ રટણ કર્યા કરતો હતો એટલે તેણે આ બનાવ પોતાની પ્રાર્થનાના સ્વીકાર જેવો ગણી જાહેર રીતે જેને તેની નોકરીમા આવી રહેવુ હોય તેણે રહેવું એવો ઢંઢેરો પીટાવ્યો. તેને સવારોની જરૂર ન હતી એટલે બહાર આવતા રહેલાઓમાંથી પ્યાદાઓને રાખી લીધા. આથી દરેક લાચાર થઈ ગએલા સિપાઈ

અને બીન સિપાઈને કમાણીનું સાધન મળી ગયું, અને ખોરાક મેળવવા રૂપી દરવાજો તેને માટે ખુલ્લો થયો, અને દુઃખ પછી સુખની સ્થિતિ પ્રાપ્ત થઈ. મોમિનખાને શરૂઆતમા લગભગ દસ હજાર સ્વાર ને પ્યાદા એકઠા કર્યા હતા, અને તેજ સૂબેદાર તરીકે કાયમ રહેશે એવી માન્યતા હોવાથી તેઓ વગર બ્હીકે લડવા જતા હતા, દક્ષણીઓને એ ભય રહેતો હતો કે જો તેઓ પોતાના લશ્કરને છૂટું પાડી આવજાવના રસ્તા તથા ધારો પર રોકી દે તો વખતે શત્રુ પોતાના આખા લશ્કર સાથે તેમના પર તુટી પડે અને તેમને હરાવે. પરંતુ હવે જ્યારે શત્રુના લશ્કરનું માણસ આ પ્રમાણે વીખેરાવા માંડ્યુ અને તે (લશ્કર)માં અસંતોષની અસર દેખાવા માંડી ત્યારે આજુબાજૂના તથા બીજી બાજૂના રસ્તા પણ બંધ કરી દેવાની તદબીર તેમણે વિચારવા માડી, અને દામાજી ગાયકવાડે પાપાજી હરપાળ તથા સેવકરામ જે તેના ભાગ પુરતો શહેરમા નાયબ નીમાયો હતો તેમને પોતાના સાથીઓ અને મદદગારોમાથી એક ટૂકડી આપી, શહેરની પશ્ચિમે આવેલું કોચરબ ગામ, જે સાબરમતીના પેલા કિનારા જેટલે છેટે આવેલું છે, ત્યા મોકલ્યા. પહેલા રબી માસની ચોથી તારીખ ને ગુરવારે તેમણે એ ગામને પાદરે આવી મુકામ નાખ્યો. મહમદ લાલ રોહીલા તરફનું જે લશ્કર ત્યા પડ્યુ હતું તે બહાર નીકળી શહેરમા આવતું રહ્યું, અને દાણાનું રસદ, ઘોડા માટે ઘાસ, તથા જાતજાતના શાકભાજી જે ત્યા ઉગાડવામા આવતા હતા ને ત્યાથી મળતા હતા તે બંધ થયા.

---

## પાપાજી હરપાળના લશ્કર જોડે ખુલ્લા મેદાનમાં લડાઈ થવી, મહમદ હાશમ બક્ષીના ભાઈ મહમદ રેઝાનું જખમી થવું અને રોહીલા જમાદાર અબદુલ ગફુરનું મરાવું

બીજે દિવસે જ્યારે પૂર્વનો પાદશાહ
આ આસમાની રંગની છતમાથી બહાર આવ્યો
ત્યારે જમાનાએ પ્રકાશના દ્વાર ખોલ્યા
અને પૃથ્વીએ પાછી બીજી રમત માડી.

એક ટૂકડી તૈયાર કરી, મહમદ હાશમ બક્ષીનો ભાઇ મહમદ રેઝા, પોતાના સાથીઓ તથા મહમદ લાલ, અબદુલ ગફુર અને સરમસ્ત રોહી-

લાને લઈ, અને ત્યાંથી ફોડી શકાય તેવી તોપો સાબરમતીના કિનારાપર ગોઠવી પાપાજી હુરપાળ કે જે દારૂગોળો વગેરે મેળવવાના રસ્તામાં અટકાવરૂપ થઇ પડયો હતો, તેના પર હુમલો કરી તેને મારી હઠાવવા, નદી ઉતરી ચાલ્યો સાવચેતી વાપરી તથા સાવધ રહી શત્રુ તેની સામે થવા તૈયાર ને તત્પરજ હતો, તે આવી રસ્તાનુ નાકુ પકડી ઉભો અને તોપ બંદૂકની લડાઇ શરૂ થઇ, અને રેતીના મેદાનમાંથી નીકળી તે બાજૂપરની નદીની ભેખડ પર તેણે શત્રુને પગ ઠેરવવા દીધો નહિ. તેમ કોટના બુરજ પરની તોપના તથા બીજી તોપોના ગોળાના મારની બ્હીકથી તેમની-મરાઠાઓની-પણ આગળ વધવાની હીંમત ચાલી નહિ અને દીવસનો દોઢ પહોર વીતતા સુધી લડાઈ ચાલી અને બંને બાજૂના થોડા થોડા માણસો જખમી થયા ઝપાઝપીમાં એક બંદૂકની ગોળી મહમદ રેઝાના માથાને લાગી ચામડી ઉઝરડી ચાલી ગઈ, તેના ઘોડાને પણ તેનો ધક્કો વાગ્યો તેથી ન છૂટકે લગામ ફેરવી ભદ્રના બાગની બારીતરફ જવા તે પાછો ફર્યો બક્ષીના ભાઈ જોડે જવુ એને સારો સેવાભાવ બતાવવાનો લાગ સમજી કેટલાએક બ્હીકણ ને બેદિલ (અસતોશી) સિપાઈઓ તે ભયકર રણક્ષેત્ર છોડી ગયા નદી પર આવેલી બહાર નીકળવાની બારીના ઝાંપાપરના બુરજ પર મોમિનખાન પાસે બેઠો બેઠો મહમદ હાશમ આ લડાઇના હંગામા (ધીંગાણા)ની મઝા જોતો હતો, તે પોતાના ભાઇને પાછો આવતો જોઇ ગભરાઇ ગયો, અને "હે ઇશ્વર ! સારૂ કરજે" એમ બોલતો, ઉભો થઇ ગયો અને તેની પાસે આવી તેને કેવી રીતે જખમ થયો હતો તેની હકીકત પૂછી જખમને પાટા બાંધ્યો તેને તદન સારૂ થઇ જાય તેટલા માટે ધૂપદાનીમાં રાઇનો ધૂપ કર્યો મોમિનખાન પણ ત્યાં આવી પહોચ્યો, ને તેને દિલાસો આપી ખબર અંતર પૂછી આનંદનો મલમ લગાડયો તે સખત રીતે જખમી થયો ન હતો એટલે ટૂંક સમયને થોડા વખતમાં સારો થઇ ગયો અને સારા થઇ જવાની ખુશાલીનુ સ્નાન કરવાનો દીવસ પણ નક્કી કરવામાં આવ્યો હવે મ્હોટો ભાઇ બાપની જગાએ છે, અને તે નવે અવતાર આવ્યો હતો એમ ગણી, એ બે ભાઇઓ વચ્ચે જે અણહદ પ્રેમ ને સદ્દભાવ હતા તે તેણે દેખાડી આપ્યા. આ સમયમાં એવો પ્રેમ એ એક નવાઇની વાત ગણાય, કારણ જાણે બે ખોળીઆ ને એકજીવ જેવા એ (બે) હતા.

કલમની માફક બે માથા (જીભી) હતા, છતા જીવ એક હતો.

(તેમની) જીભો જુદી, પણ વાચા એક હતી

તેમનો સબંધ આશક માશુકના કરતા પણ વધી ગયો હતો, અને

રૈઝાને હાકૂમ પ્રત્યે સંપૂર્ણ ઐક્ય(નો ભાવ) હોવાને લીધે તેણે થોડા વાવટા અને એક કિંમતી ખિલત તૈયાર કરાવી, તેને (તે ખિલત) પહેરાવ્યો. તેના તાબામાં સાયર મહાલ ને તોપખાનું હોવાથી તેણે નેકી પોકારનારાઓ તથા ચોબદારોને દરેક દિશાએ દોડાવ્યા, જેમણે જમાદારોને ખૂશખબર આપી એટલે સિપાઈઓનાં ટોળેટોળાં ને તેમની ટૂકડીઓ ને ટૂકડીઓ આવી. નજરાણું કરવા માટે રોકડ નાણું ને વસ્તુઓ તો ઉનકા પક્ષીની જેમ હસ્તી ધરાવતી ન હોવાથી, સૌએ પોતપોતાની શક્તિ ને સ્થિતિ મુજબ ચીઠ્ઠીઓ લખી આપી, આગળ ધરી, અને ઇશ્વરની પ્રશંસા કરવા તથા તેનો આભાર માનવા દિલપસંદ સુખનો ને વક્તૃત્વ પૂર્ણ શબ્દો ઉચ્ચારી તેને ધન્યવાદ તથા મુબારકબાદી આપવા મ્હોડું ખોલ્યું. ટૂંકામાં તે લડાઇમાંથી મહમદ રૈઝાને પાછો ફરતો તથા તેની જોડે ચાલી જતી ટૂકડી જોયાબાદ હિંમત કરી ડર છોડી દઇ મરાઠાઓ જોરથી દોડતા આગળ વધ્યા, અને અબ્દુલ ગફુર, સરમસ્ત અને બીજાઓ કે જેમણે લડવા માટે મજબૂત રીતે પગ ટકાવી રાખ્યા હતા, તેમણે તેમની સાથે હાથોહાથ લડવા માંડ્યું. બંદૂકની એક ગોળી અકસ્માત્ અબ્દુલ ગફુરના ઘૂંટણની કાચલીને વાગવાથી તેનું હાડકું ભાગી ગયું, અને તેથી લડાઇમા આગળ વધવા અશક્ત થઇ જવાથી તે બહાર આવતો રહ્યો. આ અરસામાં મ્હોટી ને ન્હાની તોપના ગોળાઓએ ઉપર ને નીચેથી એક પછી એક વચમાં આવવા (પડવા) માંડ્યું, એટલે બંને પક્ષ શત્રુતાનો હાથ ખેંચી લઇ પાછા ફર્યા. દક્ષણીઓને પોતાની ચાલાકીનો મદ ચઢી ગયો અને તેથી આગળના કરતાં પણ (લડાઇ)ની વધારે કોશેશ કરતા ગયા. થોડા વખત બાદ અબ્દુલ ગફુર જે સો સવારની ટૂકડીનો જમાદાર હતો તેમજ હીમતબાજ હતો તે મરી ગયો. નદી તરફ પડતો રાયખડ દરવાજો જે ઘાસદાણો આવવા દેવા તથા પાણી ભરી લાવવા માટે ખુલ્લો રાખવામાં આવ્યો હતો તેને ઈંટથી ચણી લેવામાં આવ્યો. જવાનમર્દખાન તથા સદાશીવ દામોદરને સદાશીવ રામચંદ્રે સાબરમતીને પેલે કાંઠે આવેલા મોજે બાદીજના ઘાટપર મોકલી ઔરંગપુર સુધીના આવજાવના રસ્તા બંધ કરી દેવાની જવાબદારી તેમને માથે નાંખી. અને ભગવાન નામના માણુસને શાહીબાગ માટે મુકરર કર્યો કે જે રાત દહાડો ત્યા રહી તે બાજૂના રસ્તા સાચવે ને બચાવે. દરેકજણ પોતપોતાને નિયત થએલે ઠેકાણે જઇ પહોચ્યો, અને રસ્તાઓમાં ખાઇઓ ખોદી કાંટા કચરાથી ભરી દઇ, રસ્તા બંધ કરી દીધા. વળી પેલી બાજૂએ આવેલાં પરાંમાંનાં ખંડીએરોમાં મોરચા બાંધી બેઠા. આથી ઘાસદાણાની

આવક બંધ થઇ, અને લુચ્ચા કોળાઓ જેઓ પોતાના ફાયદા માટે લાગ જોઇ વખત એવખત થોડું ઘણું અંદર લઇ આવતા, તે શાહપુરના દરવાજા તથા તે બાજૂના બુરજના રખેવાળો,–કારણ ઘાસદાણાની ઘણી આવક તે બાજૂથી થતી હતી,–સવારના પ્હોરમાં કે જ્યારે તે માલ આવતો હતો ત્યારે ચાલાકી વાપરી ગમે તે કીમતે લઇ લેતા હતા, ને તે જ દીવસે રાતના અંધારાનો લાભ લઈ, તે ખરીદીને છૂપી રીતે દુષ્ટ બકકાલો (વાણીઆઓ)ને ઉંચી કીમતે વેચી નાખી પૈસો ભેગો કરતા હતા, અને તે બેશરમ બકકાલો હજુ તેના પર વધારે નફો ચઢાવી ખૂણે ખોચરે વેચી નાંખતા. છેવટ જેના તેના નસીબ પ્રમાણે તે દાણો તેને મળી આવતો. ઘેરાના આ સમયમાં ભરેલા ભંડારો વપરાઇ ગયા ને કોઠારો ખાલી થઈ ગયા.

ભંડારોમાં એકદમ ઉણપ આવી ગઈ.

કોઠારોથી તે કીડીઓના દર સુધી દરેક ભંડાર ખાલી થઇ ગયો.

લોકો તો એ ખ્યાલમા રહેલા કે એક આખા વરસના અરસામાં ઘાસદાણો આવતો બંધ થયો નથી એટલે તે રીતે તે આવ્યા જ કરશે, અને તેથી માઠા પરિણામ બાબત બેફિકર રહેલા. શહેર બહાર ગએલાઓને પડતા દુઃખ તથા થતી બેઆબરૂની હકીકત જેમને કાને આવી હતી તેઓ ઓછું વધતું મળતું તેનાથી સંતોષ પામી ઘરને ખૂણે પડી રહ્યા હતા. પરંતુ આ બનાવને લીધે તેમની શક્તિ એકદમ હીન થઈ ગઇ અને સબુરી ને ધૈર્યની લગામ તેમના હાથમાથી છૂટી ગઈ, અને તેઓ પણ લાચારીએ શહેર બહાર જવાનો વિચાર કરવા લાગ્યા, કારણ આ દુઃખના સ્થાનમાં તેમને જવની રોટલી પણ મળતી રહેશે એવી ખાત્રી નહતી.

જેમને રોટલીના દર્શન જ કરવાની આકાક્ષા હતી,

તેઓ આકાશમાં સૂર્યની ગોળ આકૃતિ જોઇ સંતોષ પામતાં.

અને ખાનદાની ઉચ્ચ કુટુંબની કેટલીએ શીયળવંતી, પરદાનશીન બાનુઓ જેમણે કદી પોતાના ઘર (જનાના)ના ખૂણાથી ઘરની ડહેલી સુધી પણ કદમ લંબાવેલો નહિ, જેમણે તેજસ્વી સૂર્યના ચ્હેરા ને ઝગઝગતા ચંદ્રના મુખડા સિવાય પરપુરૂષના ચ્હેરા કે પારકા મરદના મ્હોડા તરફ કદી નજર પણ ફેરવેલી નહિ તેમને, માથે ચાદર ઓઢી, લજ્જાવંતી આંખો સામે રાખી, આંસુ પાડતાં, રાયખડ દરવાજાની બારીને રસ્તે નદી ઓળંગી, પડતાં આખડતા, તપેલી રેતીમા, ત્યાના મોરચાદાર ગાઝી ઉદ્દીન હુસેનની પરવાનગી મેળવવા, વાટ જોતાં, ઊભી થઈ રહેવું પડતું ?

સેવકરામ તેમનામાંના કેટલાએકની હાલતથી વાકેફ હતો એટલે તેની મમક્ષ તેમને રજા તો આપવામા આવતી, પરંતુ મરેગુન લેવા લાયક વસ્તુ તેમની પાસે છે કે નહિ તેની તપાસ ને તલાસ એશરમ રીતે કરવામાં આવતી, અને રોકડ નાણું કે દાગીનો જે કાઇ મળી આવતું તે સખ્તાઇ કરી લઇ લેવામાં આવતું. દરરોજ તેજ સ્થિતિમાં તે દુકાળ પીડીત ભૂખ્યા જીવડાઓને તેમની આશાના વાડકામાં એજ પ્રકારનું ભોજન મળતું, અને જ્યારે જ્યારે તેમને બહાર જવાની પરવાનગી નહોતી મળતી ત્યારે નદીને કિનારે સવારથી સાંજ સુધી રેતીમાં ભૂખ્યા પડી રહેવું પડતું, અને કાંતો રાત્રે યા બીજે દીવસે સવારે જ્યારે રજા આપવામા આવતી ત્યારે તેઓ ચાલ્યા જતા. શત્રુનું લસ્કર આજૂબાજૂ વેરાઈ ગયુ હતું તેથી આ વખતે તેના પર હુમલો કરવાથી, વખતે જીત મળશે, એવા ખ્યાલથી શંભુરામ બીજી રબી માસની પાચમી તારીખે ગઢને છેડે બાકી રહેલા બધા સિપાઈઓ, કે જેમની હજુ પણ સારી સંખ્યા હતી, તેમને લઈ બહાર નીકળ્યો અને સદાશીવ રામચદ્રની છાવણી પર તૂટી પડ્યો. તેમના પગારની રકમ બહુ ચઢી ગઈ હતી, અને લાંબો વખત ટકી રહેવાની આશાની દોરી તેમણે તૂટેલી જોઈ હતી તેથી તેમણે બહુ જોર માર્યું નહિ, અને વરસાદની મોસમમા ઘાસના છાપરા મોરચાઓ પર નાખ્યા હતા તેને સળગાવી દઈ પાછા ફર્યા. આ ઉપરથી બીજી વાર શહેર બહાર નીકળવાની લાલચ શંભુરામે મગજમાથી દૂર કરી. શહેરમા રહેલા માણસોમા વેરો આપવાની તાકત રહી નહતી. (લેખક રચીત)

પૈસાદાર પાસે ન તો જરકશી (વાગો) કે ન તો મજલીન રહી.
તેમ ફકીર પાસે ન તો મો થીંગડાનો ઝભ્ભો રહ્યો.
ભૂરા આસમાનની પરવશીને લીધે
ઘરમા જે કાંઈ રહ્યુ હતુ તે તેમણે લૂંટી લીધું હતું.

મોમિનખાન લાચાર થઈ ગયો અને મીરઝા મહમદ ઝમાન શાહઝાદા જેને તેણે પોતાના નાયબ તરીકે ખંભાત બંદરે રાખ્યો હતો, અને જેણે રૈયત ને પ્રજા જોડે સલૂકાઈથી વર્તી ત્યાના ત્રાસ ને પીડા પામેલા માણસોના જખમ પર મલમ લગાડ્યો હતો તેને, લખ્યું કે જે રસ્તે બની શકે તે રસ્તે આ સમયમાં નાણાંની એક સારી રકમ ઉભી કરી મોકલવી. તે આવી રીતે વર્તી પોતાનો પાલવ દૂષિત કરવા ઇચ્છતો નહતો તેથી તેણે જવાબ આપ્યો કે મારાથી એ કામ નહિ બની શકે. માટે કોઈ બીજાને સોંપવું. આ ઉપરથી મહમદ ઝમાનખાનને ત્યાનો નાયબ નીમ

વામા આવ્યો, અને તેણે સૂચના મુજબ ઘણાઓને રીબાવી રીબાવી થોડું ઘણુ નાણુ વસૂલ કર્યું હવે દરરોજ ઘેગને લીધે મુશ્કેલીઓ વધતી ગઈ, અનાજ ઉનકા પક્ષીની હયાતી જેવુ અને ઘાસ કેસર જેવુ થઈ ગયુ હતુ, એટલે જમાદારોએ એકઠા થઈ તે બાબત મોમિનખાનને જાહેર કરી અને બોલ્યા કે—

ફરતા ઘુમટની જફા એટલે દરજ્જે પહોચી નથી,
કે તેના કરતા ઉંચો તમકકો (માળ) મનમા આવે (એટલે જફા ઘણે
ઉચે દરજ્જે પહોચી ગઈ છે).

દુનીઆ ચઢતી પડતીના તાપથી એવી સળગી ઉઠી છે
કે જાણે પહાડમા એક પડછાયા જેટલી પણ તાકત રહી નથી —

લાંબો વખત થયા પગાર મોડો મળનો હોવાથી અને દાણો મોઘો થઇ ગએલો હોવાથી ઘોડાને દાણો અપાતો બધ થઈ ગયો હતો અને તેમના તોબરા જવથી ખાલી રહેતા હવે ચારપગા (જાનવર)ને ચાર વગર ચાલે નહિ, જાનવર મરે એટલે સિપાઈઓનુ મન વ્યગ્ર થાય, માટે જમાદારોએ કહ્યુ કે, જેટલા જાનવર હજુ સુધી જીવતા રહ્યા છે તેમનુ હાજરી પત્રક બનાવો જો લશ્કર જોડે તે જાનવરો રાખવાનુ મંજૂર હોય તો તેની કીંમત લખીને આપી દેવી, નહિ તો તેમને હાજરીમાથી બરતરફ કરવા, તેથી મરજી હોય કે ન હોય તો પણ હાજર હતા તેટલા ઘોડા ને સિપાઈઓની હાજરી નોધી લીધી ઘણાઓ જેમને ન્હાસી છૂટવાનો રસ્તો મળ્યો તેઓ બહાર ચાલ્યા ગયા કેટલાએકે ચીઠીઓ કબૂલ રાખી અને તેઓ રોકાયા કોળી-ઓના લગભગ સાતમે માણસ આ અરસામા માથે દાણાના પોટના મૂકી અને ચાળીસ ગાયો લઈ લડતા લડતા આવી પહોચ્યા હતા, તેમની જોડે મળી જઈ, કેટલાકોએ તેમની સાથે પોતાના ઘોડા બહાર મોકલી દીધા, અને દરેક ટોળા ને જમાતમાથી જેમ જેને લાગ મળ્યો તેમ તે બહાર નીકળી ગયો અનાજનો ભાવ ત્રણ શેર ને અશેરનો થઈ ગયો, કારણ લોભી કણીઆઓ છૂપી રીતે સીપાઈ વર્ગના ન હોય તેવા સાધારણ માણસો પાસથી દાણો લઈ વેચતા, અને તે (દાણો) પણ ઘણી શોધ કરે-થીજ મળી આવતો માણસ ને પશુની હાલત એટલી બધી મુશ્કેલ થઈ પડી અને લોકોની સ્થિતિ એટલી બધી ભયકર થઇ ગઈ કે ઇશ્વિર કોઇને તે દેખાડે નહિ, તો પછી લેખકમા તેનુ વર્ણન કરવાની કે તે વિશે લખવાની શક્તિ કયાથીજ હોય ?

એમ સમજો કે હું કમળના જેવા મો (છભ) પાંખડીવાળો થઇ જાઉં
તોપણ તેનું વર્ણન કરવાની જવાબદારી શી રીતે ઉઠાવી શકું ?

કેટલાએક જેમને પોતાને બહાર નીકળી જવાનો યા ઘોડાને મોકલવાનો રસ્તો ખુલ્લો હતો નહિ તેમણે તે મુગાં પશુઓની હાલત પર દયા આણી તેમને છૂટા મૂકી દીધા, કે જેથી ખંડીએરોમા રાત દહાડો ભટકી. તણખલુ ઘાસ મળે તો ચરી ખાય. શહેરમાં જેમની પાસે ગાય બેસ હતા તેમને-છેવટે વખતે ખોરાકને માટે તેની જરૂર પડે એવા વિચારથી-બહાર લઈ જતા અટકાવવામા આવ્યા. ભૂલેચૂકે કોઇ વખત સિફારશ કે ભલામણથી બહાર લઇ જવાની પરવાનગી મળતી તો દરવાજા ને બુરજો પરના આરબ ને રોહીલા રખેવાળો તેમને મારી નાખી કટકે કટકા કરી લઈ જતા. કેટલાએક ભીસ્તીઓ જેમની પાસે પાણી વહી જવા બળદ ને પાડા હતા તેમનામા તેમને પાળવા જેટલી શક્તિજ હતી નહિ, એટલે મોઘી કીંમતે,-દાખલા તરીકે, પચાસ રૂપીએ બળદ-તે જાનવરોને વેચી નાખતા, અને બેશરમ કમાઇઓ તેમનુ માસ ભૂખના માર્યાં મરણ પામેલા ગાય બળદ ને ઘોડાના (મુડદાલ) માસ સાથે મેળવી વેચતા. જેમનાથી ન બહાર જઇ શકાતું કે ન અનાજ મેળવી શકાતુ, તેમને જંગલી રોપા, જેવા કે કલશા અને દેધરના બીના રોટલા ખાવા પડતા, અને તે બી પણ ઘઉં કરતા વધારે મોઘા થઈ ગયા હતા, અને તેનો જથ્થો પણ થોડા વખતમા ખપી ગયો. જૂના નોકરો રાજીનામુ આપી નોકરીમાથી છૂટા થઈ ચાલ્યા જતા, અને ગુલામો ગુલામીની તોકમાથી ગરદન છોડવી બહાર જતા રહેતા, ને દામાજીની નોકરીમા દાખલ થઇ જઈ શહેરને ઘેરો ઘાલવા કમર કસતા. તેમનું પગલુ વાજબી હતુ, છતા જે માણસે પોતાનાં સગા વહાલા બહાર મોકલી દીધા હતા અને જેઓ એકલા-પડેપંડ-પડી રહ્યા હતા, તેમને પણ એવો વખત આવ્યો કે એકલા એક માણસને પણ રોટલીનું ચકતું મળતું નહિ. (લેખક રચીત)

દુકાળે પોતાનો પગ એટલો મજબૂત ટેકવ્યો કે
અમૃત (આબેહયાત) ની જેમ રોટલા અદશ્ય થઇ ગયા.
ચાકળાજી તપેલીથી બન્ને ગ્રામ દૂર ગયા.
ચુલો તો રોટલીનુ નામ પણ ભૂલી ગયો.

અકસ્માત બહલુ કોળીનો ભાઇ જેને શંભુરામ ઓળખતો હતો તેને એ વિશ્વાસુ માણસો મોકલી (હાથેળીમા ચ દ બનાવી) મ્હોટી મ્હોટી આશાઓ આપી બોલાવી મંગાવ્યો. તે સાતસેને આશરે કોળીઓને એકઠા

કરી, થોડું અનાજ લઈ દીવસ પૂરો થવાને એએક કલાક બાકી રહેલા તે વખતે, સાબરમતીના પેલા કિનાગપર આવેલા મોરચાઓપર છાપો મારી, બને બાજૂના થોડાં માણસો મરાયા ને ઘવાયા બાદ, શહેરમાં આવ્યો. મોમિનખાને તેને પોશાક અને ઘોડો ભેટ આપી તેનુ સન્માન કર્યું લશ્કરમાથી ત્રણ હજાર સવાર ને પ્યાદા, શહેરના વતનીઓમાથી બહોરા કોમના કેટલાક મુખીઓ તથા હિંદુ કોમના શેઠીઆઓ, જેમને રજા લઇ બહાર ચાલ્યા ગએલા માણસોને આપવાના વેગની વ્યવસ્થા કરવા તેમના બાહેધર (જામીન) તરીકે શહેરમા રહેવુ પડેલુ હતું તેઓ, તથા બહાર જઇ રહેવાથી જે ફજેતી ને ગેરઆબરૂ થાય તેમાથી બચી પોતાના માન આબરૂ સાચવવા માટે બહાર નીકળી જવા કરતા ભૂખમરો વેઠી (શહેરમા) મરવું બહેતર ગણ્યુ હતુ તેવા ઘણા આદમીઓ શહેરમા રોકાઈ રહ્યા હતા, તેમનુ આટલા થોડા અનાજથી કે જેમાથી આરબો ને રોહીલાઓ થોડું હાથોહાથ ઉપાડી જતા હતા, શુ વળે ? લોકોની સ્થિતિ અપાર મુશ્કેલ ભરેલી થઈ પડી, ને દરેક મકાનમાથી વિલાપના અવાજ સભળાવા માડયા લેખકની પાસે એક ઘોડો હતો, જે તેને રાખવો જ પડતો સૂકા ને લીલા ઘાસના ભારા કે જે કોટ ફરતા આવેલા ખડીએરા અને નદીના કિનારા પરથી લાવવામા આવતા તેવા બે રૂપીઆના પાચ ભારા, દરરોજ, ઘણી શોધશોધ ને કોશેશ કર્યા બાદ એકઠા કરવામા આવતા, ને તે ઘોડાને આપવામા આવતા અને ભૂખનો આતશ (તેના પેટમા) બહુ જોશ્થી બળતો હોવાથી બે કલાકમા બહુ હોસથી તે ઘાસ કે જેને બીજા સારા વખતમા તે સુઘે પણ નહિ, તે ખાઈ જતો પોતાના વધારાના ઘણા નોકર લેખકે પોતાના જાગીરના મહાલમા આવેલા શહેરથી ત્રણ કોસ દૂર મોજે સૈયદપુર મોકલી દીધા હતા, છતા ઘણી મહેનતે ને તે પણ સવારથી સાજ સુધી પ્રયાસ કરતા રૂપીઆ ત્રીસ ચાળીસનો દાણો દરરોજ ભેગો કરતા છતા સૂકી રોટલી ખાઈ સંતોષ મેળવવો પડતો. એક નોકર ખાનસામા તરીકે અને એક નોકર ઘોડાના સાઈસ (અરવાદાર) તરીકે રાખવાની જરૂર હતી એટલે તેમને રાખવામા આવ્યા હતા, અને તેમને દરેકને રોજનો રૂપીઓ આપવામા આવતા છતા પોતાને પુરતુ ખાવાનુ મળતુ નહતુ તે બાબત ફરીઆદ કરતી તેમની જીભ બધ રહેતી નહિ ટૂકામા, બાબુનો ભાઈ જાહેર રીતે ખુલ્લે દહાડે ઝપાઝપી કરી શહેરમા દાખલ થઈ ગયો, તેને તેમ કરવા દેવા માટે સદાશીવ રામચદ્ર અને દામાજીએ તે બાજૂના રસ્તાના

રખેવાળોને ઘણી ધમકી અને ઠપકો આપ્યાં, અને લગભગ મધ્યાહ્નને આધે ગોળા ફેંકતી બે તોપ પોતે જાતે ઔરંગપુર આગળ લઈ આવ્યો અને ભદ્રના કિલ્લા પર તાકી સાંજ સુધી ગોળા ફેંકતા રહ્યા, અને એ ગોળા કિલ્લામાં જઈ પડ્યા પણ ખરા અને દીવસ પૂરો થતા સુધી લડાઈ રૂપી મેદાન એજ રીતે એજ ધોરણે રોકાએલું રહ્યું. દામાજીએ પણ ગાઝી-ઉદ દીનના બાગમાં તોપો ગોઠવી યુદ્ધની ભઠ્ઠી ચેતાવી. દરરોજ નવાં માણસોની ભરતી કરી તેમને જુદી જુદી જગાએ ગોઠવી દેતો. આજુબાજુ ને આસપાસના કોળીઓને માફી આપી, તેમના પાછલા ગુન્હા માફ કરી, સંતોષ પમાડી, રોજ (ભથ્થું) આપવાનું ઠેરવી, પોતાનાં માણસો જોડે રસ્તાઓ સાચવવા ગોઠવી દીધા. બલ્લુના ભાઈને પોશાક તથા ઘોડાની ભેટ મળવાને લીધે તથા શહેરમા દાખલ થઈ શકવાને લીધે જેના (પગ)માં જોર આવ્યુ હતું તેણે પેલી બાજૂના મોરચા તોડી પાડવા માટે કમર કસી, અને આરબ તથા સિંધીઓની એક ટુકડી જોડે લઈ બહાર પડ્યો. દક્ષણીઓ પણ સામેથી આવ્યા અને બંદૂકની ગોળીઓની લડાઈ થઈ. કોળીઓ બહાદુરી ને મરદાનગીથી લડયા અને સાજ પડતા સુધી લડાઈની ચક્રી ફરતી રાખી. બંને બાજૂના થોડા માણસો મરાયા ને ઘવાયાં. ઝપાઝપીમા બલ્લુના ભાઈની જાંગ પર બદૂકની ગોળી વાગી, એટલે તેણે લંગડા થઇ જવાનું બહાનુ કાઢયુ, અને જ્યારે રાતનો અંધકાર રૂપી પડદો પડયો ત્યારે લડાઇ બંધ કરી. એના સાથીઓ—કોળીઓ—ને ખોરાકની અછત તથા દાણાના કમીપણાને લીધે દુઃખ ભોગવવુ પડતું હતું, તેમનામાથી ઘણાએ એવો વિચાર કર્યો કે રાતના અંધારાનો લાભ લઇ બધાઓએ એક ટોળે થઇ શહેર બહાર નીકળી જવું અને જો બને તો ફરી અનાજ અંદર લઇ આવવું. પરંતુ તે વિચાર અમલમા આવી શકયો નહિં, તેથી ન છૂટકે જેમ જેમ લાગ મળતો ગયો તેમ તેમ ધીમે ધીમે તેઓ બહાર જતા રહ્યા, અને બલ્લુનો ભાઈ જે જખમી થયો હતો તે થોડાં માણસો સાથે ત્યાં રહ્યો ને (જખમનો) ઉપાય કરવા માંડયો. એજ અરસામાં કોળીઓની એક બીજી ટોળી જેમની લાલચની નસ બલ્કે જેમના જાનની રગ ગતીમાન થઈ હતી તેઓ પણ અનાજ લઇ શહેર તરફ આવવા નીકળ્યા. હવે પોતાને મળેલા ઠપકા ને ધમકીને લીધે રસ્તાના રખેવાળો (વધારે) સાવધ ને હુશીઆર થઈ બેઠા હતા, તેમનામાથી જેઓ રસ્તાપર છૂપાઇ બેઠા હતા તેમને, કોળીઓ જવાન મર્દખાનના મોરચા પાસે આવી પહોંચી યોગ્ય તકની વાટ જોતા હતા, તેની ખબર પડતાં, તેમણે નાકું ઘેરી લઈ કેટલાએકને મારી નાખી, કેટલાએકને

જખમી કરી, દાણાનાં પોટલાં પડાવી લીધાં અને બીજે દહાડે કોળીઓનાં ટોળાં તથા અનાજ સદાશીવ રામચંદ્ર પાસે મોકલી દીધાં. શહેરની દક્ષણ બાજૂના, સાબરમતીના કિનારા પર આવેલા, નવાવાસથી હજરત શાહ ભીખનની દરગાહ (ઈશ્વર તેને પવિત્ર રાખો) સુધીના ભાગના ઘેરાની જવાબદારી દામાજી ગાયકવાડની હતી. પણ (તે ભાગ સાચવવા) કોઈ ને નીમવામાં આવેલો નહોવાથી તે રસ્તે રાતને સમયે ઘણી વખત સવાર ને પ્યાદા ખંભાત બંદરે આવજાવ કરતા ને અનાજ પણ આવતું. આ અરસામાં મર્હૂમ આણંદસિંગનો છોકરો શીવસિંગ જેના તાબામા ઈડર પરગણું હતું અને જેનો અડધ ભાગ દામાજીને હિસ્સે આવ્યો હતો, અને જે બે પક્ષમાંથી કયા પક્ષની તરફદારી કરવી ને કયા પક્ષને મદદ કરવી તે બાબત નક્કી કરવા માટે એ મામલો પૂરો થવાની રાહ જોઇ બેઠો હતો તેણે, જ્યારે ખબર સાંભળી કે ઘેરામાં પડેલાઓની તાકતના પાયા હાલી ઉઠયા છે ત્યારે પોતે સારી સેવા ઉઠાવી છે એવું બતાવવાને બહાને, સજ્જાણસિંગ હજારીને સવાર ને પ્યાદાની એક યોગ્ય ટૂકડી લઈ મોકલ્યો, અને દામાજી ગાયકવાડે તેને ઈદગાહ તથા કાંકરીઆ તળાવ તરફના રસ્તાઓ પર નીમ્યો, તથા હરબારામને તેના સાથીઓ અને નવી ભરતી કરેલા માણસો સાથે, બહેરામપૂર તથા શાહ ભીખનની દરગાહ (ઇશ્વર તેને પવિત્ર રાખો)ના રસ્તાને નાકે મૂકયો, અને ચંદ્રની આસપાસ દેખાતા જળકુંડાળા માફક શહેરને ઘેરી લીધુ. આરબ જમાદાર સલમાન જમાલપુર દરવાજા પર નીમાયો હતો અને મજકૂર દરવાજાથી બંધ દરવાજા સુધીનો ભાગ સાચવવાની જવાબદારી મહમદ લાલ રોહીલા અને તેના સાથીઓ પર રાખવામા આવી હતી, તેમણે જ્યારે બહેરામપુર, કદનપુર અને નવા વાસમાના રહેનારાઓના મકાન જે કોટની નજદીકમા આવેલા હતા તે ઉભાં (કાયમ) જોયા ત્યારે સાવચેતીને ખાતર સાંજને વખતે માણસો મોકલી તે મકાનોને આગ લગાડી અને ઘરધણીઓને બાળી મૂકયા. બીજે દહાડે સલમાને તથા મહમદ લાલના સાથીઓએ બેલદારો (મજૂરો)ની એક ટોળી લઇ જઇ બળી ગએલા ભાગની ફરતી દીવાલો તોડી પાડી, અને સલમાન હરબારામ જોડે લડવાને ઇરાદે આગળ વધ્યો. બને બાજૂએથી તીર ને બંદૂકની લડાઇ થઇ ને થોડાં માણસો મરાયા ને ઘવાયા, પરંતુ કશું વળ્યું નહિ. જ્યારે બહારથી ઘેરો ઘણો સખત કરવામા આવ્યો ત્યારે ઘોળકાનો કસબાતી રામશેર બેગ, જેની પાસે થોડા ઘોડા હતા ને જેને હરબારામ જોડે ઓળખાણ હતું, તેણે તેની વગ લગાડી તેની મારફતે

ઘોડા બહાર મોકલી દીધા. મહમદ હાશમ બક્ષી પાસે આશરે ત્રીસ ચાળીસ ઘોડા હતા, તેણે ભવિષ્યનો વિચાર કરી સારે માઠે દીવસે ઉપયોગમાં આવે એટલા માટે થોડા ઘાસ દાણો ભરી મૂક્યાં હતાં તે પણ ખપી ગયાં; કોઠારમાં ન એક દાણો રહ્યો કે (ઘાસની) ગંજીનાં ન એક તણખલું રહ્યું, તેથી લાચાર થઈ તેણે રાતના અંધારાનો લાભ લઇ બારગીરો જોડે ખંભાત મોકલવા ઘોડા બહાર કાઢયા. બન્યું એવું કે મરાઠાઓને તે બાબતની ખબર પડી, તેથી તેમણે તેમની પૂઠ પકડી એટલે ઘોડાઓ ને બારગીરો સપ્તર્ષિના તારાઓ માફક વીખરાઈ ગયા, ને કેટલાક ખંભાત તરફ ને કેટલાક કાળીની ગઢી તરફ ન્હાઠા. એ ધમાધમીમાં એક ઘોડાએ ઠોકર ખાધી એટલે તેના પર બેઠેલો સવાર પડી ગયો અને ઘોડો મરાઠાઓના હાથમા આવ્યો. મોજે વળાદના થાણાની બાબતમાં સદાશીવ રામચંદ્રનું મન નિશ્ચિંત થયું હતું, એટલે આ અરસામા તેણે કાળીની ગઢી હાથ કરવા વિચાર કર્યો, અને ત્રણ વખત થોડી ન્હાની મ્હોટી તોપો સાથે લશ્કર મોકલ્યું. હઝરતે ફીરદોસ આરામયાની શાહજહાન બાદશાહના સમયમાં આઝમખાને એ લોખંડ જેવા મજબૂત પાયાવાળી ગઢી બાધી હતી તેથી અને તેની નજદીકમા બીજું બચાવ લઈ શકાય તેવું સ્થળ કે પાણીનો ઝરો નહોવાથી તેના પર ગમે તેટલા ગોળા છોડયા પણ તેનુ ઠંડા લોખંડને ટીપવા સિવાય બીજું ફળ આવ્યુ નહિ, ને મહમદ નૂર થાણદારના નિશ્ચયની દઢતા ડગી નહિં.



## વિરોધ દૂર કરવા તથા સલાહ કરાવવા પેશવા બાળાજીરાવ તરફથી શાહનૂરના લકબ (ઉપાધિ) વાળા હસેન કુલીખાનનું આવવું



દૈવી ભેદોનો જાણનાર અને ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરનાર સૂરી શાહનૂર જે સ્વર્ગીય દરબાર જેવી ખિલાફત ને પૃથ્વીપતિની દરબારના કારભારીઓ જોડેજ રહેતો અને જે ઉચ્ચ કચેરીના મુખ્ય સેવકોમાંનો એક હતો, તેમજ જેને હસેન કુલીખાન બહાદૂરના ખેતાબથી સન્માનિત કરવામાં આવ્યો હતો, અને જેને હઝરતે ફિરદૌસ આરામગાહના સમયમાં એલચી તરીકે શાહનશાહ નાદરશાહ પાસે મોકલવામાં આવ્યો હતો, અને ત્યાં

મંદેશા અને ભેટ સોગાદ પહોંચાડી પાછો આવ્યો હતો તે, વઝીર ઉલમમાલેક અબુલ મનસુરખાન સફદરજંગ, મ્હોટા મ્હોટા ઉમરાવો તથા દરેક માણસને વ્હાલો અને પ્રિય થઇ પડ્યો હતો, તેના બુદ્ધિશાળી અભિપ્રાય પર પૂર્ણ વિશ્વાસ હોવાથી, ઘણાં કાર્યો પરત્વે ઉભી થતી મુશ્કેલીઓ દૂર કરી તેને સીધે રસ્તે ચઢાવવાનું કામ એને સોંપવામાં આવતું. સફદરજંગના ગુજરી જવા બાદ તેની જોડે પોતાનો આગલો સંબંધ ધ્યાનમાં રાખી તેને-સંબંધના મર્મને-અનુસરી પોતે થોડો વખત તેના મ્હોટા પુત્ર શુજાઉદ્દૌલા જોડે અયોધ્યા સૂબામાં રહ્યો. જમાનાના રંગઢંગમાં ખલેલ તથા સામ્રાજ્ય દીવસે દીવસે છુટું પડી જતું હોઇ વિનાશ પામતું અને તેના કારભારમાં મંદતા ને ઢીલાપણું જોઇને, તેમજ વળી પોતાની વૃદ્ધ ઉમર (અંતકાળ), જ્યારે યાદદાસ્ત શક્તિ અને વૃત્તિઓ કામ કરતી અટકી જાય છે તે, જોઇ દયાળુરૂપી ગુરૂએ પેગંબર ખિઝરની માફક માર્ગદર્શક થઇ તેને અંતકાળે શ્રેય થાય એવો ખરો માર્ગ દેખાડ્યો. પોતાની સઘળી (દુનીયવી) માલમિલકત, જેવી કે ઘોડા, હાથી, નાણું અને બીજી વસ્તુઓ તેણે પોતાના ભત્રીજાઓ જેમને પોતાના પુત્ર તરીકે ઉછેર્યા હતા તેમને બક્ષીસ કરી દીધી, અને પાછી દુનીયાને ઠોકર મારી ફકીરનો લેબાસ પહેરી બહાર નીકળી પડ્યો અને શાહનૂરનુ નામ (લકબ) ધારણ કર્યું. પરલોકમા સવાબ (પુણ્ય) મેળવવા ને પાપની માફી માગવા, તે પૂજ્ય પ્રભુની દરગાહમાં નમ્રતાથી સિર ઝુકાવી, મક્કામા આવેલા પવિત્ર કાબા (ઇશ્વર તેની ઉચ્ચતા ને શ્રેષ્ઠતા વધારો)ની હજ કરવાના ઇરાદાના શુદ્ધ ભાવરૂપી કમરબંદને પોતાની જાનરૂપી કમર પર મજબૂત બાંધી શુજા ઉદ્ દૌલા પાસે વિદાય લેવા ગયો. પુણ્યના કાર્યમા તે અટકાવ કરી શકે એમ નહતુ, તેથી તેણે કહ્યું કે, જ્યારે વહાણમા બેસવા માટે સુરત બંદરે જવાનું થાય ત્યારે આપણી લાંબા વખતની પીછાણની રૂયે (એવી અરજ કરવાની કે) જો ખુજસ્તે બુનીયાદ ઔરંગાબાદને રસ્તે ત્યા જવાનુ થાય તો વધારે ઠીક થઇ પડશેઃ સબબ તેમ થવાથી હમારી કેટલીક મતલબ જે સવાબ રહીત નથી તે તેમની પ્રશંસનીય તદબીર તથા સત્ય માર્ગદર્શક અભિપ્રાયથી પાર પડવા સભવ છે, ને તે મતલબ એ છે કે આ જમાનામા બાલાજીરાવ પેશવાનાં સૈન્ય હિંદુસ્તાનના આખા સામ્રાજ્ય પર અત્યાચારનો હાથ લબાવી લૂટફાટ અને વિનાશ કરતા ફરે છે. ઇશ્વિર ન કરે ને ચુગલીખોર, વિનાશ સંતોષિ, સ્વાર્થી માણસોના ભમાવ્યાથી હમારા બે વચ્ચે અણબનાવની ધુળ અને વૈમનસ્યની માટી ઉડે! હવે પૂણા ઔરંગાબાદથી પાસે છે, એટલે ત્યાં

જઈ જે રીતે યોગ્ય લાગે તે રીતે, હમારા બે વચ્ચેના ઐક્ય (મિત્રતા)ને સબંધ ને દોસ્તીનો પાયો દઢ ને મજબૂત કરવો, કે જેથી ભવિષ્યમાં કાંઈ ખલેલ થાય નહિ દૈવી ભેદોનો જાણનાર અને ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરનાર એ ( સૂફી ) સંત સ્વીકારની આગળી આખ પર મૂકી ગરતે પડયો અને મજલો કરતો, ગરતો કાપતો પૂણે આવા પહોચ્યો એના પગના બાલાજીરાવ પેશવાએ માગલીક ગણી, તેને જાહેરમા ને ખાનગીમા માન આપ્યુ. એજ અરસામા અમદાવાદમા લડાઈ ને યુદ્ધનું ધિંગાણું અને જગને મારામારીનું ક્ષેત્ર સરજાયાના સમાચાર આવી પહોચ્યા હતા, તે સાભળી તેમા પોતાના જાતભાઈઓ રોકાયા હતા તેનો તથા ઈસ્લામ ધર્મના સરક્ષણનો વિચાર કરી એ કલહ દૂર કરવા તથા સલાહ કરાવી આપવા પગલા લેવાની ઈચ્છા કરી, એક પત્ર પેશવાની મ્હોર સાથનો તથા એક પત્ર પોતાના તરફથી મોમિનખાન પર મોકલ્યા તેમા લખ્યુ હતું કે ગઈ ગુજરી સભારવી નહિ હવે પછી ખંભાત તેને માટે સહીસલામત (ઉજુ) છે એમ સમજી અમદાવાદ સોપી દેવુ, જેથી ભવિષ્યમા મહોબત ને મૈત્રીનો સબધ ચાલુ ને જારી રહે એ પત્રો બે જાસુસો જોડે (મોકલેલા) મળ્યા તેના જવાબમા મોમિનખાને કેટલીક વ્યવસ્થાઓની માગણી કરી જે ત્યા મજૂર ન હતી પેશાની ને કનહતી મુદત એક વરસ ઉપર ગઈ હજ માટે ઉપડી જતા વહાણોને ઉપડવાની મુદત પાસે આવી એટલે શાહનૂરને સુરત બદરે આવવુ પડે એમ તો હતુંજ તેણે જોયુ કે લખા પઢીથી અને સદેસા લઈ જનારા જોડે પ્રેમના સદેશા ઝાહેર કરવાથી અમદાવાદના કામોનો નીકાલ થાય એમ નથી એટલે પ્રભુએ સરજાવેલા પ્રાણીઓનું ભલુ તાકી તથા મોમિનખાનના જાન આબરૂ બચાવવા, એક વાર ફરીથી તેણે સલાહ કરવા માટે માગણી કરી ને પેશવા જોડે ઘણા આગ્રહથી એ કાર્ય પૂરૂં કરવા વાતચીત કરી, એવો કરાર કરાવ્યો કે ખંભાત ને ઘોઘાના બદરો સ્વતત્ર રીતે (મરાઠીની પણ ભાગીદારી વગર) તથા સિબદી સિપાઈઓના ખરચના રૂપીઆ એક લાખ રોકડા અને પકડાએલા હાથીઓમાથી એક હાથી, મોમિનખાનને આપી દેવા તે બાબતના મદારીલ રામચદ્ર પર પેશવાની મ્હોર ને તેના દસ્તખત સાથના પત્રો મેળવી, દસ જાસુસ અને રણછોડદાસ જે મૂળ ગુજરાતી હતો પરતુ લાબો વખત થયા પેશવા સરકારમા નોકરી કરતો હતો, જે શાણો ને અનુભવી હતો, તેને સાથે લઇ જવા રૂખસત મેળવી અને બોલ્યો કે હું તો ખુદાને રસ્તે સવાબ મેળવવા, હજાઝની યાત્રાએ નીકળ્યો છુ, તો જો તેમા

માત્ર તદબીરનું તીર ગારી મુરાદના નિશાનને વાગે તો પછી સો કોસ આઘે પાસે જવું પડે તો તેમાં શું ?

આંખના એકજ બાણુથી જો એ કાર્ય સિદ્ધ થાય તો કેવું સારૂં ? વીજળી ને વાયુ પાસથી ત્વરા ઉછીની લઇ રસ્તે પડી પહેલા જમાદી માસની પહેલી તારીખે પોતે શહેરની બહાર આવી પહોંચ્યો. પોતાનાં કેટલાંક ખાસ માણસ મોકલી સદાશીવ રામચંદ્રે તેને આવકાર આપ્યો અને પોતાના તંબુની પાસે તેને ઉતાર્યો, અને મ્હોટા માણસોને લાયકની મહેમાનીનો સામાન મોકલ્યો. એ દૈવી ભેદોના જાણુનાર ને ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરનાર સૂફીસંતને રસ્તામાંજ ઘેરાની મુસીબતની તથા ઘેરામા પડેલાંઓના દુઃખની ખબર પડી હતી, તેથી તેજ રાત્રે પોતે સદાશીવ રામચંદ્રને મળ્યો, અને વાતચીતની ફિરકીના દોરાને ખરા મુદ્દા પર પહોચાડયો. તેને જવાબ મળ્યો કે હવે તો ઘેરાએલા માણસોની મુશ્કેલીઓ વધી ગએલી હોવાથી ટૂંકા વખતમા પોતે છૂટો થઈ જશે, એટલે હવે સંધિ કરવાની જરૂર નથી. લોકોની હાલતની ખબર કહાડવા તથા એ કામનું શું પરિણામ આવે છે તે જોવા, શહેરમા જવા, ઘણો આગ્રહ કરી શાહનૂરે પરવાનગી મેળવી, બીજે દીવસે કાળુપુર દરવાજાને રસ્તે અંદર આવી મોમિનખાનને પોતાના આવવાની ખબર કહી. ખંભાત બંદરેથી તેના બોલાવ્યા મુજબ તે અરસામાં રશીદબેગ ત્યાં આવ્યો હતો તેને તેણે આવકાર આપવા મોકલ્યો, ને તે તેને લઈ આવ્યો. તેને તથા રણછોડદાસને રશીદબેગના મકાનમાં ઉતારો આપી, રશીદબેગનેજ તેમની સરભરા કરવા નીમ્યો. મોમિનખાને સંદેશો મોકલ્યો કે ભલે તમારા પગલા થયા, હાલ તરત મુસાફરીનો થાક ઉતારો (આરામ લ્યો), રાતે મળવા આવીશ. દૈવી ભેદોનો જાણુનાર ને ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરનાર એ સૂફીસંત, જાહેર રીતે, સંધિ ને સલાહ કરાવવા માટે ઠેઠ પૂણેથી આવ્યો હતો, અને માત્ર એકજ રાત બહાર રોકાઈ, ઝટપટ શહેરમા આવ્યો હતો, એ જાણી, ઉંચ ને નીચ, સિપાઇ ને શહેરી, તમામ લોકને આશા આવી, અને તેમણે ખાત્રી ને દ્રઢતાથી માન્યું કે બેશક હવે સલાહ થશેજ. જે અનાજનો ભાવ શેરના દોઢ રૂપીઆ સુધી શહેરીઓ ચઢાવી લઈ ગયા હતા તે અનાજ તેમણે વેચવા કાઢયું અને એકાએક ગલીએ ગલીએ ને બજારે બજારે ચાર શેર ને પાંચ શેરને ભાવે વેચવા લઈ આવ્યા, અને બેશક "દુઃખ સાથે સુખ છે" એ કહેવત સાચી પડી. ટૂંકામા મોમિનખાને, શંભુરામ તથા મહમદ લાલ કે જે તે વખતે આવી પહોંચ્યો હતો તેમને સાથે લઈ, શાહનૂર, જે ઉમરે પહોંચેલો,

જમાનાનો ખાધેલો, તથા દુનીઆનો તડકો છાંયડો અનુભવેલો માણસ હતો, તેની મુલાકાત કરી અને નીચેની કવિતાની મતલબ મુજબની સ્થિતિ જોઈને સાભળી. (લેખક સ્વીન)

કેવો વૃદ્ધ માણસ, શાણો ને ડાહ્યો,
જેણે દરેક ખુણામાથી કાઈને કાઈ દાણો મેળવેલો,
દુનીઆ જોએલી, ડહાપણ શીખેલો,
સફર કરેલી, પરિચય (અનુભવ) પ્રાપ્ત કરેલો
જમાનાના ઉંડેરીદૃષ્ટથી માહીતગાર,
ઘણો આનંદ જોએલો ને દુખ ને ગરીબાઇ અનુભવેલા
ડાહ્યો, ધીમો, ને બાહોશ
એકાતમા સુભાષી, સભામા નાત (ચૂપ)
તે અનુભવી વૃદ્ધ માણસ બોલ્યો
કે સુભાગ્ય તેજ માણસ સાથે જાય છે
કે જે અકલ ને ડહાપણથી પોતાનુ કામ કરે છે,
ને પોતાના અંદાજની બહાર પગ મુકતો નથી
સૃષ્ટિના સર્જનહાર પાસે હું એજ પ્રાર્થું છુ
કે તારા સમોવડીઆઓમા તુ સરદાર થઈ પડે!
તારી તેજસ્વી તલવાર શત્રુને જાળે (બાળે)
ને ભાલા પરના વાવટા તાગથી વિજયી થાય!
હુ કહું તે સાભળ, મ્હોકુ ફેરવ નહિ,
આ ઘટના બનવે હવે વધારે આગળ જા નહિ,
કારણ દક્ષણીઓના સિતારાની દાન ચઢતી છે
અને બાદશાહ ને વજીર પણ તેને તાબે છે
તખ્ત ને રાજ્યગાદી સ્થિર (કાયમ) રહેતા નથી,
અમીર કે વજીરની સત્તા પણ રહેતી નથી.
ઉચ્ચ આકાશના ફરવાથી
હિંદુસ્તાનના પ્રતાપી પાદશાહો પણ (કાયમ) રહ્યા નથી
એ સામ્રાજ્ય અગે ઘણુ રૂદન કરવુ જોઈએ
કે જે સામ્રાજ્યમા તેમનો મદદગાર કોણ છે તે પણ લોકો જાણતા નથી
જમાનાનુ ચક્ર દરેક ફેરે
કાઈ જુદો જ પાઠ ભણાવે છે
દક્ષણમા બાલાજીરાવ પેશવાને

આ વૃદ્ધ જમાનાએ હવે યારી આપી છે.
જ્યારે આસમાન કોઈની પણ ગરદન ઉંચી કરે છે
ત્યારે તે મ્હોટા સરદારોને પણ જાળમાં લઈ લે છે.
એનું (સત્તારૂપી) ઝાડ એટલું ઉંચી વધી ગયું છે કે
કે તેનો ગર્તઓ આકાશથી પણ ઉંચો ગયો છે.
પૃથ્વીએ તેની પાસથી સલાહ ને યુદ્ધનો અનુભવ મેળવ્યો છે
અને તેની સામે લડાઈમા નુકસાન ને સલાહમાં લાભ જોયો છે.
તેની જોડે શત્રુવટ બિલકુલ સલાહ ભરેલી નથી,
તેની જોડે ટંટો કરી કોઈએ સુખ જોયું નથી.
આવો અગ્નિ સળગાવવો ન જોઈએ,
જવના એક દાણા માટે આખા ખળાને બાળવુ ન જોઈએ.
વીજળી જેવી તેની તલવારનો અગ્નિ સળગશે
તો ઘણાઓના ઘરબાર બળી જશે.
દુશ્મનાવટ કરવી એ ઘણી નાપસંદ વર્તણુક છે;
નાપસંદ શું? દુશ્મનાવટ હંમેશજ અગ્નિ જેવી છે,
પોતાનાથી કમજોર જોડે લડતાં દૂર રહેવું
કારણ એક ટીપા પાણીમાથી ઘણીવાર મેં રેલ ચઢતી જોઈ છે.
હાથ નીચેના માણસપર તો દયા બતાવવી જોઈએ,
કારણ તારાથી વધારે જોરદાર હાથવાળાઓ
(શેરને માથે સવાશેર) પણ છે.
જો તારી બાજૂ ને તારા પંજા લોખંડી હશે
તો તેની બાજૂઓ પણ પીત્તળની છે.
તારી મુઠ્ઠીથી તુ દુશ્મનનું માથું ફોડી શકે
તોપણ તારી આગળીને તો ઇજા થશેજઃ
ઘણા નિર્દોષ માણસોનો જીવ જશે,
ઘણો માલ નાહકનો નાશ પામશે.
ત્હેં પોતે જે ધારણા બાંધી છે
તે તેવી નથી, તું ખોટી બાજી રમ્યો છે.
તારે માટે તો સલાહકારક ને સુખકર એજ છે
કે હવે તું દક્ષણીઓ જોડે સંધિ કરી દે.
તારો દુશ્મન, ગમે તો મ્હોટો હોય કે ગમે તો ન્હાનો હોય
તોપણ તેની જોડે સલાહ કરવી એ લડાઈ કરતાં સોગણું બહેતર છે.
તે સુભાષિત ભાષણકારે વધુ ભાષણ ન કરતા મ્હોડું બંધ કર્યું.

મોમિનખાને બધું વિવેચન સાંભળી લીધું અને જવાબ આપ્યો કે અત્યાર પહેલાં વારંવાર આવી શરતે તો સલાહની માગણી કરવામાં આવી હતીજ કે ખંભાત ને ઘોઘાબંદર સ્વતંત્ર રીતે મને સોંપી દેવાં, પણ તે તો મારા તાબામાં છે જ, પરંતુ તે સિવાય બીજી જગાઓ અને ત્રણ લાખ રૂપીઆ રોકડા આપવાની દરખાસ્તો આવેલી, પણ મ્હેં તે પણ સ્વીકારી નથી. પરંતુ હવે જો પેટલાદ પરગણાનાં કેટલાંક ગામો જે ખંભાતબંદરની પાડોશમા આવેલા છે તે ગામો જો તેનાપર વધારી આપે તો આપશ્રીનો સુખન રાખવા ખાતર, સલાહ કરી શકીશ. દૈવી ભેદો જાણનાર તથા ઇશ્વરીજ્ઞાન પ્રાપ્ત કરનાર એ સૂરીસંત તો આશ્ચર્યના દરીઆમાં ડુબી ગયો કે પોતે ઘણા આગ્રહ ને સમજાવટ બાદ પેશવાનો મ્હોટો આભાર પોતાને માથે ખેંચી લઈ, તેની પાસે આટલે દરજ્જે વાત કબૂલ કરાવી, તે ઉપરાંત સદાશીવ રામચંદ્ર તો તેને શહેરમા આવવાની રજા પણ આપતો નહતો કે સલાહ કરવાની હા કહેતો નહનો, છતાં તેને સમજાવી હા કહેવડાવી, તેમજ ઘેરામા પડેલાઓની હાલત કેવી છે તે તો પોતે નજરે જુએ છે, ત્યારે પછી એ માગે છે તે મુજબ કેમ બની શકે? તેથી ફરી પાછી તેણે સાધારણ અક્કલવાળી અને બુદ્ધિશાળી દલીલો વાપરી, શિખામણ આપવા મ્હોડું ઉઘાડ્યુ અને કહ્યું કે,

તું છત્યો હતો ને તારો દાવ આવ્યો હતો
પરંતુ તુજ ખોટો દાવ ચાલ્યો, તેમાં કોઈ શું કરે?

તારે એ કરાર મુજબ સલાહ કરવી જ જોઇએ. મામલો હવે હાથમાથી ગયો છે. પાણી મથોડા ઉપર થઇ ગયું છે, એટલે અહિં ટકી રહેવું કપરૂ છે, જો તારામા એ કામ પાર પાડવાની શક્તિ હોય તો આપણે વાતચીત કરીએ. તુ સ્વતંત્ર આધકાર પ્રાપ્ત કરે તેનાથી બીજું રૂડું શું? પરંતુ તું પોતેજ વિચાર કરી જો, કે આ દોઢ વરસની મુદ્દતમા હજૂરથી તરફથી શા ઇલાજ લેવાયા કે જેથી ભવિષ્યમા તેની આશા રાખવી? ઉત્તમ ને સલાહ ભરેલું તો એ છે કે લાંબો વિચાર કર. તું થોડું ડહાપણ વાપરી કલાક નીચું માથું રાખી વિચાર કરીજો કે ઘેરાની વિડંબનાને લીધે તથા ખોરાકની તંગીને લીધે સિપાઇઓની હાલત કેવી (ખરાબ) થઈ ગઇ છે. આવી સ્થિતિમાં પોતાને હલાકીના સ્થાનમાં નાંખવો અને પોતાના જાન અને આબરૂ ખોઈ બેસવાં એ કઇ રીતની દલીલ? "વખતે તમે તમારે પોતાને હાથે નાશમાં આવી પડો નહિ" એ કોરાનની આયત ત્હેં વાંચી નહિ હોય. તમારી હાલની પરિસ્થિતિ વિજળીના ચમકારાને મુક્કી મારવા

જવા જેવી છે. આ સમયમાં પેશવાની જીતને લીધે, જેમ તને જણાયું છે, તેમ કોઇપણ માણસમાં તાકાત નથી કે તેની સામે થાય. જીત તેની થઇ છે, કારણ તેના જોરાવર પહોંચાને લીધે આ જમાનાના શૂરાઓએ પોતાના હાથ બાંહ્યમાં છૂપાવી દીધા છે, અને લડાઈમાં ઉતરવા રૂપી હાથ ધોઈને બેઠા છે. હું તો માત્ર પ્રભુ પ્રિત્યર્થે આ બધો લાંબો રસ્તો કાપી, શ્રમ વેઠી (શ્રમને સુખગણી) અહીં આવ્યો છું અને એ સંબંધે પેશવા પાસથી તાકીદ પત્રો જોડે લેતો આવ્યો છું, તેથી જો મારા કહેવા ને કરવા મુજબ થાય તો જ સલાહ પોતાનો ચ્હેરો બતાવે, વિરોધ દૂર થઇ જાય અને લોકોના જીવ ને આબરૂ બચે. મોમિનખાને તો પોતાનીજ વાત પકડી રાખી એવું પોતે જોયું ત્યારે કહ્યું કે (શહેર) બહાર જઈ તારી જણાવેલ હકીકતના સત્યાસત્યથી વાકેફ થઇ જવાબ લઇ પાછો આવું છું. બીજે દીવસે સવારે શહેર બહાર જતા રહેવાનો તેનો ઇરાદો હતો પરંતુ લેખકને તેની જોડે પૂર્વેથીજ ઓળખાણ પીછાણ હતું, તેમ રણછોડદાસ પણ તેના જૂના પીછાણવાળો હતો એટલે પોતે જઇને તેમને મળ્યો અને આગલી રાતે બનેલી હકીકત ને ઘટનાની બારીકમા બારીક વીગતથી વાકેફ થયો, અને એ વાતચીતનો મુદ્દો સમજી ગયો. તેણે ભેદી રીતે કહ્યું કે, મારી મહેનત ને કોશેશ વખતે નકામા જશે, પછી તો ઇશ્વરેચ્છા બળવાન છે. લાંબો વખત થયા તેને સ્નાન કરવાનું બની શક્યુ ન હતું એટલે તે (હમામમા) ન્હાવા ગયો, પરંતુ અકસ્માત ત્યાંની હવાથી એ બીમાર થઇ ગયો, એટલે ન છૂટકે બે દીવસ વધારે રોકાવું પડ્યું. આ કારણને લીધે એક વખત તો લોકોએ ત્રણ ચાર દહાડા સુધી અનાજનુ મ્હોડું જોયું અને ભૂખ્યાઓએ રોટલાના (ચકતાના) દર્શન કર્યા. એ મહીનાની પાચમી તારીખે શાહનૂર શહેર બહાર ગયો, ને મોમિનખાને જે કહ્યું હતું તે કહી બતાવ્યું. જવાબ મળ્યો કે એવી શરત સાથનો કરાર કરવા કહેવા બાબતની અત્રે કાઇ ખબર નથી ને તેમા સચ્ચાઇનો અંશ નથી. જો કોઇએ તેવી શરત કહી હોય તો તેણે પોતાના તરફથી વાત કરી હશે. તેના પર વિશ્વાસ શો રાખવો? ટૂંકમા, ઘેરામા પડેલા માણસોની મુસીબત એવી છે કે ખોરાકના અભાવને લીધે તેમની ફરીઆદની બૂમ આકાશ સુધી ઉંચી ગઈ છે, તેમની શક્તિ હીન થઇ ગઈ છે, તેમના હાડ સુધી છરી પહોંચી ગઈ છે ને ભૂખ્યાને (જવઘઉંનો મિશ્ર) રોટલો પણ મળતો નથી, એ તમે જાતે જોયું છે. માટે હવે એ કામમા જરાએ મુશ્કેલી રહી નથી તો પછી એ સંબંધે હવે ફરી વાતચીત કે આવજાવ કરવાની શી જરૂર છે? થોડા દહાડા

વાટ જોઈ જાઓ ને પછી જુઓ કે શહેર કેવી રીતે આપોઆપ ઉઘાઈ (ખુલી) જાય છે. વળી

'મારી યુદ્ધ સામગ્રીમાં હેં શું ઉણપ જોઈ
કે જેથી તું મસાલ્ ફગાવવા મથે છે ?

હવે દૈવી ભેદોના જાણકાર સૂફીસંતની મતલબ તો લોકોનું કલ્યાણ કરવાની હતી, તેમજ તેની રજામંદી પ્રાપ્ત કરવા પેશવાના ઘણા તાકીદના પત્રો આવ્યા કરતા હતા, તેથી આ વાતથી પોતાને ખોટું લાગ્યું છે એમ તેણે બતાવ્યું, તેથી સદાશીવ રામચંદ્ર તેની ભલામણ નકારી શકયો નહિ, અને પેશવા પાસે જે શરતો સાથનો કરાર નક્કી કરવામા આવ્યો હતો તે પ્રમાણે કરાર કરવાનુ ઈચ્છા અનિચ્છાએ કબૂલ કર્યું; એટલે પૂર્ણ આનંદથી, બે દીવસ બાદ શાહનૂર શહેરમા આવવા નીકળ્યો અને જમાલપુરના દરવાજાને રસ્તે-કે જે દરવાજાનો રખેવાળ સલમાન જમાદાર નીમાયો હતો અને જેણે પોતાની જવાનમર્દી પર સુસ્ત રહીને દરવાજો ઈંટના ચણતર કામથી બંધ થવા દીધો ન હતો તે રસ્તે-અંદર દાખલ થયો. પરંતુ હજુ યોગ્ય સમય આવી પહોંચ્યો ન હતો અને વિધાતાએ પણ કાંઈ બીજુંજ નિર્માણ કરેલુ હોવાથી તેની ગેરહાજરીમાં કેટલાક સ્વાર્થિ ને ડંખીલા મનુષ્યોએ

જેને નઠારી આદત પડી ગઈ હોય છે
તે તેની અનિચ્છાએ પણ જાહેર થાય છે.
વીંછી પત્થર પર ડંખ મારે છે
જોકે ડખ તેના પર અસર કરી શકતો નથી.

આ કામ આટલા બધા આગ્રહથી કરવામા તથા તે માથે ઉપાડી લેવામા અને આવજાવ કરવામા પોતાનો કાંઈ સ્વાર્થ હોવો જોઈએ એવુ ખોટી દલીલોથી મોમિનખાનને સમજાવી ખરે રસ્તે જતું તેનું મગજ ફેરવી નાખ્યુ. આમ કરવામા તેમની મતલબનો મુદ્દો એ હતો કે સલાહની વિધિ તેમની મારફત થવી જોઈએ ને તેમા કોઈ પારકાનો હાથ ન હોવો જોઈએ. આને લીધે આ વખતે તે આવ્યો ત્યારે તેની તરફ બિલકુલ જ બેદરકારી બતાવી, એક રાત ને દહાડો તો તેની મુલાકાત જ લીધી નહિ. બીજે દહાડે

જ્યારે દેવવાળી સવારના ઠંડા શ્વાસમાથી
સૂર્યની થાળી એકદમ આકાશમાથી બહાર આવી

ત્યારે તે દૈવી બેદોના જાણનાર સુરીમને નાગાજ થઈ રશીદબેગ મારફતે સંદેશો મોકલ્યો કે મારૂં આગમન એને ન ગમતું હોય તો હું ચાલ્યો જાઉં, એટલે મોમિનખાન આવ્યો તો ખરો, ને શહેર બહાર જે બન્યું હતું તે હકીકત સાંભળી લીધી, અને જવાબમાં પૂર્વેના જ સૂર ને માગણી સંભળાવ્યા, એટલે શાહનર રસ્તે પડ્યો. સલાહ થઈ નથી એવી ખબર જ્યારે જાણવામાં આવી ત્યારે અનાજ પાણુ એકાએક ઉનકા પક્ષીની હસ્તીના જેવું (અદૃશ્ય) થઈ ગયું અને જેઓ

અક્કલ ને ડહાપણથી ખાલી અને તીક્ષ્ણ બુદ્ધિ વિનાના (હતા)
જેઓ ઘઉં ને બાજરી સિવાય બીજી ચીજ જાણતા ન હતા
(ખાવુંપીવું એજ સમજતા હતા),

અને જેમણે આ થોડા દીવસ વેચવેચજ કર્યું હતું, તેમને પસ્તાવો ને પશેમાની થયા લોકોને ફિકર ચિંતા થવા માંડી. આવી હકીકત હોવા છતા પણ શહેર બહારથી શાહનરે કહેવડાવી મોકલ્યું કે, લોકોનું કલ્યાણ ને ભલું કરવું એજ મારી મતલબ હોવાથી હજુ હું બે ત્રણ દીવસ વધારે અહીં રોકાઈશ. મે જે કહ્યું છે તે કબૂલ હોય તો હું તેમ કરવા માટે તૈયાર (હાજર) છું પરંતુ એના લેખ બીજી જ કલમે લખાએલા હોવાથી તેની એ માગણીનો કાંઈ અમલ થયો નહિ મહમદ હાશમ બક્ષી જેને પોતે ભરૂચમાં રહેતો હતો તે વખતે ભગવાન જોડે ઓળખાણ થયું હતું અને જેની જોડે તેને આગળની નિસબત હતી તેની મારફતે સલાહની વાતચીત શરૂ થઈ, અને એમ નક્કી કરવામાં આવ્યું કે આરબ જમાદાર અબદુલ્લા ઝુબેરી, જેને દિલ્લી દરવાજાના બચાવ માટે નીમવામાં આવ્યો હતો તેની જુમ્મેદારી પર ભગવાન શહેરમાં આવે અને રૂબરૂમાં પોતાની ઇચ્છા જણાવે અને સલાહના કોલકરાર રજૂ કરે પહેલા જમાદી મામની બાવીસમી તારીખે તે ત્યાં આવ્યો, અને દરવાજાની અગાસી પર મોમિનખાન, મહમદ હાશમ, શંભુરામ અને મહમદ લાલની મુલાકાત કરી તેમની વચ્ચે સુલેહની વાતચીત ચાલી હવે મહમદ હાશમની દરમ્યાનગીરીથી એ કામ પાર પડે તે શંભુરામને ગમતું ન હોવાથી, એ વાતચીત દરમ્યાન કેટલાક કઠોર શબ્દો બોલી તેણે પરિણામ એવું આણ્યું કે જેથી એ મુલાકાત અફળ થઈ અને દરેક જણ પોતાને ઘેર ચાલ્યું ગયું મહમદ હાશમની ખાત્રી થઈ કે શંભુરામ વિરોધને લીધે કામ ભાંગી પાડે છે, તેથી મસલતમાં તેને ભાગીદાર કે સાથી બનાવવો એ પોતાના ધારેલા કામના પગ પર કુહાડો મારવા જેવું છે, તેથી તેણે વિચાર્યું કે એવા પ્રકારની ગોઠવણ કરવી જોઈએ કે જેથી

પોતાનું કલ્યાણ ને શ્રેય થાય: માટે બીજે દહાડે રાત્રે તેણે ભગવાનને બોલાવ્યો અને પોતે તથા મોમિનખાને તે જ જગાએ જઈ તેના મનનું સાંત્વન કરવા તથા તેને દરો પાડવા વાત કરવા માંડી, અને એવું ઠેરવ્યું કે બીજે દહાડે રાત્રે સદાશીવ રામચંદ્રના મુખ્ય કારભારી તાત્યા પંડિત શાહીબાગમાં આવવું, અને દરમ્યાન ભગવાને જામીન તરીકે મોમિનખાન પાસે રહેવું, ને મહમદ હાશમે તેની પાસે જઈ વાતચીત કરવી. બીજે દહાડે રાત્રે એ જ ઠરાવનો અમલ થયો, અને રાત પૂરી થતા મહમદ હાશમ તાત્યા પંડિત પાસેથી પાછો ફર્યો ત્યારે સૌ પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. શંભુરામ તો આગલી રાત્રે જે બન્યું હતું તેના ધોરણ પર જ ચાલતો હતો અને ઘણાખરા કામ પોતાને સૂઝે તેમ—અહંકારવશ થઈ—કર્યા કરતો હતો, તેણે એ ત્રણ જણાને કશા કહાવ્યા વગર સુલેહનો પેગામ બહાર મોકલી અંતુ નામના પંડિતને બોલાવ્યો, અને દીવસને વખતે સારંગપુરના દરવાજા બહાર આવેલી સીદી બશીરની મસ્જિદના ખંડીએરમા પોતાનો જુદો અખાડો જમાવી તેને મળ્યો. લાગલાગટ બે દીવસ તેણે આવજાવ કરી, માહોમાહે વિચાર કરી પોતાની મતલબ (પોતાના મુદ્દાના માલ)ને જાહેરાત આપી. શંભુરામનો વિશ્વાસઘાત (દ્રોહ) સદાશીવ રામચંદ્રે પોતાનું સુભાગ્ય લેખી પોતે અનુભવી હતો એટલે અનુભવનો ઉપયોગ કરી, તે વાતના અખાડા કર્યા.

દુશ્મનના લશ્કરમા જ્યારે વિરોધ થાય
ત્યારે પછી મ્યાનમાથી તલવાર શા માટે કાઢવી જોઇએ?

અંદર જવા તથા બહાર આવવાના મારગ ને રસ્તા બંધ કરવાના સખત તાકીદ હુકમ નીકળ્યા. આ પરિસ્થિતિ જોઈ લશ્કરના સઘળા જમાદારો એક અભિપ્રાયના અને એકમનના થઈ મોમિનખાન પાસે આવ્યા અને જાહેર કર્યું કે દરેક પ્રાણીને પેટપુરતો ખોરાક મેળવ્યા સિવાય બીજો રસ્તો કે ઉપાય નથી, કારણ ખોરાક માણસજાતને આવશ્યક છે,

પેટની ભઠ્ઠીને પળે પળે ગરમ રાખવાની (આદત)
જે દીવસે ખોરાક ન મળે તે દીવસે આફત (જેવી) થઈ પડે છે.

થોડું ઘણું અનાજ જે કોળીઓ લાવે છે તે સિપાઈ ન હોય તેવા સાધારણ માણસો નહી મેળવવાની લાલચથી રાતના અંધારામાં તેમની પાસેથી લઈ જઇ છૂપી રીતે વેચે છે, અને એવા અનાજની આવક પણ બે ત્રણ દીવસે થાય છે; બીજાઓને તેનો લાભ મળતો નથી, અને (તકરાર ખાતર) એમ ધારો ને સમજો કે તેમને લાભ મળે છે તો પણ એક ઉડા

માણસને પણ રોજનો રૂપીઓ જોઇએ અને તેને જે પગાર મળે છે તે (તેટલા માટે) પૂરતો નથી, માટે જો તે બાબતનો કાંઈ બંદોબસ્ત થાય તોજ ટકી શકાશે આ ઉપરથી જે ત્રણ દરવાજે થઈ ઘાસ દાણો આવતો હતો ત્યાના રખેવાળોને બોલાવી મગાવ્યા ને જરૂરી હુકમ લખાવ્યો કે જે થોડો ઘણો દાણો આવે તે તેવો ને તેવો ભદ્રમા લાવવો અને ત્યાથી તે વહેચવો એક વખત એ પ્રમાણે લાવ્યા એટલે તુર્મેની લૂટ માફક જેના હાથમા આવ્યુ તે લઈ ગયા આને લીધે બીજી યોજના કરવામા આવી કે સઘળુ અનાજ સરકારે ખરીદી લેવુ અને માથા દીઠ એકેક શેર આપતા રહેવુ મહમદ લાલને એ કામ પર નીમવામા આવ્યો ને ત્હેને કહેવામા આવ્યુ કે તેણે ઘેરેઘેર જઈ તપાસ કરી જ્યા જે જાતનુ અનાજ હોય તે ત્યાથી લઇ જપ્ત કરવુ કેટલાકના ઘરમાથી ડાંગર નીકળી તે સિપાઇઓને આપવામા આવી આ અરસામા દૈવી ભેદોનો જાણકાર સુરીસત શાહવર, જે ખબરપત્રી અઝીઝ ઉદ્દીન મહમદખાન બક્ષી જોડે સગપણના મનથી બધાએલો હતો તેણે તેને લખી જણાવ્યુ કે એક બે દીવસમા હવે હુ સુરત બદરે જવા રવાના થઈશ, જો બની શકે તો આવીને મળી જાય—એટલે એકબીજાની વિદાય લેવાય. તે મોમિનખાનની પરવાનગી લઇને ગયો ને એક રાત રહી પાછો ફર્યો, ને જોડે સદેશો લેતો આવ્યો કે હજુ પણ કશુ બગડ્યુ નથી, ઇચ્છા હોય તો જણાવવુ કાંઈ જવાબ ન મળ્યો એટલે કૂચ કરી તે રસ્તે પડી ગયો

## દામાજી ગાયકવાડ મારફત સલાહ થવી અને તે અરસામા બનેલા બીજા બનાવો

લશ્કરને ખોરાક પૂરો પાડવાની યોજના થઈ શકી નહિ તેથી પરિણામે ભૂખમરો ને મુસીબત વેઠવા પડતા હોવાથી તેમજ લશ્કરમા વેરણ ખેરણ રૂપી પત્થર પડવા માડયા, એટલે દરેક જમાતમાથી થોડી થોડી ટોળીઓ અને દરેક વર્ગમાથી ટૂકડીઓ, ઇચ્છા અનિચ્છાએ દરવાજામાથી જવાની મનાઈ હોવાને લીધે, કોટની દીવાલ પરથી દોરડાની મદદ લઈ, નીચે ઉતરી બહાર ચાલી જતી બુદ્ધિશાળી ચતુર માણસોની સૂચના મુજબ ચાલી સદાશીવ રામચદ્રે સરસપુરમા મરક્ષણનો એક વાવટો ઉભો કરી એવુ સાર્વજનિક આમત્રણ બહાર પાડયુ કે ઘેરામા પડેલા ભૂખમરો વેઠતા માણસોનું અહિં રક્ષણ થશે, એવી ખુશખબર તેમને આપી. ઘણા માણસો જે દક્ષણીઓ તરફના જુલમના ભયને લીધે હીંમત કરતા ન હતા તેમના

મન નિશ્ચિંત થયાં, અને બહાર નીકળી આવવા જે રસ્તો હાથ લાગ્યો તે રસ્તે આવતા રહ્યાં, અને વાવટા હેઠે આશરો લઈ દરેક માણસ એક કે બીજી બાજૂએ ચાલ્યો ગયો. આ પરિસ્થિતિ જોઈ પરિણામ નઠારૂં જ આવશે એવો મોમિનખાનને અંદેશો થયો.

પોતાના લશ્કરના જોરપર હવે તેને આશા રહી નહિ,
ચતુરાઈ કે બુદ્ધિ પર ભરોસો રહ્યો નહિં.

ન છૂટકે કોઈ ઉમદા (મ્હોટા) માણસનો હાથ વચમાં રહે તો સારૂ, માટે સાવચેતી ને સાવધતા વાપરી દામાજી ગાયકવાડને મસલાહ કરવાનું સાધન તથા સાંધવું દ્વાર ઠોકનાર થવાનુ કહ્યુ. જવાબ મળ્યો કે જે પ્રકારની શાહનુર વહેંચણી ઠેરવે, તે પ્રકારે (ને) તેની મારફત મસલાહ થવી જોઈએ, કા ણ પેશવા તરફથી તે આવેલો હતો, અને તમારૂં ભલુ પણ તેમા જ છે હૂં વર મા પડીશ અને દરેક રીતે તમારી (તે સંબંધે) ખાત્રી કરી આપીશ. તે તો એક બે મજલ કૂચ કરી ગયો હતો એટલે તેને બોલાવવા કાસદો રવાના કરવામા આવ્યા, પણ તે તેને મળી શકયા નહિ. દરમ્યાન ખોરાકની તંગીને લીધે લોકોનુ દુઃખ વધતું ગયુ અને તેથી સલામતી શોધતા તેઓ બહાર ચાલ્યા જતા મોમિનખાને ઘણો વિચાર કર્યો પરંતુ જોયું કે

જેઓ મારા મિત્ર થયા હતા તે કોણ જાણે કયાં જતા રહ્યા હતા,
અરે એવુ શુ થયુ કે જેથી મને છોડી તેઓ ચાલ્યા ગયા ?

દક્ષણીઓને વાસ્તવિક સ્થિતિ તથા કિલ્લાની અંદરના માણસોની હાલતની ખરી હકીકતની ખબર હતી એટલે તેમણે ચારે તરફથી મોરચાઓને આગળ વધારી લડાઈનું મેદાન બહુ સાંકડું બનાવી દીધુ. નજમુદ્દૌલા જોડેનો પૂર્વેનો સંબંધ ધ્યાનમા રાખી, અને શાહનૂરને પાછા ફરતા મોડું થયુ એટલે ન છૂટકે દામાજી ગાયકવાડે મસલાહ કરાવવાની જવાબદારી માથે લઈ સદાશીવ રામચંદ્ર જોડે વાતચીત કરવા માંડી, અને ઘણો આગ્રહ કરી સલાહ કરવાની હા કહેવડાવી, ને અક્કલમંદી ને શાણપણવાળા એક ભરોંસાદાર માણસને આ કાર્યનો પાયો મજબૂત બનાવવા માટે મોકલવાની માગણી કરી: બ્રિજલાલ પેશકારમા ડહાપણ હતું, તે વાતચીત કરી શકે તેવો અને અનુભવી હતો, (લેખક રચિત)

પ્રતિનિધિ ડાહ્યો જોઈએ,
બોલવામાં હીંમતવાળો ને સશક્ત જોઈએ,
પૂછવામાં આવે તેનો એવી રીતે જવાબ આપે
કે જેનાથી ક્ષેમ થાય.

પોતાની વાત એવી રીતે કરે
કે જે પ્રમાણે શ્રોતાઓની ઇચ્છા હોય.
એક (જ્યારે) કઠોર વેણથી ઘણાએ માણસો
દુનીઆ તોડી નાંખીને લોકોને મારી નંખાવે છે,
(ત્યારે) બીજા મન પસંદ વાતચીત કરી
બે વિરોધીઓ વચ્ચે મૈત્રી કરાવે છે.

તેને નીમી બીજા જમાદી માસની બારમી તારીખે મોકલ્યો. જે ત્રણ ચાર દીવસ તેણે વાતચીત ને આવજાવમા કાઢયા તેને અંતે એવો ઠરાવ થયો કે એક લાખ રૂપીઆ રોકડા, જેમાંથી પાત્રીસ હજાર રૂપીઆ સલીમને આપવામા આવ્યા હતા તે બાદ કરીને આપવા, ખંભાતની ઉપજમા આગળની માફક પેશવાનો અડધ હિસ્સો કાયમ રાખવો, ઘોઘા પરથી હાથ ઉઠાવવો, શંભુરામને (મરાઠાઓને) સોંપી દેવો, અને પોતે પોતાનાં સગા સંબધી અને સાથીઓને લઇને ખુશીથી બહાર નીકળી આવવું. આ બધી શરતોનો દામાજી ગાયકવાડની બાહેધરી સાથનો સહીસિક્કાવ.ળો કૈપ થયો, ને બ્રિજલાલે મોમિનખાનને ખબર આપી. મામલો હાથમાથી ગયો હતો અને યુક્તિનુ તીર નિશાન ચૂકયુ હતુ એટલે સ્વીકાર રૂપી ડોકું હલાવ્યા સિવાય અને તેમ કરી સલામતીથી બહાર નીકળી ગયા સિવાય બીજો ઈલાજ રહ્યો ન હતો. સલીમની માગણી મુજબ મોમિનખાને એવી દરખાસ્ત કરી કે જ્યારે સલીમ મારફતે મળેલી અશરફીઓ હિસાબમા ગણવામા આવી છે ત્યારે તેની પાકી પહોચ આપવી કે જેથી ભવિષ્યમા તેની પાસે ફરી માગણી કરવામા આવે નહિ: તેવી પહોચ આણી આપવામા આવી.

મદારી જેવા આકાશે જ્યારે બીજે દીવસે
પોતાની જાદૂઈ સંદૂકનુ ઢાકણુ ખોલ્યુ ત્યારે

બ્રિજલાલ ભાર ઉચકનારા જાનવર, બેસવા માટે રથ ને વહેલની વ્યવસ્થા કરવા માટે ગયો. સદાશીવ રામચદ્રે વિચાર કર્યો કે હમણાં ત્યાં ઘણાં માણસ રહ્યા નહિ હોય, અને મોરચા ખાલી હશે, કારણ દરેક માણસ પોતાનો સામાન લઈ જવા જાનવરો મેળવવાની માથાકૂટમા પડયો હશે, એટલી આવી તક હાથમાંથી જવા દેવી ન જોઇએ, તેથી પોતાના સિપાહીઓને છાપો મારવા તૈયાર કરી, થોડી તોપો આગળ લઈ આવી

જવાનમર્દખાનના મોરચાની તરફથી તેમને એક સરખા દોડાવીને શાહપુર દરવાજા પાસે આવી પહોચ્યો. તે બાજૂના રખેવાળો હજુ પણ પોતાનો જાન માલ બચાવવા તૈયાર જ બેઠા હતા એટલે બુરજ અને ગઢીપરથી તેમને મારી હઠાવવા પોતે હાથ લબાવ્યો. બહારવાળાઓ આગળ વધી પાસે આવ્યા અને શૌર્ય બનાવવા (લડવા) માડ્યુ. તેમણે મોમિનખાનને તે બાબતની ખબર કરી અને કહ્યુ કે

એક ટટો તો હજુ પત્યો નથી ત્યા બીજો ઉભો થયો,
એક કલહ તો હજૂ દૂર થયો નથી ત્યા બીજી આફત આવી પડી

તે તરતજ પોતાની પાસે હાજર હતાં તે માણસોને લઇને આવ્યો અને તેમને લડાઈ કરવા ઉશ્કેરી, દરવાજાની બારીમાથી બહાર મોકલ્યા બને તરફથી બદૂક ને તોપની લડાઈ ખુલ્લા મેદાનમા અને હાથોહાથની લડાઈ શરૂ થઇ ગઈ અને જે થોડાના નસીબમા આ ગામમાને અંતે પણ મરવાનુ લખ્યુ હતુ તે માર્યા ગયા ને કેટલાક જખમી થયા. બ્રિજલાલ દામાજી પાસે હતો, તેને આ બનાવની ખબર થતા તેણે કહ્યુ કે જ્યારે સધિપત્ર લખાઈ તેના પર મહી સિક્કા થયા છે ત્યારે કાઈ પણ ખબર આપ્યા વિના એકાએક હુમલા કરવા એ વચન ભગ કરવા બરાબર છે. દામાજીને એ બાબતની ખબર ન હતી એટલે ખબર પડતા તેણે તે બધ પાડવા ઉટી સવારો મોકલ્યા અને બ્રિજલાલને ઠડો પાડવા માડ્યો અને કહ્યુ કે

મારી મતલબ તારી જોડે સુલેહ કરવાની જ છે
તો પછી આખી દુનીઆ પણ લડાઇ કરવા તૈયાર થાય તો શુ?

છતા લડતા બધ પડવાના હુકમનો સદેશો લઈ જનારા ત્યા જઈ પહોચે તે પહેલાજ તેમનાથી આગળ વધી શકાય એવુ હતુ જ નહિ એટલે તેઓ પોતે જ અટકી પાછા ફર્યા હતા. એ જ અરસામા સુરત બદરેથી ખબર આવી કે ત્યાનો મુતસદ્દી સફદર મહમદખાન જેની ઉમરની ઘડીનું વાસણ ભરાઇ ગયુ હતુ, તે નાશના વમળમા પડી તળીએ જઈ બેઠો હતો અને તેનો જમાઈ અલી નવાઝખાન જે તેના નાયબ તરીકે કામ કરતો હતો તે મુતસદ્દીના ઓદ્દા પર કાયમ થયો.

---

# મોમિનખાનનું અમદાવાદની બહાર નીકળવું, અને ખંભાત બંદર તરફ જવું, દક્ષણીઓનું અંદર દાખલ થવું ને શંભુરામને કેદ કરવો

દામાજી ગાયકવાડની મારફત ને બાહેધરીથી સુલેહના કોલકરાર થઈ ગયા પરંતુ કાલી ગઢીનો થાણદાર મહમદ નૂર મોમિનખાનના હાથદસ્ખત તથા સહીસિક્કાવાળા પત્રો છતાં તે ગઢી સોંપી ન દેતાં ટકાવી રહ્યો હતો, તે ગઢી સોંપી દેવડાવવાને માટે મિર નજમુદ્દીન વલદે સૈયદ આકિલખાનને નીમવામાં આવ્યો. તેણે સદાશીવ રામચંદ્રના માણસોને જોડે લઈ જઈ તે ગઢી તેમને હવાલે કરાવી દેવાની હતી. પોતાની તથા પોતાના સાથીઓની સલામતી વિશે ખાત્રી થયા બાદ થાણદાર બહાર આવ્યો, અને તરતજ મોમિનખાનને સરસામાન તૈયાર કરવા રૂપીઆ દસ હજાર મળ્યા. બાકીની રકમ પૂરી કરી આપવાની જવાબદારી દામાજી ગાયકવાડે લીધી, તે એવી રીતની કે જેવો મોમિનખાન બહાર નીકળી જાય કે તરતજ બ્રિજલાલે તે બાકીની રકમ લઈ રવાના થવું. ભદ્રનો કિલ્લો સાચવવા માટે ખંડોજી શંકરને થોડા બળદના ગાડાં ને ભારબરદારી ઉંટ આપી મોકલવામાં આવ્યો, તથા પાપાજી હુરપાળ અને બાબુરાવને તેમના સાથીઓ જોડે મોમિનખાનને ખંભાત બંદરે પહોંચાડવા વળાવા (રખેવાળ) તરીકે મોકલવામાં આવ્યા. દામાજીએ મોકલેલા માણસો બીજા જમાદી મારની અઢારમી તારીખની સાંજે બ્રિજલાલની જોડે જમાલપુર દરવાજેથી શહેરમાં પેઠા, અને મોમિનખાનને ત્યાંજ મુકામ કર્યો. ભારબરદારી ને સવારીના જાનવરોને વહેંચી નાખી, મોમિનખાને સામાન બાંધવાનો તથા મુસાફરીની તૈયારી કરવાનો હુકમ કર્યો. આ કામની મમનતમાં શંભુરામને સાથે રાખેલો ન હોવાથી, અને તે પોતે પણ થોડા દીવસ થયાં પોતાના ખાનગી બારગીરો સાથે સારંગપોર દરવાજા લગોલગ આવેલા પોતાના ઘરમાં બેસી રહ્યો હતો, તેને વિશે દક્ષણીઓને એવી બીક રહેતી હતી કે વખતે રાતના અંધારાના પડદાનો લાભ લઈ તે બહાર જતો રહે, તેથી એક પછી એક ટુકડી આખી રાત શહેર ફરતી કુંડાળાની માફક ચોકી કરતી રહી. ખેરખાહોની સલાહને અનુસરી શંભુરામે પોતાના સગાવહાલાં તથા નાનાં છોકરાંને તો થોડા કોળીઓ જોડે દરવાજાની બહાર મોકલી દીધાં, કે જે તેમને સલામતીની જગાએ પહોંચાડી દે, તેમણે (બહાર જવા)

ઘણી કોશેશ કરી, પરંતુ પોતાના નસીબની માફક ( કમભાગ્યે ) બહાર જવાના સઘળાજ રસ્તા તેમણે બંધ જોયા, એટલે તેઓ પાછાં ફર્યાં.

બીજે દીવસે જ્યારે સોનેરી પંજાવાળા શેરે

આકાશની ગુફા તરફ ચાલવા માંડ્યું, ત્યારે

આરબ ને રોહીલા કોમના સવાર ને પ્યાદા સિપાઈઓ ભદ્રમાં એકઠા થઈ ગયા. જેમણે સગપણ યા દોસ્તીદાવે પોતાના ઘોડા જવાનમર્દખાનની છાવણીમા મોકલ્યા હતા તેમણે ઘોડા પાછા માગવાથી પાછા આણવામાં આવતા હતા એટલામાં રસ્તામાં દક્ષણીઓએ તે પકડી લીધા, ને જે કાંઇ મળ્યું તે લૂંટી લીધું. ટૂંકામાં સવારોમાના ઘણાખરા કે જેમના ઘોડા દૂર હતા અને મળી શકે તેમ ન હતું, તેઓ પગપ્યાદા જવાને તૈયાર થઈ ચાલી નીકળ્યા. મોમિનખાને મગાંવહાલાં તથા ભારબરદારી જાનવરોને રવાના કર્યાં અને પોતે પાપાજી હરપાળ ને બાબુરાવ સાથે ઘોડેસવાર થઇ, સલીમ જમાદારનુ ઘર જે રસ્તાને નાકે હતું ત્યાં આવી કલાકેક થોભ્યો, કારણ સલીમ જમાદારે પણ પોતાના કુટુંબને લઇ એની જોડે જવાનું નક્કી કર્યું હતુ. આ અરસામા દામાજી ગાયકવાડનો નાયબ સેવક-રામ જે સાબરમતીના ભાઠામા આવી પહોચ્યો હતો તે વગર ઢીલે તે તરફ પડતી બાગની બારીમાથી ભદ્રમા પેસી ગયો, અને કેટલોક મરસામાન તથા જેઓ બહાર આવવાની તૈયારી કરતા હતા તેમને લૂંટી લીધા અને કિલ્લાના દરવાજા બંધ કરી ગખેવાળોને સોપી દીધાં. સલીમ, મહમદ લાલ, ગગાજાટ, આરબ, રોહીલા, સિંધી જમાદારો અને બીજા બધા સવારોને સાથે રાખી મોમિનખાન જમાલપોરને દરવાજેથી શહેર બહાર નીકળ્યો, અને મરાઠાઓ ( શહેરમા ) કાયમ થઈ ગયા. દક્ષણી લશ્કરમાંથી કેટલાક બદમાશો શહેરની આસપાસ ફરી વળ્યા, અને જેના માલિકો બહાર ચાલ્યા ગયા હતા એવા ઘણા મકાનોની ખબર લીધી અને લાકડાં, પાટીઆ, જે હાથ આવ્યુ તે ઉપાડી ગયા. ફાટેલા ઢોલ જેવો બદમાશ શંભુગર બાર-ગીરો સાથે પોતાના ઘરમા–" મારે શું કરવું " એ ઝાડ નીચે બેસી–માથું ખજવાળતો હતો એટલામાં મારતે ઘોડે બે સવારો આવી પહોચ્યા અને તેને કહ્યું કે મોમિનખાન બહેરામપુરમા તેની વાટ જુએ છે, એટલે તેણે ઝટ ત્યાં જવું. શંભુગર તો તૈયાર જ બેઠો હતો એટલે આ ખુશખબર સાંભળી, જનાનાને વહેલમાં બેસાડી આગળ રાખી, રસ્તે પડ્યો. પણ જ્યારે જમાલપોરના દરવાજા પાસે આવી પહોંચ્યો ત્યારે મરાઠાઓએ દરવાજો બંધ કરી દીધો અને જતાં અટકાવ્યો, એટલે ન છૂટકે, હારી ગએલા

માણુસ માફક, શરમ ભરેલી રીતે પાછો ફરી પોતાને ઘેર આવતો રહ્યો; અને એવું સમજાયું કે મહમદ લાલ ને ગંગા જાટે દોસ્તીદાવે, મોમિનખાનને પૂછ્યા કે ખબર કર્યા વિના, એક યુક્તિ કરી, તે સવારોને મોકલ્યા હતા, કે વખતે એ બહાને એને છૂટો કરી શકાય. આ અરસામાં દામાજીનો નાયબ સેવકરામ પોતાના સાથીઓ સાથે આવી પહોંચ્યો અને શંભુરામ પ્રત્યે સદ્ભાવ બતાવ્યો. શંભુરામે પોતાના બારગીરો, જેઓ બહાદૂરી બતાવી તેને અટકાવવા તથા તેની જોડે લડવા તૈયાર થઈ ગયા હતા તેમને તેમ કરતાં અટકાવ્યા, અને સેવકરામને પોતાની પાસે બોલાવ્યો; તે ઘોડાપરથી નીચે ઉતર્યો, અને હેમણે એક બીજાના હાથ હાથમાં લીધા. સેવકરામે પોતાના મ્હોટા છોકરા અનુપરામ જોડે તેને રૂસ્તમ અલીખાનના મકાનમાં જ્યાં પોતે રહેતો હતો ત્યા મોકલ્યો, ને બારગીરોના હાથમાથી બધા ઘોડા લઈ લઈ પોતાના માણુસોને હવાલે કર્યા અને તેનું કુટુંબ તેના નાના છોકરા સાથે કોઈક આસામીના ઘરમા છુપાઇ ગયું. કોલકરારની શરત મુજબ મોમિનખાને બ્રિજલાલને દામાજી ગાયકવાડ પાસે મોકલ્યો અને પોતે આગળ ચાલ્યો. છાસુ ને કેસરીસિંહ જેઓ શંભુરામની સાથે સાથે રહી જોર જુલમથી લોકોની મિલકત પડાવી લેવા તથા તેમનાં ઘર ભાગવામાં ભાગીઆ થઇ પડ્યા હતા, અને જેમનો લોકો ફિટકાર કરતા હતા તેમને શહેરમા રહેવું સલાહ ભરેલું ન લાગવાથી તેઓ બહાર આવતા રહ્યા હતા; તેમને રસ્તામા દીઠા એટલે પકડી પોતાના માણુસોને સોપી દીધા. તે દીવસે શહેરથી ૭ કોસ દૂર આવેલા મોજે નહાલીમા મુકામ કર્યો.

---

## સદાશીવ રામચંદ્ર અને દામાજી ગાયકવાડનું શહેરમાં દાખલ થવું, સદાશીવનું પેશકશ લેવા સોરઠ તરફ જવું અને બીજા બનાવો

---

જ્યારે મોમિનખાનના બહાર જવાની તથા શંભુરામના પકડાવાની ખબર દામાજી ગાયકવાડને પડી ત્યારે, હિ. સ. ૧૧૭૧ ના બીજા જમાદી મામની અઢારમી તારીખે, દીવસનો આશરે એક પહોર વીત્યાબાદ, પોતે શહેરનો બંદોબસ્ત કરવા તથા રખેવાળો મુકવા જમાલપોર દરવાજેથી (શહેરમા) દાખલ થયો. સલીમનું મકાન રસ્તાને નાકેજ આવેલું હોઈ પોતાને રહેવા માટે નક્કી કર્યું, અને તેને ઝાડીઝુડી સાફ કરવાનો હુકમ કરી

ભદ્રમાં ગયો. કોટને ફરતા બુરજો ને દરવાજાઓ પર રખેવાળો મોકલ્યા અને થોડા કલાક ત્યાં રોકાઈ પોતાને તંબુએ આવ્યો. દીવસને અંતે સદાશીવ રામચંદ્ર સાબરમતી તરફને ખાનપુર દરવાજેથી ભદ્રમાં આવ્યો. બાબુરાવ નામના માણસને શહેર કોટવાળ નીમી, શહેરના દરવાજા ખોલી નાંખવાનો હુકમ કર્યો, અને રાત પડતાં પોતાની છાવણીએ ગયો. બીજે દીવસે ઉચનીચ, સઘળા લોકોએ પોતાનાં ઘર તથા રહેઠાણ તરફ આવવા માંડ્યું. બહાર જતાં રહેલાં માણસોનાં સગાંવહાલાં તથા ન્યાતિલાઓએ તેમની વેરાની રકમ ભરવા, જે ખાનાખરાબી કરેલી, તેમનો ઘરવાખરો વેચી નાંખેલો, લાકડાં ને પાટીઆં ભાગી નાંખેલાં, દાટેલી ચીજો ખોદી કાઢેલી, ઘરને તંબુરાની તુમડી જેવાં ખાલી ને ફકીરની હાથેલી જેવાં માફ કરી મૂકયા હતા, તે જોઈ તેમની આખની આસપાસ લોહીનાં આંસુ તરવરી આવ્યાં, અને વરસાદનાં ટીપાં માફક અશ્રુપાત થવા માંડ્યો. એ બહાર ગએલા વર્ગમાથી જેઓ સાર્વજનિક આફત (મરકી)માં ગુજરી ગયા હતા તેમાના કેટલાએકની પાછળ કોઇ વારસ પણ રહ્યું ન હતું કે જે તેમની કબર પર ચેરાગ ચેતાવે; વળી જે બીજાઓ પોતાના મૂળ ઘરમાં રહેવા આવ્યા તેઓ પોતાનાં ગુજરેલાઓને સંભારી સંભારી ફરીથી વિલાપ કરવા બેઠાં; વળી કેટલાક જે દુઃખી થઇને રડના પાછા ફર્યા હતા તેમની ઉમરનો પ્યાલો ભરાઇ ગએલો હોવાથી તેમણે હસ્તીનો સામાન બાંધી દઈ પરલોક ગમન કર્યું. ટૂંકામા, કહેવાની મતલબ એ છે કે એક અજબ જાતની રકારોળ થવા માંડી, અને ન્હાના મ્હોટાંને એક આશ્ચર્યકારક સ્થિતિ અનુભવવી પડી. શહેર લેનારાઓમા મરકીનો ચેપી રોગ ફાટી નીકળ્યો, અને દરરોજ સંખ્યાબંધ માણસો આગળ (મરી) ગએલાઓને જઈ મળતા. આવી સ્થિતિ લગભગ ત્રણ મહીના લંબાઈ, ત્યારે તે પવિત્ર ને ઉચ્ચ ઇશ્વરે (બાકી) જીવતા રહેલાઓ પર દયા કરી. ટૂંકામા જ્યારે શહેરના દરવાજા ખોલી નાંખવામા આવ્યા ત્યારે લોકો શહેરની જરૂરીઆત ને માગણી ઉપરાતનો પુષ્કળ દાણો અંદર લઈ આવ્યા, અને ભૂખના દુઃખથી દુઃખીઓની તથા અનાજના દુષ્કાળથી પીડીત માણસોની આખોને સંતોષી. દરવાજા ખુલવાની ખબર મળવાની સાથેજ સદાશીવ દામોદરે પોતાનાં માણસો મોકલી પોતાના ત્રણ હાથી જે ભૂખમરાને લીધે મરણની અણી પર આવી ગયા હતા તેને પોતાની પાસે મંગાવી લીધા. તે પોતે સા એ દીવસ વધારે રોકાઈ પોતાના વતન તરફ ચાલ્યો ગયો. નવાં રાખેલાં માણસોને દામાજીએ સવારથી સાજ સુધી (એજ કામ પર મંડયા રહી) રજા આપી

( બરતરફ કરી ) વિરોધ ને અણબનાવ (લડાઈ)ની જાજમ સંકેલી લીધી. પોતાની જૂની છાવણી પરથી કૂચ કરી સદાશીવ રામચંદ્રે શાહીબાગ પાસે આવી મુકામ કર્યો, અને દીવસને છેડે જવાનમર્દખાનને જોડે લઈ ભદ્રમાં આવ્યો. ત્યાં થોડા કલાક રોકાઈ પોતાને તંબુએ આવ્યો. જવાનમર્દખાનને પાટણ જવાની રજા જોઈતી હતી, તેને પોશાક ને .ઘોડાની ભેટ આપી જવાની રજા આપી. દામાજી પોતાની અસલ જગા છોડી સાબરમતીને કિનારે શાહ ભીખનની દરગાહ (ઈશ્વર તેને પવિત્ર રાખો)ની પાસે તંબુ ને અસબાબ લઇ આવી પડયો હતો તેને પણ રીતસર છેલ્લી સલામ કરી રાતના આશરે બે પહોર વીત્યા બાદ પોતે ચાલતો થયો, અને બાવીસમી તારીખે મોજે બાદીજ જ્યા પોતાના તંબુ ઉભા કર્યા હતા ત્યા આવી પહોચ્યો અને તરતજ કૂચ કરી રસ્તે પડયો. પોતાના છોકરા સિયાજી ગાયકવાડને છાવણીમા રાખી દામાજી સલીમના ઘરમાં રહેવા આવ્યો. લેખકને તેની જોડે પૂર્વનુ ઓળખાણુ પીછાણુ હતું એટલે તેને મળ્યો. એટલામા મુસલમાન ને હિંદુ શરાફો ને વેપારી શેઠીઆઓ જે અત્યાર સુધી પરાઈ સત્તાના હાથ નીચે સપડાએલા હતા તેઓ આવ્યા. તેમાંના દરેકના મનને ધીરજ આપી સાત્વન કરી દરેકને દક્ષણના રિવાજ મુજબ પાઘડી દુપટ્ટો ભેટ આપી રાજી કર્યા. બીજે દીવસે તે બધાએ સદાશીવ રામચંદ્ર જે શાહીબાગથી નીકળી ભદ્રના કોટની દીવાલ નીચે સાબરમતીની રેતીના ભાઠા (મેદાન)મા આવી પડયો હતો તેને મળ્યા. તેમણે પણ તેમને દિલાસો આપી પોશાકની ભેટનુ માન આપ્યુ એટલે તેઓ રાજી થઇ પાછા આવ્યા. ચોવીસમી તારીખે લેખક, મહમદ રૂકન્ ઉલ હક્કખાન કાઝી, અઝીઝ ઉદ્ દીન મહમદખાન બક્ષી તથા ખબરપત્રી અને હાજી નુરૂલ્લા, કે જે ચાર અમલદારોપર બાદશાહી અધિકારીઓ ને અમલદારોની સંખ્યા આવી રહી હતી, તેમને સાથે લઈ સદાશીવ રામચંદને મળ્યો. જે અરસામાં પોતે બહાર હતો તે અરસામા દરેક જણની સ્થિતિના સમાચાર તેણે માણસોની વાતચીત પરથી મેળવી લીધા હતા, તથા લેખકની સારી ચાલચલગુની હકીકત સાભળી હતી, તેથી તેને બહુ હેતથી મળ્યો અને તેની જોડે ઘણી સારી રીતે વર્ત્તી તેને જવાની રજા આપી. રજબ ઉલ્-મુરજ્જબ માસની પહેલી તારીખે ઝાલાવાડ તથા સોરઠ ઉલકાના જમીનદારો પાસથી પેશકશ ઉઘરાવવા જવા સાબરમતીને પેલે કાંઠે જઈ આંબા તળાવની પાસે છાવણી નાંખી, પાંડુરંગના ભાઈ નારૂપંતને શહેરમાં નાયબ નીમ્યો, અને જાગીર બાબત વાધા ન ઉઠે તથા મુકરર કરેલી

વજે-રકમ-ચાલુ રહે તેટલા માટે રૂધનાથરાવે જે રિવાજ રાખ્યો હતો તે ચાલુ રાખી, લેખક, કાજી, બક્ષી તથા ખબરપત્રી અને હાજી મુરસ્લાને મુકરર કરવાનો તાકીદ હુકમ આપ્યો. ગુલામ હુસેનખાનને મોમિનખાને કાજી નીમ્યો હતો તેને ખસેડી આગલા રિવાજ મુજબ મહમદ રૂકનુ઼ ઉલ્ હુક્કખાનને બહાલ કરી કાયમ કર્યો. અર્કનો કિલ્લો જેને ભદ્ર કહે છે તેના દરવાજા ઉપર બાદશાહી નગારખાનું હતું અને તે ઉચ્ચ સરકારી ધારા મુજબ વગાડવામા આવતું હતું, અને ત્યાંના અધિકારીઓ ને નોકરના પગાર ને તનખાની જવાબદારી સૂબાના દીવાનપર ને બાદશાહી ખજાના પર હમેશની નાખવામા આવી હતી. જ્યારથી નાઝિમોએ તે કબજે લીધુ ત્યારથી એ નગારખાનું તેમના અખત્યારમાં ગયું. રવીવારે તેઓ પાચ વખત નોબત વગાડતા તે ચાલુ રહ્યું હતું. આ સમયમાં શનીવાર કે જે મરાઠાઓનો (મ્હોટો) દહાડો છે તે દીવસે પણ તે વગાડવું એમ નક્કી કર્યું, તેથી એ બંને દહાડા વગાડવામા આવે છે. આ એક નવી રૂઢી ચાલુ થઈ. સિક્કામા અંકુશ પડાતુ હતું તે મોમિનખાને કાઢી નાંખ્યું હતું, તે પાડવાનું પાછું જારી થયુ. કોટવાળીના ચબૂતરા સામેના ઝુંડા ફરી પાછા ભગવા રંગે-સાધુ સન્યાસીના રંગે રગવામા આવ્યા. દરેક જગાએ ને દરેક મહાલમા અમલદાર ને મક્કામદાર નીમી સદાશીવ રામચંદ્ર (એ મહીનાની) ત્રીજી તારીખે કૂચ કરી ગયો. દામાજી ગાયકવાડના પુત્ર સિયાજીરાવને વાજબી જમાબંદી કરવા, જમીનદારો પાસથી પેશકશ ઉઘરાવવા અને કોળીઓના જામીન લેવા કપડવંજ તથા વહીઆલ તરફ જવાની રજા મળી. શંભુરામ તથા તેના છોકરાના પગમાં દામાજીના હુકમ મુજબ બેડીઓ નાખવામા આવી. એજ અરસામા પોતાની એક માનતા બાકી હતી તે પૂરી કરવા દામાજી નર્મદા સ્નાન માટે ગયો અને શંભુરામ તથા તેના છોકરાને પોતાની જોડે લેતો ગયો અને વડોદરામાં રખેવાળોને હવાલે કરી પરહેજ રાખ્યા. સ્નાન કર્યા બાદ થોડા વખતમાં ને ટૂંક સમયમાં શહેરમા પાછો ફર્યો, અને સોરઠ જિલ્લાની પોતાને ભાગે આવેલી પેશકશ ઉઘરાવવા સિયાજીને મોકલ્યો. સદા કાયમ રહે એવાં લોકકલ્યાણનાં કામ કરવાનો વિચાર કરી, કારંજનો હોજ, તળાવ તથા, સલીમનું ઘર જેમાં પોતે રહેતો હતો તેની પાછળના મેદાનમા, એક વાવ બંધાવ્યાં, ને સીદી બશીરની મસ્જિદના ખંડીએરમાના પત્થર આણી તે કામમાં વાપર્યા. આ ઉપરથી તે મસ્જિદ બાંધનારની શુભેચ્છા જાહેર થઈ, કારણ તેના પથ્થર ફરી પાછા પુણ્યના કાર્યમાંજ ખપ લાગ્યા. બાકીના (પત્થર) કોટની

દુરસ્તીમાં વપરાયા. વાવમાંથી પાણી ખારૂં નીકળ્યું. ખાનજહાનના દરવાજાની પાસે, આગળના વખતમાં સૈયદ મુઝફ્ફર ઉર્ફે સૈયદ મરતુએ પાણી ખેંચવાના રહેંટ ને ફુવારાઓ સાબરમતીને કિનારે બનાવી, તે રહેંટ ને ફુવારાઓ મારફત પાણી આણ્યું હતું, અને તે રદ થઈ પડેલા, ભાંગેલા રહેંટને દુરસ્ત કરી સલીમ પોતાના ઘરમાં પાણી લેતો હતો ત્યાંથી એક રસ્તો ખોલી, તે રસ્તો હોજ સુધી લઇ જવામાં આવ્યો કે જેથી ઘણા તરસ્યાં માણસ અને જાનવરો તે મીઠા ઝરામાંથી પોતાની તરસ છીપાવા તૃપ્ત થાય.



## મોમિનખાનનું ખંભાત બંદરે પહોંચવું, સિપાઈઓનો બંદોબસ્ત કરવો, બ્રિજલાલ પેશકારનું ખૂન થવું



ઘેરાના અંત સુધી જે માણસો ટકી રહેલા ને જેમણે ઘેરાના દુઃખ વેઠેલા તેમને મોમિનખાન જોડે એક જાતની દોસ્તી બંધાઇ ગઈ હતી, એટલે તેમને સાથે લઈ તે અમદાવાદની બહાર પડ્યો હતો. ખંભાતને રસ્તે જતા જે દરેક જગાએ તે મુકામ રાખતો ને વાસો (મંજલ) કરતો ત્યા ત્યા, સવાર ને પ્યાદામાથી ઘાસદાણાની તંગી વેઠવાની જેમનામાં તાકાત ન હતી તેઓ, જેઓ પરા, ગામડાં ને કસબાઓમા આવી રહ્યા હતા, અથવા તો પોતાને વતન જતા રહ્યા હતા તેઓ, વળી કેટલાએક પ્યાદાઓ તો દામાજીની નોકરીમા રહી ગયા હતા અને રસ્તાઓ ને મારગો બંધ કરી દેવામાં દક્ષણીઓના ભાગીઆ થઈ બેઠા હતા તેઓ, સઘળા પોતાનો બાકી રહેલો પગાર લેવાની ઉમેદમા, દરરોજ ટોળાબંધ થઈ ને દરેક રાત્રે ટૂકડીઓ બંધાઈ ખૂણેખોચરેથી નીકળી આવી તેની જોડે થઈ જતા, અને આ રીતે ખંભાત પહોંચતા સુધીમા તો સવાર ને પ્યાદાનુ એક લશ્કર બની તેની આસપાસ ભેગું થઇ ગયુ મોમિનખાને પોતાનાં સગાંવહાલા તથા અસબાબને બંદરના કિલ્લાની અંદર મોકલી દઈ, પોતે મહમદ બાકર વેપારીની વાડીમાં મુકામ રાખ્યો અને દામાજી ગાયકવાડે મોકલેલા (અમલદારો) પાપાજી હુરપાળ ને બાબુરાવને પોશાક ને ઘોડાની ભેટ આપી. હવે સિપાઇઓના ચઢી ગએલા પગારની રકમ તેની ગણત્રી મુજબ લગભગ પાંચ લાખ રૂપીઆની થની હતી. એ જવાબદારી અદા કરવાની શક્તિ પોતાનામાં તેણે જોઈ નહિ, એટલે તે વિચારસાગરમા ડુબી ગયો અને ચિંતા રૂપી ઘુંટણ પર પોતાનું માથું નમાવ્યું.

જે જે આકૃતિનું સ્વરૂપ ડહાપણની આંખથી છુપાએલું હોય છે,
તે તે સ્વરૂપ યુક્તિની આરસી સિવાય દેખાતુ નથી

તેણે ડહાપણ રૂપી ગુરૂનો વસીલો શોધ્યો, અને વિચાર ને મનન કર્યા બાદ તેને એવો રસ્તો સુઝયો ને જડયો કે પોતે કિલ્લાનો આશરો લઈ લઇ પછી એ સિપાઇઓના પ્રશ્નનો નિકાલ કરવો પરંતુ તેમાં એક જોખમ સમાએલુ હતુ, કે વખતે જો એ સિપાઇઓ ખંભાતના સિપાઈઓ કે જેમનો પગાર પણ ચઢી ગયો હતો, તેમની જોડે મળી જઇ દરવાજા ખોલી નાખે, અને બીજાઓને અંદર દાખલ કરી દે તો સંભવ છે કે પોતાની વધી નિંદા થાય તેવો મામલો ને મ્હોટા ફિતનો ઉભો થાય, તેથી તેણે પાપાજી હરપાળ અને બાબુરાવને પોતાના મનની વાત જણાવી અને તેમને વિનંતી કરી કે પોતે અંદર દાખલ થઈ જાય ત્યારબાદ એક દીવસ તેમણે વધારે રોકાવુ, જેથી તેને તૈયાર થવાનો વખત મળે, તેમજ તેઓ મોમિનખાનનો પક્ષ લેશે એવી બ્હીકથી સિપાઇઓ બીજુ કાંઈ આડું તેડું કરવાનો વિચાર કરી શક્શે નહિ. તેમણે તેનુ મન મનાવવા એ વાત કબુલ રાખી અબદુલ્લા ઝુમેદીને અને આરબ જમાદારોને દરેક મહીને મહીનામાંથી વીસ દીનસનો પગાર દેરવેના રોજમાંથી મળ્યો જતો હતો, જેથી તેમની માગતી નીકળતી રકમ બહુ મ્હોટી ન હતી મોમિનખાને તેમની જોડે એવી શરત કરી કે તેમની બાકી નીકળતી રકમ પોતે પૂરેપૂરી અને આખેઆખી આપી દેશે, અને તેટલા માટે તેમણે આ પ્રશ્નનો નીકાલ થતા સુધી તેની જોડે ને તેની મદદમાં રહેવુ ત્યારે સૂર્યનો પ્રકાશમાન ચ્હેરો સુગંધમય ને કાળા ઝુલ્ફા પાછળ અદૃશ્ય થયો, ત્યારે રાતની મુસાફરીનો લેબાસ પહેરી લઈ, મહમદ હાશમ બક્ષી તથા મહમદ રેઝાને સાથે લઈ, કોઇને ખબર ન પડે તેવી રીતે, તે રોઝામાંથી બહાર નીકળી, રવાગ દરવાજાને રસ્તે કિલ્લામાં પેસી ગયો બીજે દીવસે સવારે જ્યારે બાલસૂર્ય પૂર્વદિશાની ચોળીમાથી પ્રસન્ન પામી ક્ષિતિજના પારણામાં સુતો અને સિપાઈઓ ગફલતની ઉંઘમાંથી જાગ્યા ત્યારે પોતાની સ્થિતિ ઉંઘતા નસીબ જેવી તેમને જણાઈ તેઓ નાસિપાસ ને નાઉમેદ થઈ બેઠા કેટલાએક આરબ ને કોહીનાઓએ ધિંગાણું મચાવ્યું ને પીરને દરવાજે આવ્યા પરંતુ તેથી કામ સરતું ન લાગવાથી પાછા આવ્યા મોમિનખાનને જે બ્હીક હતી તે અમલમાં ન આવી એટલે તેના મનને નિરાંત થઈ પાપાજી હરપાળ ને બાબુરાવ એક દહાડો રોકાઇ શહેર તરફ ચાલ્યા ગયા અબદુલ્લા ઝુમેદી અને આરબ જમાદારોએ પોતાની જવાબ

દારીનો અમલ કરવા આવવા જવાના દરવાજા બંધ કરી, કોટનાં બુરજ ને ગઢીનો બચાવ કરવાના કામમાં લાગી જઈ, સામી તોપો ગોઠવી. વખતનો વિચાર કરતાં પોતાના અંદર દાખલ થવાની ખબર તેને આપવા જેવી નહી લાગવાથી આરબોના જમાદાર સલમાનને મોમિનખાને તે ખબર આપેલી નહિ, તેમજ તેને મસલતની સભામાં પણ બોલાવેલો નહિ, તેને હમણા બોલાવી મંગાવ્યો. અમદાવાદના રેશમી કાપડ વેચનાર મહાજનના શેઠ હરકીસનદાસ તરફથી જવાબદારી તેણે અમદાવાદમાં લીધેલી તે બાબત તેમના વચ્ચે અણબનાવ થએલો તેની બ્હીકથી તથા બરતરફ થએલા સિપાઇઓની નીકળતી રકમની જવાબદારી પોતાને માથે લીધેલી હોવાથી, તેને વહેમ આવ્યો ને તે ગયો નહિં. ગંગા જાટ બે દહાડા રહ્યો ને તેનાં સ્વપ્નામા પણ નહિ એટલા ઘોડા, ઉંટ, રોકડ ને વસ્તુઓ તેના હાથમા આવી હતી એટલે તેટલાથી સંતોષ માની તે ઈડર તરફ ચાલ્યો ગયો, કારણ તેને એમ લાગ્યુ કે આનું પરિણામ આખરે સારૂં આવશે નહિ. હવે સિપાઈ ઓ સાથે વાતચીત ચાલી. મહમદ લાલ રોહીલો હતો ને રોહીલા કામના રૂપીઆ એંશીહજાર માગતા મોમિનખાનને પડતા હતા, તેણે (મહમદ લાલે) સંદેશો મોકલ્યો કે તેના અડધ ભાગના રૂપીઆ ચાળીસ હજારે નીકાલ થાય એમ છે. મારો દૃઢ નિશ્ચય થયો છે કે જ્યા સુધી આ જિંદગીના કેદખાનામાથી હું છૂટો નહિ થાઉં ત્યા સુધીમા તો મારૂં સર્વસ્વ વેચી સાટી રૂપીઆ વીસહજાર મેળવીશ. જો બીજા વીસ હજારની કાંઈ તદબીર થાય તો છૂટા થઇ જવાય. એ તદબીર શી રીતે કરવી તે બહાને મોમિન-ખાને તેને પોતાની પાસે બોલાવ્યો. સાવચેતી ને સાવધપણું વાપરી મિરઝા મહમદ ઝમાન શાહજાદાને જામીન તરીકે વચમા રાખી ત્રણ ચાર સવારોને સાથે લઈ પોતે આવ્યો અને એ બાબતની વાતચીતમા બે દીવસ નીકળી ગયા. મિરઝા મહમદ ઝમાનને કાંઈક કારણને લીધે બ્હીક લાગી કે આ કામમા વખતે પોતાની આબરૂને હાની પહોચશે એટલે તેણે મહમદ લાલને તેનાથી વાકેફ કર્યો, એટલે રાતને વખતે બહાર આવી, કોળીઓને ગામ દહેવાણ જઇ, તેણે પોતાનો જાન બચાવ્યો આ અરસામા બાકીની રકમ લઈ બ્રિજલાલ, પેશવાના ભાગ પરનો નીમાએલો અમલદાર સાથે લઈ, આવી પહોચ્યો. તે અમલદારને પેટલાદમા રાખી તેના નાયબને જોડે લઇ ખંભાત આવ્યો, અને બંદરના મહાલો (ખાનાઓ)માં દાખલ કરી દીધો. મોમિનખાને કરાર મુજબ અબદુલ્લા ઝુબેદી અને આરબ જમા-દારોની નીકળતી રકમનો અડધો ભાગ તેમને આપ્યો, અને બીજાઓ જે કોટની અંદર ને બહાર હતા તેમની જોડે વાતચીત શરૂ કરી કેટલાએકને

અંડધ, કેટલાએકને ખાંધાંથી, કેટલાએકને રૂપીઆના આઠ આના, ને કેટલાએકને ચાર આના, તેમા થોડું રોકડ ને થોડું ઘોડા, બળદ, ઉંટ એ રૂપમાં આપી, તો કેટલાએકને કિસ્ત ( ખાંધા ) બાધી આપી, તેમનો ફેંસલો કરી રસીદો લઇ લીધી. શંભુરામનાં લશ્કરનાં માણસોને જવાબ મળ્યો કે તેમણે પોતાનો પગાર તેની પાસથી લઇ લેવો. આ ફેંસલાની વાટ જોતાં કેટલાઓ તો કરજદાર થઇ ગયા હતા, એટલે દરેક જણુ ત્યાંથી નીકળી રસ્તે પડયો. અબદુલ્લા ઝુબેદી, કેટલાએક આરબ જમાદારો સાથે, તેમજ ગુજરાતી સવારો પાછા શહેરમાં આવતા રહ્યા પેશવા સરકારને ગુજરાત સૂબામા ભાગ મળ્યો તે બનાવની શરૂઆતમા બ્રિજલાલ પેશકાર મોમિનખાનના હુકમથી પૂણે ગયો હતો, અને તેના અમલદારને લઇ આવ્યો હતો, જે વખતે જવાનમર્દખાનને કાઢી રૂઘનાથરાવે અમદાવાદ તાબે લીધુ હતું તે વખતે ખંભાત બંદરના પ્રશ્ન બાબત વાતચીત કરવા તથા તેમની વચ્ચે સલાહ કરાવવાની કોશેશ પણ એણે કરી હતી, અને જમાનાનો નાપસદ રંગ જોઈ, જે થોડા વખત થયા પેશકારના ઓદ્ધાપરથી નિવૃત્ત થયો હતો, તેણે ગંગાસ્નાન કરવા માટે કાશી, જે હિંદુઓના તીર્થનું પ્રખ્યાત ને મ્હોટું સ્થળ ગણાય છે ત્યા, જવાની રજા માગી હતી પણ તે આપવામા આવી ન હતી. અમદાવાદનો મામલો બન્યો ત્યાર પછી શંભુરામ જોડે અણબનાવ હોવાથી, યોગ્ય ઠેકાણે આગળ જણાવવામા આવ્યુ છે તેમ, તેને ખંભાત મોકલવામા આવ્યો હતો. તે પોતાના સઘળા કામકાજની વ્યવસ્થા કરી ફારેગ ને છૂટો થઇ બેઠો હતો એટલે ખંભાતથી અમદાવાદ આવ્યો, અને વારંવાર પોતાને કાશી જવાની પરવાનગી મળવા માટે અરજ કરતો રહ્યો પણ તેને આજ-કાલ કરી ઉડાડવામા આવતો. પછી તો સલાહના કોલકરાર દૃઢ કરવા માટે તેને નીમવામાં આવ્યો અને બાકી રહેલી રકમ લઇ તે ખંભાત પણ આવી પહોચ્યો વિધાતાએ તેના નસીબમા જુદો જ લેખ લખેલો હોવાથી, એક દહાડો રાત્રે આશરે દહોડ પહોર વીતે તે પોતાને ઘેર જતો હતો તે વખતે, એક ટોળી, જેને એ કામ માટે તેના દુશ્મનોએ નક્કી કરી હતી તેણે, લાગ મળતા, એના પર તુટી પડી, ટૂકડે ટૂકડા કરી નાખ્યા, અને એનું ખૂન કરાવવામાં મોમિનખાનનો હાથ હતો, એવી વાત ફેલાવી.

જુલમની તલવારમાંથી લોહી ટપકે છે, તેથી મને ધાસ્તી છે કે આકાશ,
તે લોહીના ટીપાની નિશાનીથી ખૂનીના ઘરના દરવાજા સુધી સગડ
પહોચાડશે (તે તલવાર વડે ખૂનીનુ ખૂન કરાવશે).

# ઝાહેદ અલી વેપારી, મીર નજમુદ્દીન તથા મહમદ હાશમ બક્ષીનું ખંભાત બંદરમાંથી બહાર નીકળી જવું, અને સલીમ જમાદારનું દંડની જાળમાં સપડાવું

બ્રિજલાલ સંબંધે આ બનાવ બનવાથી ઘણા માણસોનાં મનમાં બ્હીક પેસી ગઈ, અને દરેક જણને પોતાના જાનમાલ બાબત ભીતિ ને ભય લાગવા માંડયાં, અને લોકો તેનો કાંઈ રીતે ઈલાજ કરવાને વિચારે સલામતી ને બચાવનાં સ્થળ શોધવા મંડયા. તેઓ ભય ને આશા વચ્ચે રાત દહાડો ગાળતા. થોડા દીવસ બાદ ઝાહેદ અલી જે ત્યાંનો એક મ્હોટા વેપારી હતા, અને જેના બાપદાદાનું ત્યાં વતન હતું અને જે ત્યાં રહી વેપાર કરતો હતો, અને અણીને ટાકણે ઘણી વખત જેની પાસથી નજમખાન ને મોમિનખાન વગર વ્યાજે મ્હોટી રકમો કરજે કઢાવતા હતા, અને જેનો હિસાબ કરી તેના માલપર આપવાની જકાતની મહેસલ પેટે જમે આપતા હતા તેની પાસે મોમિનખાને જકાત પેટે મોટી રકમ માગતી કાઢી. આ અરસામા મોમિનખાનના ખાસ માણસો તરફથી તેના સાભળવામા એવું આવ્યું કે મોમિનખાનના મનમા એવું છે કે ઝાહેદ અલીને કાંઈ કરવું; એ હકીકત સાચી હોય યા ખોટી હોય, છતા તે પોતાની આબરૂ માટે બ્હીવા ને ધ્રુજવા લાગ્યો, અને પોતાના છુટકારા માટે કાંઈ પગલા લેવાનો રસ્તો શોધી કાઢવાના વિચારમા પડયો.

શત્રુ તને ઇજા કરવા વિચાર કરે, તો તે ઇજા દૂર કરવા,
જો તુ બુદ્ધિશાળી હોય તો, પ્રયાસ ને કોશેશ કર.

શું કરવું તે વિશે મસલત કરવા તેણે પોતાના ખેરખાહોની એક સભા ભરી. તેમા ઠરાવ થયો કે પોતાના કુટુંબના માણસોને લઈ વારે ઘડીએ બાગમા સ્હેલ કરવાનો તેનો રિવાજ હોવાથી, તે પ્રમાણે જઈ બહાર ચાલ્યા જવું. આ ઉપરથી તેણે કાંઈ અમુક કામને બ્હાને પોતાનાં માણસોને પહેલા બહાર મોકલી દીધા. મીર નજમુદ્દીનને પણ એમ ખબર મળી હતી કે મોમિનખાનનુ મન તેના પરથી ઉઠી ગયું છે, એટલે તે પણ એ રસ્તે તેની જોડે જવા તૈયાર થયો. એક દહાડો નક્કી કરી, પોતાનાં સગાંસંબંધીઓને તથા પોતાની માલકીના પાચ્ય ઘોડા હતા તેના પર પોતાના રાતદીવસના સોબતીઓને લઈને, તે બહાર આવ્યો અને લોકોને ભૂલવવા પોતાના બાગમા વધારે વખત રોકાઇ પેટલાદ તરફ ચાલતો થયો, અને

'પ્રભાતના પવનની લ્હેર પાસેથી ત્વરા ઉછીની લઇ રસ્તો કાપવા માંડયો, અને પેટલાદના ફોજદાર સદાશીવ બલ્લાળને પોતાના આવવાની ખબર આપી. તેણે તેને આવકાર આપવા માટે માણસો મોકલ્યાં અને માન અકરામ સાથે અંદર લઇ આવ્યો.

એક સારી યુક્તિથી એવું કામ થઇ શકે
કે જે અસંખ્ય લશ્કરથી પણ ન થાય.

તેને એકાએક બહાર જતા રહેવું પડેલું હોવાથી, અને તેવા સંજોગને લીધે, કેટલીએક જરૂરી ચીજો (સાથે ન હોવાથી), તંબુ ને કનાતનો સરસામાન, અને તેના દરજ્જાને યોગ્ય મોંઘું સામાન અને મહેમાનદારીની સામગ્રી, (સદાશીવ બલ્લાળે) મોકલી, તેના આવવાના સમાચાર શહેરના નાયબ, નારૂ પંડિતને લખ્યા. મોમિનખાનને ઝાહેદ અલીના જવાની ખબર પડતાં, તેના મનનું સમાધાન થાય એવી રીતનો સખત સોગંદથી પાકો કરેલો અને કોલ તથા વચનથી દ્રઢીભૂત, એવો એક તુમાર (પત્ર) પોતાને હાથે લખી મોકલ્યો કે કોઇ સ્વાર્થી માણસના ભરમાવ્યાથી ભરમાઇ જઇ પોતે ચાલ્યો ગયો હોય, તો તે ભ્રમ દૂર કરવા માટે તે ચાહે તેને જામીન તરીકે આપવામાં આવે. તેણે જવાબ લખ્યો કે ખંભાતમા એકસરખી પોતાની તબીએત બીમાર ને નરમ રહેતી હોવાથી બહાર નીકળવાનો સંજોગ મળ્યો છે એટલે હવે થોડો સમય અમદાવાદ જઇ, ત્યા હવા ને પાણીફેર માટે રોકાઇ, પછી ખંભાત આવવાનું થશે. તાત્કાળીક તો થોડી જરૂરીઆત વસ્તુઓ ઘેરથી મંગાવી છે તે લાવવા દેવાની પરવાનગી આપવી તેના મનનું સાંત્વન કરવાને મોમિનખાને માગેલી પરવાનગી આપી. ઝાહેદ અલી થોડો વખત પેટલાદમાં રહી પછી શહેર તરફ ગયો. સદાશીવ બલ્લાળે ભારબરદાર જાનવર તથા ત્ર્યંબક નામના એક માણસને થોડા સવાર ને પ્યાદા આપી તેની જોડે વળાવા તરીકે મોકલી તેને અમદાવાદ પહોચાડયો. તે ત્યાંના નાયબ નારૂ પંડિતને મળ્યો ને પછી ત્યાં રહ્યો. કેટલાંએક કારણને લીધે મહમદ હાશમ બક્ષીના મનમાં પણ બ્હીક ને અંદેશો પેસી ગયા હતા, અને તેને ત્યાંથી ન્હાસી છૂટવાનો રસ્તો જડતો ન હતો. તેને ઝાહેદ અલી જોડે મિત્રતા હતી, તેથી તેની ભલામણથી બહાર નીકળી જવા માટે સદાશીવ બલ્લાળની મારફત રસ્તો ખુલ્લો કરી લાગ મળવાની અને તક આવવાની રાહ જોતા પાણી પહેલા પાળ બાંધવા બેઠો.

બનાવ બનતાં પહેલાં તેનો રસ્તો કરી રાખવો જોઇએ.
કામ હાથમાંથી જતું રહે બાદ શોક કરવો નિરર્થક છે.

એવી વાત સાંભળવામાં આવી છે, અને તેની સચ્ચાઇની જોખમ-દારી તે વાત કરનારને માથે છે, કે એક યુક્તિ વિચારી કાઢી ત્રીસચાળીસ બારગીરોને જાહેર રીતે પોતાના પગાર માટે તેના પર તગાદો કરતા હોય તેવી રીતે તગાદો કરતા બોલાવ્યા અને એ બહાને પોતાનો વધારાનો સર-સામાન ને ચીજો વેચી નાંખ્યાં ને રોકડ કરી લીધું અને મહમદ સાદેક જે તેનો સગો હતો અને તેની જોડે જ હતો તેની જોડે ગોલાલડાઇ ને બનાવટી વિરોધ શરૂ કર્યો, એટલે તે તેનાથી જુદો થઈ ગયો અને બીજા મકાનમાં રહેવા ગયો. જે લઈ જઈ શકાય એવું હતું તે તેને સોંપી પોતે છૂટો થઇ ગયો. મહમદ સાદેક જે બહારથી અણબનાવ બતાવતો હતો તે મોમિનખાનની રજા લઇ બહાર ચાલ્યો ગયો. મહમદ હાશમે મંદ-વાડનો ઢોંગ કરી ઘર સેવવા માંડ્યું. તેની ખબર લેવા આવતા નોકરી વગરના અને નોકરીવાળા બારગીરોની અને સિપાઇઓની તેના ભાઈ મહમદ રેઝાએ પરોણાચાકરી કરવા માંડી, અને તેમ કરી પોતાની આસપાસ (જરૂર પડતા કામ આપે એવું) એક ટોળું એકઠું કર્યું. મોમિન-ખાન પણ તેને જોવા આવ્યો અને તેના મનમાં શુ હતું તે સંબંધી પૂછ્યું. પોતે અનુભવી હોવાથી, તેને રાજી કરી, તેના મનની સફાઈ કરી, તેને જે કાંઈ વહેમ પડતો હોય તે ખસેડવા અને તૂટેલી દોરી સાધવા પ્રયત્ન કર્યો.

દોરી તૂટે તો તે સાધી શકાય ખરી,
તોપણ વચમાં ગાઠ તો રહેવાની જ.

અને ઐકય, ઘણી મહોબ્બત અને દોસ્તીનો સંબંધ બતાવવા માટે કમર છોડી નાખી તે જ જગાએ તેનો મહેમાન થઈ બેઠો. મહમદ હાશમને મન હોય કે ન હોય તોપણ તેની પરોણાચાકરી માટે મિજબા-નીની તૈયારી કરવી પડી, અને પોતાના સંબંધીઓને બોલાવી રાત્રે શું જમવાનું કરવું તે નક્કી કર્યું. રાતને સમયે જ્યારે એ મહેફીલ (મંડળ) માંથી અજાણ્યાં માણસો ચાલ્યા ગયા ત્યારે, મિત્રભાવ રસપર ચઢતાં વાત ચીતને દોરીને પોતાની મતલબ પર પહોચાડી, અને પોતાના પુત્રને હાજર કરીને તેના માથાપર હાથ મૂકી તેના કસમ ખાઇ કહ્યું કે સ્વાર્થી લોકોના કહેવાથી, જો કાંઈ પણ વહેમ તારા મનમા ઉત્પન્ન થયો હોય તો તેમાં સત્યનો અંશ નથી; તેમનો બકબકારો પાયા વગરનો છે.

કોઇ બીજાની વાત ન સાભળતા મ્હારી જ વાત સાંભળ,
કારણ સ્વાર્થી માણસોને દરેક બાબતમા સ્વાર્થ હોય છે.

ટૂંકમાં બારગીરો અને ઘોડાઓને પોતાની નોકરીમાં રાખી લેવા

અને આગળના રિવાજ મુજબ ખુશીથી આવજાવ કરતા રહેવું (એમ કહ્યું), કે જેથી નિંદાખોર માણસોની જીભ બંધ થાય અને વિરોધીઓના સ્ફેરા (નૂર વગરના)-ફિક્કા-પડી જાય. સમયને માન આપી વર્ત્તવા સિવાય છૂટકો ન હતો એટલે તેણે કબૂલ કર્યું. મોમિનખાનના મનને ખાત્રી થવાથી બીજે દીવસે તે પોતાને ઘેર આવતો રહ્યો. આમ હોવા છતાં મોમિનખાનનાં કેટલાક વિશ્વાસુ ને ભેદ જાણનારા માણસો,-પછી તેઓ મહમદ હાશમનું ભલું વિચારી યા ઇર્ષ્યા ને અદેખાઇથી, ગમે તે કારણથી કહેતાં હોય,-મોમિનખાનના અંતઃકરણની છૂપી વાતને અંગે દરરોજ ને દરરાતે કાઇ ને કાઇ નવીન હકીકત તેને કાને પહોચાડતાં રહેતા, જેથી કોઇ રીતે તેનું મન શાંતિ પકડતું નહિ. મિત્રતાના દેખાવનો અને મોમિનખાને લીધેલા કસમનો અર્થ તેઓ એવો કરતા ને કહેતા કે એ બધો બહારનો વિવેક ને તેને ગફલતીમાં નાખવા માટેનો દેખાવ છે. ફરજના માર્યા તેને દરરોજ, ઉંચે મને, "વાકુ વાળ પણ ઢોળતો નહિ,"+ એવી રીતની મુશ્કેલ સ્થિતિમા, મોમિનખાન પાસે રિવાજ મુજબ આવજાવ કરવી પડતી, પરંતુ અંદર-ખાનેથી છૂટા થવા તથા ચાલ્યા જવાનો રસ્તો શોધવામાથી તે એક પળ પણ આરામ લેતો નહિ. થોડા દીવસ વીત્યા બાદ રમઝાન મહીનાની પચીસમી તારીખે ઘોડા બનાવવાને બહાને, બારગીરોને તૈયાર કરી, એક રથ કે જે તે રથ કોનો છે તેનો કોઇને ખ્યાલ પણ ન આવે, તેવી રીતે, તેમા પોતાના ખાસ માણસ બેસાડી, બહાર મોકલી દીધો, ને સૂચના આપી કે દરવાજાની બહાર નીકળતાની સાથેજ ઝપટ વાપરી પેટલાદ પહોચી જતા સુધી પાછા વળી જોવું નહિ. મહમદ રેઝા જે મોમિનખાન સમક્ષ કોરાન વાચવામા ગુંથાયો હતો તે દીવસને છેડે જ્યારે કોરાનના વાચનમાથી છૂટો થયો ને મોમિનખાન અંદર ગયો, ત્યારે પોતાના ભાઈ પાસે આવ્યો, અને તેઓ બંને એકબીજાની સાથે બારગીરો જે તૈયાર હતા તેમને લઈ, વગર દિલ ને વગર વિલંબે ઘોડેસ્વાર થયા, અને ઘોડા મારી મૂકી કોટને દરવાજે આવી લાગ્યા. ચતુરાઇ વાપરી અને દરવાનોને ભૂલાવામા નાખવા, તેમને પૂછ્યું કે ધાડપાડુઓની ખબર આવવાથી મોમિનખાન સવારી કરી કઇ બાજૂ ગયો છે? આ બહાને તેમને ભૂલા-

---

+ ન બની શકે તેવી, અશકય સ્થિતિ બતાવવા માટે આ શબ્દો ફારસીમાં વપરાય છે. "વાસણ વાંકું વાળ" એવી સૂચના કરવા સાથે એવી પણ સૂચના કરવામાં આવે છે કે "પણ તેમાંની વસ્તુ ઢોળતો નહિ." વાસણ વાંકું વળે અને અંદરની વસ્તુ ઢોળાય નહિ એમ બનવું મુશ્કેલ છે.

વામા નાખી તેઓ પેટલાદને રસ્તે પડી ગયા એક કલાક બાદ જ્યારે મોમિનખાનને તેમના જતા રહેવાની ખબર પડી એટલે વગર ઢીલે તેમની પૂઠ પકડવા ઘોડે ચઢયો ને એ ત્રણ કોસ ગયો પણ ખરો, પણ તેમને મળી (પકડી) શકયો નહિ, એટલે ન છૂટકે પાછો ફર્યો

મહમદ હાશમે રથને પકડી પાડયો અને રાતનો આશરે દહોડ પહોર વીતતા પેટલાદ આવી પહોચ્યો સદાશીવ બલ્લાળે તેને તેના લાયક મકાનમા ઉતારો આપી, પરોણાચાકરી કરી (જાફતની સામગ્રી મોકલી) બીજે દીવસે બને ભાઈના નામનો મોમિનખાન પર કાગળ આવ્યો કે પોતાના સુખન ને વચન તાજા કરી તેણે સોગદથી દૃઢ કરી આપ્યા છતા તેમણે આ ન કરવાનું કર્યું જેથી બને પક્ષનુ ખોટુ કહેવાય છે, એ ઠીક થતુ નથી જો મ્હારાથી છૂટા પડીને તેમનો જવાનોજ નિશ્ચય થયો હતો તો મારે કયા વાધો હતો ? ટૂકામા, જો પાછા ફરી, મુલાકાત કરી, ખુશીખુર્રમીથી તેઓ જાય તો લોકોના મનનો વહેમ દૂર થાય, અને નિંદાખોરોની જીભ બધ થાય, માટે એમ તેઓ કરે તો ઘણુ સારૂ. તેમણે જવાબમા પોતાના સાથીઓના પગારની માગણી કરી જે રકમ ઘણી મ્હોટી હતી સદેશા ને પેગામનુ કામ બને પક્ષ તરફથી કહોરતા ને વિરોધમા પરિણમતા અટકી ગયુ જવાનમર્દખાનની સાથમાથી આરબ જમાદાર સલીમનુ જુદુ પડી જવુ શહેર બહાર નીકળી ધોળકે જઈને રહેવુ, અને મોમિનખાને તેને પોતાની સાથ અમદાવાદ આણવો એ હકીકત, જુદી જુદી જગાએ પૂર્ણ વિસ્મયકારક લેખણીથી લખાઈ ગઈ છે પહેલેથીજ એ મોગલામા ઉછરેલો અને તેમની સોબતની એના પર અસર થએલી, તેથી તણે પોતાના મન ને હૃદય સાથે નિશ્ચય કરી રાખેલો પોતાની બાકીની જિંદગી પોતે મોમિનખાનથી છૂટો થશે નહિ એ ધોરણે દક્ષણીઓ પાસથી, આગળ જણાવ્યા મુજબ અશરફીઓ લેવાની બાબતમા તેમજ બીજા એક બે અમુક કામોમા પોતે લોકોના ધિક્કારને પાત્ર ને મરાઠાઓનો શત્રુ થઈ પડ્યો

તારૂ દિલ કોઈ પણ મિત્રને યા પ્રદેશને સોપ નહિ

કારણ પૃથ્વી ને સાગર બને વિશાળ છે, ને માણસ પણ ઘણા છે

ઘણા આરબ જમાદારો અને ગુજરાતીઓ શહેરમા આવી સદાશીવ રામચદ્ર ને દામાજી ગાયકવાડની નોકરીમા દાખલ થઈ ગયા હતા, પણ તેનાથી પાછા ફરાયુ નહિ, અને કેટલાક બીન અનુભવી માણસોની મનાહથી તેણે કેટલાએક એવા કામ કર્યાં કે જેને પરિણામે પોતાના ઘરબારથી

વિખુરો થઈ ગયો અને પોતે જે કાંઇ ઝાહેર કે ખાનગી રીતે જોયું કર્યું હતું તે ખોઇ બેઠો.

આ બે વર્ગ તરફથી મ્હોડું ફેરવવું, સારૂં છે.

દુશ્મનના દોસ્તોથી અને દોસ્તોના દુશ્મનોથી.

જવાનમર્દખાનના દશ વરસના અધિકારના સમયમાં પોતે શહેર કોટવાળ હોવાથી એ પૈસાદાર થયો હતો એવી વાત ઈર્ષ્યાખોર ને અદેખા માણસોએ મોમિનખાનને પહોચાડી તેના હૃદયની પાટી પર કોતરી દીધી હતી. મોમિનખાન યોગ્ય સમયની વાટ જોતો ઝાહેરમા તેના પર મહેરબાની અને માયા બતાવી તેનું દિલ સાફ રાખતો. સલીમ પણ તેની જોડે પોતાની હાર્દિક મૈત્રી દ્રઢ થઈ છે એવા ખ્યાલથી સિપાઇઓ પોતાના ચડેલા પગારનો તગાદો કરી ધિગાણું મચાવતા હતા તે વખતે જે શકય હતું તે 'ફગવા પ્રશસનીય કોશેશ કરી, પોતાનો તથા પોતાના સાથીઓનો બાકી રહેલો પગાર જતો કરી, તેને હાથે પોતાનું ભલું જ થશે એવી આશાએ બેસી રહ્યો હતો. ખાનગી તથા જાહેરમા મહમદ હાશમ, હમેશા

રાત ને દીવસ તેનો સોબતી ને જોડીદાર

સાજથી સવાર સુધી તેનો મિત્ર ને વિશ્વાસુ (દોસ્ત)

રાજકારભારના કાર્યો બાબતમા મોમિનખાનનો રાતદીવસનો સોબતી હોવાથી, સલીમને વિશે મોમિનખાને જે કાઇ સાભળેલુ ને ધારેલું અને તેનો અમલ કરવાનું યોગ્ય પ્રસંગ આવવા પર મુલતવી રાખેલું, તેની તેને (મહમદ હાશમને) ખબર હતી. આ અરસામા તે તો સહીસલામત બહાર ચાલ્યો ગયો, એટલે એ છૂપા ભેદનો પડદો ફાટી ગયો, કારણ તેણે દોસ્તી દાવે બે હરફ સલીમને લખી જણાવી તે બાબતની તેને ખબર કરી તેને બહાર નીકળી આવવા લલચાવ્યો તથા સાવચેત અને સાવધ રહેવાનું જણાવ્યુ. ભોળપણને લીધે, તેણે પોતાની મૈત્રીનો વધારો કરવા તથા પોતાના તેના પરના વિશ્વાસની નિર્મળતા બતાવવા તેનો તેજ કાગળ મોમિનખાનના હાથમા આપ્યો.

તે શખ્સ તેના શત્રુની ઇચ્છાને ઘણો અનુકૂળ થઇ પડે છે,

કે જે તેના શુભેચ્છકોની શિખામણ સાભળતો નથી.

મોમિનખાને સોગન પર જણાવ્યું કે આવું લખવામા મહમદ હાશમની મતલબ ને મરજી આપણી વચ્ચે અણબનાવરૂપી પત્થરો ફેંકવા તથા જેઓ જાન ને દિલથી એકબીજાના મિત્ર છે તેમના મન ઉંચા કરવા સિવાય બીજી નથી. અંદરખાનેથી મહમદ હાશમ તારી સાથે દોસ્તીના

દેખાવને બહાને મારી સાથે દુસ્મનાઇ કેળવે છે, માટે દરેક રીતે તારૂં મન નિશ્ચિંત રાખવું. સલીમ તેની નોકરીમા હતો નહિ, એટલે પણ કહ્યું કે તારા દત્તક છોકરા ગુલામ હુસેનને એક આરબ ટૂકડી સાથે લઈ આવ, હું તેમને મારી નોકરીમાં દાખલ કરીશ. સ્વાર્થિ માણસોને એક નવું બહાનું મળ્યું, અને તેના પર નવો આક્ષેપ મૂકી એવું જણાવવા માંડ્યું કે એમ પણ બને કે વખતે કોઇ બીજી જગાએથી (મોમિનખાનના) વિરોધનો સુર તેને કાને પહોચે તો તે પણ બીજાઓની માફક બહાર ચાલ્યો જાય; તેથી શ્રેષ્ઠ શવ્વાલ માસની છઠ્ઠી તારીખે પોતાનાં પાચ છ ખાનગી માણસો લઇ જ્યારે પોતાના પગારનો ખુલાસા કરવા સલીમ મળવા આવ્યો ત્યારે મોમિનખાને તેને કહ્યું કે કેટલીએક એવી બાબતો છે કે જેને સંબંધે મ્હોડામ્હોડ વાતચીત કરવાનું સલાહ ભરેલું નથી, માટે ગુલાબરાય પેશકાર કહે તેમ કરવું. એમ કહી ઉઠી અંદર ચાલ્યો ગયો એટલે ગુલાબરાયે કહ્યું કે હમણા થોડાં નાણાની જરૂર છે, અને તે વગર વ્યાજે કરજે આપવાં. સલીમે જવાબ આપ્યો કે મારી પાસે જે કાંઈ છે તે એમનું જ છે. મ્હેં દિલ ને જાનથી એમની મૈત્રી કરી છે તો પછી પૈસો શુ ચીજ છે? પરંતુ મારી પાસે રોકડ નાણુ નથી. ઘોડા ને ઉંટ જે હાજર છે, તે આપવામા વાંધો નથી. આવા જવાબથી પોતાને ખોટું લાગ્યુ છે એમ મોમિનખાને બતાવ્યુ. આ અરસામાં તેની જોડે આવેલા માણસોમાથી એક જણ પોતાની બુદ્ધિથી પામી ગયો કે ઘાટ કાંઈ બીજોજ ઘડાય છે, એટલે તેણે અરબ્બી ભાષામા તેને તે વાત સમજાવી, તે ઉપરથી તે તરતજ મહમદ રશીદબેગને ઘેર જતો રહ્યો. તેણે તેના પ્રત્યે મુરવ્વત દેખાડી તેની આબરૂ બચાવવામા પોતે ભાગીદાર થયો. નાદિરશાહી મોગલોની એક ટૂકડી તથા તોપચીઓને હુકમ થયો હતો તે મુજબ તેઓએ દરબારમાથી બહાર નીકળી, ચંદ્રની આસપાસના ફરતા કુંડાળા માફક, સલીમની આસપાસ ગોઠવાઇ જઇ, તેને ઘેરી લીધો, અને તેને ન્હાસી છૂટવાનો રસ્તો આંતરી લીધો. તેર રાત ને તેર દીવસ તે એવી સ્થિતિમા પડી રહ્યો, અને જ્યારે છૂટવાની યા મુક્ત થવાની તક ન મળી ત્યારે ઘણી ખાટાખાટ બાદ છવીસ હજાર રૂપીઆ આપવા કબૂલ થઇ છૂટ્યો, અને ગમે તેમ કરી, સ્ત્રીઓના દાગીના, અને ઘરનો સરસામાન વેચી, ને કરજ કરીને પણ તેનું મન મનાવ્યુ.

આ પૃથ્વીપર ખરેખર વફાદારીની ગધ સરખી નથી.
આ હાડકામાં વફાદારીનો માવો નથી.

મોમિનખાને પોતાના એક ભરોંસાદાર માણુમને પેશવા પાસે મોકલી, પોતાને પૂણે આવવાની ઇચ્છા છે એમ દર્શાવ્યુ. ત્યાંથી ત્યાંના કામદા માથે સદાશીવ રામચંદ્ર તથા દામાજી ગાયકવાડના નામપર એવા પત્ર આવ્યા કે ખંભાતને હેરાન ન કરવું તથા મોમિનખાનને મુસાફરીનો પરવાનો આપવો. મોમિનખાને મુસાફરીના સરમામાનની તૈયારી કરી, મજકૂર પત્રો સદાશીવ રામચંદ્ર પર મોકલી, પરવાનાની માગણી કરી. તેણે જવાબ લખ્યો કે ત્યાં (ખંભાત)નો આમિલ હિસાબમાં કેટલોક ફેર હોવાનું બતાવે છે, તો તે ફેરવાળી રકમો સંબંધે તેને ખાતરી કરી આપી પછી જવું. આને લીધે થોડી ઢીલ થઇ. દામાજીને રહેવા દેવા માટે સદાશીવ રામચંદ્રે ફરીથી લખ્યું, ને પોતે તોપખાનાની સામગ્રી તથા મુસાફરીનાં સાધન તૈયાર કરવા માટે છાવણીમાંજ મુકામ રાખ્યો. કચ્છના જમીનદાર રાય લખપતના મનમા લાબો વખત થયા મનસબ તથા રાજાનો ખેતાબ મેળવવાની સ્પૃહા રહ્યા કરતી હતી, તેથી તેણે પોતાની એ મુરાદ પાર પાડવા પૃથ્વીપતિ ફિરદૌસ આગામગાહના સમયમાં તેમની દરબારમાં વકીલો મોકલ્યા હતા, અને વિશ્વવિખ્યાત કચ્છી ઘોડા ને ગુજરાતી બળદ, અને બીજાં નજરાણા અરજીઓ સાથે પૃથ્વીરક્ષકની દરબારમા તેમજ માસ્રાજ્યના કારભારીઓ પર મોકલ્યા કરતો હતો, એટલે તેને એક મનસબ આપી, મિરઝા રાજા લખપત એ ખેતાબથી સન્માનીત કરવામા આવ્યો હતો. તેના મનમા હતું કે જે કચ્છની પાસે આવેલુ છે તેની સૂબેદારી મેળવવા હમેશ ખાનગી રીતે ઇચ્છા રહ્યા કરતી, તેથી તેણે એક વિશ્વાસુ માણુસને સદાશીવ રામચદ્ર તથા દામાજી ગાયકવાડ પાસે મોકલી, લશ્કરના સરજામનું ખર્ચ આપવાની શરતે તેમની મદદ માગી, એટલે સદાશીવ રામચંદ્ર તરફથી રણછોડદાસ ને દામાજી તરફથી સેવકરામને નીમવામાં આવ્યા કે તેમણે ત્યા જઈ કોલકરારના પાયાને દઢ કરવા. ભરૂચના આમિલ ને ફોજદાર નેકનામખાનને આ સાલમા મનસબનો ઈઝાફો, બહાદૂરનો ખેતાબ, અને ઝુંડા ને નગારાની ભેટનું માન આપવામા આવ્યું.

# સદાશીવ રામચંદ્રનું દામાજી ગાયકવાડ જોડે ખંભાત બંદર તરફ કૂચ કરી જવું અને ત્યાંથી બંદોબસ્ત કરવા તથા પેશકશ ઉઘરાવવા જવું, નાઝની ફેર-ફારીમાં શહેરના નાયબ તરીકે સંતોજીનું નીમાવું, સુરત બંદરમાં રેલ આવવાની ખબર આવવી અને દામાજી ગાયકવાડનું પૂણે જવું



નાઝની ફેરફારીમા પોતાના મ્હોટા ભાઈ સંતોજીને સદાશીવ રામચંદ્રે શહેર નાયબની જગાએ નીમી હિ. સ ૧૧૭૨ ના પવિત્ર મહોરમ માસની ત્રેવીસમી તારીખે દામાજી ગાયકવાડને સાથે લઈ કૂચ કરી, અને શહેરથી બે કોસ દૂર આવેલા ગામ ઈસનપુર આગળ આવી મુકામ કર્યો. સુરત બંદરેથી ખબર આવી કે તે મહીનાની અઢારમી તારીખે તાપી નદી જે કિલ્લા નીચેથી વહી દરીઆને મળે છે તેમા પાણી ઉભરાઇ જવાથી, રેલના પાણી શહેરના વસ્તીવાળા ભાગમા પેસી ગયા ને લોકોને નાશના ભયંકર વમળમા ગરક કરી દીધા, અને ઘણા મજબૂત ને સંગીન મકાનોના પાયા હાલી ઉઠતા તે પડી ગયાં. દરીઆ અને જમીન માર્ગે વેપાર કરનાર વેપારીઓના માલમતા ને કાપડ બગડી જઈ નાશ પામ્યાં. બે દીવસ ને રાત રહ્યા બાદ તેનું જોર ને (મોજાનુ) ઉછળવું ઓછું થયું. એજ રીતે નર્મદા નદી પણ તાપી જોડે હરીફાઈમા ઉતરી, ને પોતાનો સાધારણ મારગ છોડી ભરૂચની તથા કિનારાપર આવેલા ગામડાંઓની ખરાબી કરી. એજ માસની પચીસમી તારીખે પાછી બીજી વખત સુરત બંદરે તાપી નદીમા રેલ આવી, પણ આગળ કરતાં ઓછી, અને ત્યાના રહેવાશીઓના જાનમાલના નાશનું કારણ થઈ પડી. સૂબાના સદરનો ઓહ્દો માત્ર નામનો જ અને વગર આમદનીનો હતો તેથી મહમદ મુનવ્વર ઉદ્દીનખાન સુરત ચાલ્યો ગયો હતો તેની ફેરફારીમાં સદુસ્સદૂરની મહોર સાથની બાદશાહી સનદ રજુ કરી ગુલામ હુસેનખાન વલદે અબદુલ હમીદખાન, તે (સદરને) ઓહ્દે બેઠો. વઝીફા, સદાવરત, જીવાઈદારો તથા સૈયદોને અપાયેલી જમીનોનો મામલો લાંબા સમયથી કથળી ગયો હતો, અને નાઝિમોની કમ

મહેરળાનીથી ધર્માદા સંસ્થાઓનાં બારણા બંધ થઈ ગયા હતાં, અને તે બાબત કોઈ સદર પાસે લઇ જતું ન હતું, એટલે તેને માત્ર ઓદ્દાના નામ સિવાય ન હતી ઓદ્દાને અંગે કાંઇ પ્રાપ્તી કે કાંઈ કમાણી. ટૂંકામા કૂચ કરી સદાશીવ રામચંદ્ર મોજે ખેડે આવ્યો ને ત્યાંની જમાબંદીનો નીકાલ મહમદ હીરા-ન જોડે કરવા-કારણ તે દામાજીને હિસ્સે આવેલું હતું-ત્રણ (દીવસ) મુકામ રાખી, ખંભાત બંદર તરફ ગયો, અને બંદરને મીમાડે છાવણી નાખી. પૂણે જવાને ઇરાદે મોમિનખાન શહેર બહાર નીકળ્યો હતો તે પાછો કિલ્લામા પેસી ગયો, અને બુરજ ને ગઢીને સાચવવા લાગ્યો, અને દામાજીને વચમા રાખી તેની જોડે વાતચીત કરવા કારભારીઓને (બહાર) મોકલ્યા. ત્યા મુકામ હતો તે અરસામા જુનાગઢથી ખબર આવી કે પવિત્ર મહોરમ માસની પચીસમી તારીખે ત્યાંનો ફોજદાર શેરખાન બાબી કુદ-રતી મોતે આ નાશવંત દુનીઆને છેલ્લી સલામ કરી કાયમની દુનીઆમાં ચાલ્યો ગયો હતો.

જે જનમ્યો, તેને ન છટકે પીવો પડે છે
જમાનાના પ્યાલામાથી "દરેક ચીજ જે જમીન પર છે, તે નાશવંત છે" એ જાતનો શરાબ.

કારભારીઓએ તેના પુત્ર મહમદ મહાબતને તેની જગાએ બેસાડયો હતો. સદાશીવ રામચદ્રે ત્યા વીસ દહાડા મુકામ રાખ્યો, અને પોતાના ભાગના તફાવતના વીસહજાર રૂપીઆ જે પોતાના માણુસોના જાહેર કરવા મુજબ મોમિનખાને પચાવી પાડયા હતા, ને જે વિશે પોતાના મનને ખાતરી થઈ હતી તે લઇ લઇ, ત્યાથી મોજે કહોણુ ને ત્યાથી ખંભાત ચોરાસીના ગામ ઉમેઠા કે જ્યાનો જમીનદાર સૂબાના નાઝિમને પેશકશ આપતો હતો ત્યા જઈ મુકામ કર્યો. એ અરસામા દામાજીને ઘણીજ તાકીદથી બોલાવવાના પેશવાના પત્રો આવવાથી કાંઇ બહાનું કાઢવાનો અવકાશ કે ત્યા ગયા સિવાય બીજો રસ્તો રહ્યો નહિ, તેથી ઉમેઠાની પેશકશનો નીકાલ કરી, મહી નદી પાર ઉતર્યો, અને પોતાના ભાગની પેશકશ ઉઘરાવવા પોતાના પુત્ર સિયાજીને સોરઠ જિલ્લા તરફ મોકલી પોતે પૂણાને રસ્તે પડયો. શેરખાન બાબીના વતનનો મહાલ-વાડાસીનોર, જ્યાં થોડા વરસ થયા તેનો દીકરો સરદાર મહમદખાન રહેતો હતો અને જે અમદાવાદના બખેડા દરમ્યાન પેશવાનો અરધભાગ પચાવી બેઠો હતો, તેમજ વીરપુર પરગણાની દેસાઇ કોમ જેની પાસથી લુણાવાડાના જમીનદાર દીપસિંગ જોડે મળી જઈ તેણે દ૮ લીધો હતો

તેથી તેની સામે થવા, તેની મદદ માગવામાં આવી હતી, તેને લીધે, સદા-શીવ રામચંદ્ર વાડાસીનોર કસબે ગયો. સરદાર મહમદખાન પુરજુવાનીમાં હતો, તે તેના કારભારી સુલતાન હબશીની સલાહ મુજબ કિલ્લાનો આશ્રય લઇ વિરોધ કરવા અટકાવરૂપ ઢાલ માથાપર રાખી સામો થયો અને કોટની દીવાલપરથી તેને હાંકી કાઢવા હાથ લંબાવ્યો. બંને બાજૂ તરફથી તોપ બંદૂકની ગોળીઓ વડે યુદ્ધનો આતશ ને જંગનો અગ્નિ સળગાવવામાં આવ્યો. આવી રીતે થોડા દહાડા ચાલ્યા બાદ એક દહાડો રાત્રે સદા-શીવ રામચંદ્રે સીડીઓ ગોઠવી તેના પર ચઢવાનો હુકમ કર્યો, અને સિપાઈઓને હીંમત આપવા પોતે આવી ઉભો. થોડા માણસ હીંમત કરી ઉપર ચઢી ગયાં, એટલે રક્ષકોને તેની ખબર પડી તેથી તોપબંદૂકની લડાઈ ચાલી એટલામા દીવસ ઉગ્યો અને પૃથ્વીને પ્રકાશીત કરી. આને લીધે કામ આગળ વધશે નહિ એવું લાગવાથી કેટલાક જખમી થઇ પાછા ફર્યાં. સરદાર મહમદખાને જોયુ કે આનો નીકાલ કર્યાં સિવાય છૂટકો નથી, એટલે ત્યાના મુકાદમ ( મુખી ) જોડે સુલતાનને મોકલી ત્રીસહજાર રૂપીઆ આપવાના કબૂલ કરી, જામીન તરીકે સુલતાન તથા મુકાદમને ત્યાં રાખ્યા. પોતાની બહાર નીકળવાની, સદાશીવ રામચંદ્રના આવવાની તથા વીસહજાર રૂપીઆ લેવાની હકીકત, બીજે રૂપે લખી એક ઝડપી કાસદ જોડે, થોડી ભેટ સોગાદ તથા પોતાને આવવાને થતી ઢીલના કારણસાથે મોમિનખાને પેશવા પાસે મોકલી હતી. તે રકમ પાછી આપવા બાબત તથા મોમિનખાનને લઈને આવવા માટે હુમેન નામે એક યસાવુલ ( સરદાર ) તથા કેટલાક કાસદો પત્રો લઇ આવી પહોચ્યા. મોમિનખાને તેને સદાશીવ રામચંદ્ર જેનો વાડાસીનોરમા મુકામ હતો તેની પાસે મોકલ્યો. સદાશીવે જવાબ આપ્યો કે એ રકમ ( આપણા ) ભાગના તફાવત પેટે હિસાબે નીકળની હોવાથી મેં લીધી છે, તેમા કશુ ખોટું કર્યુ નથી, એમ કહી તે સરદારને વદાય કર્યો, અને પોતે લુણાવાડાનો જમીનદાર દીપસીંગ જેના તરફ લાબો વખત થયા નાઝિમોને જવાનુ બનતું ન હતું, તેની તરફ ગયો. જમીનદારે ત્યાના કોટની પાછળ આસરો લઇ, તોપબંદૂકના મારાથી યુદ્ધરૂપી ઘંટી ફેરવવા માડી. તેને સખ્ત કરવી એવો સદાશીવ રામચંદ્રે પોતાના મન સાથે નિશ્ચય કર્યો અને મોરચા બાંધવા ને આગળ ધપાવવાનો હુકમ આપ્યો, તથા પોતાના લશ્કર સાથે સરદાર મહમદખાનને બોલાવ્યો કે જેથી તે આવી તને મદદ કરે. તે અબ્દુલ્લા ઝુબેદી અને આરબોની ટોળી સાથે બે સવાર ને પ્યાદા લઈ

આવી પહોંચ્યો. થોડા દહાડા રાત ને દહાડો ઝપાઝપી ચાલુ રહ્યા બાદ, ત્યાં પાડોશમાં એક ન્હાની ટેકરી આવી હતી તેના પર સદાશીવ રામચંદ્રની નજર પડી. ગાઢ જંગલ ને ઝાડોના સમૂહનેલીધે તેના ઉપર ચઢવું એ ઘણું અઘરૂં ને બહુ મુશ્કેલ કામ હતું તેથી તે જંગલ ને ઝાડ કાપી નાંખવાનો હુકમ કર્યો, અને દીપસિંહના રહેવાના મકાનની સામે આવેલી ઉંચી જગા પર લાબે ગોળા ફેંકતી તોપ ઘણી મહેનતને લઇ જઈ ગોઠવી, અને થોડા ગોળા ફેંકયા તે ત્યા જઇ પડયા એટલે ભેજાં વગરના તેના મગજના મહેલમાથી અર્ચબા અને ગર્વનો ધુમાડો નીકળી ગયો, ને તેથી ન છૂટકે વસીલાને હાથે ક્ષમા અને પશ્ચાત્તાપનો પાલવ પકડી હાજર થઇ પચાસહજાર રૂપીઆ આપવા કબૂલ થયો અને જામીન આપ્યા. સરદાર મહમદખાનને જવાની રજા આપી સદાશીવ રામચંદ્ર પોતે મોડાસા પરગણા તરફ રવાના થયો. પરગણે ઇડર તાબે આવેલું ગામ વલાસણા જે જવાનમર્દખાનના તાલુકાના વડનગર કસબાથી સાત કોસ છેટું આવેલું છે ત્યા, રસ્તામા આવતી દરેક જગાની હાલત તથા શક્તિમુજબ જમાબંદી કરી, મહેસુલ લેતો લેતો આવ્યો, અને ત્યાથી જવાનમર્દખાનના તાલૂકા વીજાપુરને તાબે આવેલા આકલૂજ ગામે છાવણી નાંખી. જોરાવરખાન જે વીસલનગરમા ને ત્યાથી પાસે જ હતો તે આવી તેને મળ્યો. એજ અરસામા રણછોડદાસ ને સેવકરામ જે રાજા લખપત પાસે કચ્છ ગયા હતા તેઓ પાછા ફરી શહેરમા આવી પહોચ્યા, અને રણછોડદાસ ત્યાથી સદાશીવ રામચદ્ર પાસે આવવા રવાના થયો. પહેલા જમાદીમાસની પાચમી તારીખે જ્યારે સદાશીવ રામચદ્ર સમનબર(?)ને રસ્તે પાલણપોરની સરહદમા આવી પહોચ્યો ત્યારે ત્યાના ફોજદાર મહમદ બહાદૂરે, કોટની દીવાલ કે જે એ અરસામા તેણે બાધી તેનાપર બુરજ ને ગઢીઓ બનાવી હતી, તેને આશરે રહી, લડાઇ કરવા માડી. જવાનમર્દખાન, તેને બોલાવવામાં આવ્યો હતો તે મુજબ, એ મહીનાની નવમી તારીખે, સવાર ને પ્યાદાનું આશરે એક હજાર માણસનું લશ્કર લઈ, એ લડાઇમા ભાગ લેવા આવી પહોંચ્યો. આ લડાઈ આશરે એક માસ લબાઇ, અને તે મુદતમાં આસપાસ ને આજૂબાજૂના ગામડા લૂંટાઈ તારાજ થઇ ગયા. ગામડાઓમાથી મળેલી લૂંટ કે જે પણ મ્હોટી રકમની હતી, તે ઉપરાંત પાંત્રીસહજાર રૂપીએ જવાનમર્દખાને વચમા પડી ફેંસલો કરાવી આપ્યો અને જામીન આપવામા આવ્યો. બીજા જમાદીમાસની નવમી તારીખે ત્યાથી કૂચ કરી, તથા ઉંઝા ને ઉના આગળથી જવાનમર્દખાનને તેના ભાઈ સાથે જવાની

રાજ આપી, પોતે ઝાલાવાડ તાબે **લી**મડી તરફ ગયો. રસ્તામાં કરોસણના જમીનદાર **સોજા** પાસે દસહજાર રૂપીઆ લઇ, કૂચ પર કૂચ કરી **લી**મડી આવી પહોચ્યો. ત્યા મોરચા ઉભા કરી યુદ્ધનો અગ્નિ સળગાવવા માંડ્યો. એજ અરસામા શહેર નાયબ **સ**ંતોજી, તે **સ**દાશીવ **રા**મચંદ્રના ભાઈએ, **સા**બરમતીના કિનારાપર આવેલા **રા**યખડ દરવાજાની લગોલગ કોટની જે દીવાલ **શ્રી**પતરાવના વખતમા રેલને લીધે દોલાબો ( રહેંટ ) સાથે નાશ પામી હતી, તે દીવાલને, **સા**રંગપુર દરવાજા બહાર આવેલી **સીદી** બશીરની મસ્જિદના પત્થરો મંગાવી, દુરસ્ત કરવી શરૂ કરી. થોડો વખત ત્યાથી પત્થરો આણ્યા બાદ તે જગા દૂર પડવાથી, એક બીજી મસ્જિદ જે **ખા**નજહાનના દરવાજા પાસે આવેલી છે ત્યાથી પત્થર લાવી, દીવાલને સખત પત્થર ને કાગરાથી ઘણી મજબૂત બનાવી. દોલાબ ( રહેટ )ના માલેકોમાથી કોઇ જીવતુ રહેલું નહિ, અને તેમના વારસોમા તે દુરસ્ત કરવાની શક્તિ નહિ, એટલે તે તો ખંડીએર સ્થિતિમા જ રહ્યા

## સુરત બંદર લેવાને ઇરાદે સૈયદ મોઈનુદ્દીનખાન ઉર્ફે સૈયદ અચ્છનનું પૂણેથી આવવું, ત્યાંના કિલ્લેદાર અહમદખાનની મદદથી તે હસ્તગત કરવું અને અલીનવાઝખાનનું ખસી જવું

હિ. સ. ૧૧૬૨ ની સાલના બનાવોનું પૂર્વે વર્ણન કરતા જણાવવામા આવ્યુ છે કે સૈયદ મોઇનઉદ્દીનખાન ઉર્ફે સૈયદ અચ્છન સુરત બંદરેથી નીકળી જઇ ઔરંગાબાદ પેશવા પાસે ગયો હતો, અને સફદર મહમદખાન આવી દાખલ થઈ ગયો હતો આ અરસામા તેણે સફદર મહમદખાનના મોતની તથા તેની જગાનો અધિકાર અલી નવાઝખાને મેળવ્યાની ખબર સાભળી, પોતાનું વેર વાળવા તથા સુરતની હાકમી પાછી મેળવવા, મુઝફ્ફરખાન ગાર્દીની મારફતે પેશવા પાસે અરજ કરી અને કહ્યુ કે,

> મારે કોઇ બીજા માણસ આગળ ફરીઆદ કરવાની નથી,
> મારા દિલને દુ:ખ તો મારા પોતીકા જ આપે છે.

તેણે કેટલોએક વખત તેની સોબતમા રહેવાનું પસંદ કરેલુ હોવાથી તેમજ તે પોતાનો વખત મુસીબતથી કાઢતો હોવાથી પેશવાએ તેની અરજી

સ્વીકારી, અને વિચાર કર્યો કે જો એ ત્યાં સત્તા મેળવી શકે તો ખરેખર મારી મહેરબાનીથી તે હકૂમત મેળવશે; તેથી સુરત બંદરમાં રહેતા વેપારીઓ અને મુખ્ય મુખ્ય માણસોપર તેને મદદ તથા મદદ આપવા કાગળો લખ્યા. તેમજ દામાજી ગાયકવાડને પણ લખ્યું કે તેની કુમક તથા મદદે ઉભો રહે. આ ઉપરાંત મુઝફ્ફરખાન ગાર્દીના કેટલાએક સાથીઓને જોડે આપી તેને વદાય કર્યો. તે મુસાફરી કરતો ને રસ્તો કાપતો સોનગઢ આવી પહોચ્યો. ખરચના પૈસા તથા જરૂરીઆતો સંબંધે મુસીબત તો પડતી, પરંતુ સંજોગ એવો બન્યો હતો કે તેના નસીબના સૂર્યે ઉંચે ચડવા માડયુ હતું, અને તે દૈદ સુભાગ્યની ટોચ સુધી પહોચ્યો હતો, એટલે કેટલાએક કાસદો જેને અહીંની ભાષામાં આંગડીઆ કહે છે તેઓ સુરત બદરના શરાફોના નાણા ખુશ્કરસ્તે બુરાનપુર થઈ ઔરંગાબાદ લઈ જતા હતા, તેઓ ઐન વખતે આવી પહોચ્યા ને તેમનો મેળાપ થયો. આ બનાવને તેણે અદૃષ્ટની ફતેહ ને ઇશ્વર તરફની સહાય લેખવી, તે નાણા લઇ લીધા, અને કૂચ કરી સુરત બંદરથી બાર કોસ દૂર આવી પહોચ્યો અને સિપાઇઓ એકઠા કરવા પ્રયાસ આદર્યો, તથા ભરૂચના ફોજદાર નેકનામખાન પાસે મદદની માગણી કરી. આસપાસ ને આજૂબાજૂના સિપાઈગીરીનો ધંધો કરનારાઓ આને પોતાની રોજીનુ સાધન ગણી એકઠા થઇ ગયા. સગપણનો સંબંધ ધ્યાનમા રાખી, સૈયદ અચ્છને અલી નવાઝખાન પ્રત્યે વિનય ને વિવેક વાપરી, તેનાપર સુલેહ કરવાના સદેશા મોકલ્યા, કે જે બની ગયુ તે વિશે બોલવું નહિ; હવે પછી પૂર્ણ અધિકાર સાથે મારા નાયબ તરીકે રહી, આ ઝઘડો મટાડવો. ઘણા મદદગાર ને સહાયકો હોવાને લીધે, તેમજ કિલ્લેદાર અહમદખાન જોડે મૈત્રી હોવાને લીધે, અહંકાર અને મગરૂરીએ તેને સલાહ સંપના માર્ગથી દૂર ફેંક્યો.

અહકારની રગ એ બેવકૂફીના વૃક્ષની એક ડાળ છે,
અહંકારને લીધે કોઇ પણ માણસ પોતાને ઓછો ધારતો નથી.

વિધાતાએ કાંઈ બીજુંજ નિર્માણ કરેલું હોવાથી, આ પ્રમાણે કરવાની તેણે ના કહી.

માણસ ગમે તેટલો બુદ્ધિશાળી હોય,
છતાં વિધાતાએ નિર્માણ કરેલી બાબતમાં આધળો ને ગાફેલ બની જાય છે.
કોઇને પોતાનાથી બીજો વધારે વહાલો હોતો નથી,
પછી તે અજ્ઞાન હોય કે બુદ્ધિશાળી હોય.

સૈયદ અચ્છન વધારે નજદીક આવી, યોગ્ય પ્રસંગની રાહ જોતો

બેઠો. અલી નવાઝખાનની પ્રકૃતિમાં વાત (વાયુ)નો અંશ વધારે હતો એટલે તેના કારભારીઓમાંથી ઘણાખરા, જેવા કે ઝફરયાબખાન હબશી, અને વલીઉલ્લા અને બીજા કેટલાએક, તેનાથી નારાજ ને અસંતુષ્ટ થયા હતા, અને ભય ને આશા વચ્ચે વખત કાઢતા હતા, તેથી તેમણે માંહોમાંહે મળી જઈ અંગ્રેજોની મારફતે સૈયદ અચ્છનને લઈ આવવાની બાજી રચી. સૈયદ અચ્છનના નજદીક આવી પહોંચવાની ખબર અલી નવાઝખાનને થતાં તેણે અહમદખાન કિલ્લેદારને કહ્યું કે, સૈયદ અચ્છનની સામે થવા જે લશ્કર હું મોકલું છું તેમાં તારાં માણસ પણ મોકલ. આ બાબતની ઝફરયાબખાન અને બીજાઓને ખબર પડતાં તેમણે તેની જોડે બુદ્ધિશાળી તેમજ સાધારણ જ્ઞાનવાળી દલીલો કરી અને એમ પણ કહેવાય છે કે નાણાંની લાંચ આપી, અને તેને મદદ કરતાં અટકાવ્યો, અને તેમણે સૈયદ અચ્છન જોડે મિત્રતાની ગાંઠ બાંધી. આને પરિણામે જ્યારે બીજે દીવસે અલી નવાઝખાને પોતાની ફોજને યુદ્ધનાં હથીઆર તથા સામગ્રી સાથે તૈયાર કરી ત્યારે કિલ્લામાંથી એક પણ માણસ આવ્યું નહિ. જેઓ ગયા તેમણે તોપ બંદૂકની લડાઇ કરી, જેમાં કેટલાએક માર્યા ગયા ને કેટલાએક જખમી થયા અને તેઓ હારી પાછા ફર્યા. અહમદખાન તરફથી મદદ ન મળી એટલે અલી નવાઝખાન ગુસ્સે થયો અને તેના ઉપર ગુસ્સા ભરેલા સંદેશા તથા કઠોર વચન ને ધમકીના પેગામ મોકલ્યા. કિલ્લેદારે સૈયદ અચ્છનને સૂચના કરી કે તેણે તાપી નદીને પેલે પાર આવેલો રાંદેર કસબો કે જે કિલ્લાની સામે આવેલો છે ત્યાં આવી પડાવ નાખવો.

પાળેલા પક્ષીને ગમે તેટલું દૂર ફેંકો ( ઉરાડો )
તોપણ "આવ, આવ" કહેતાની સાથે ખુશીથી પાછું આવે છે.

આ ગેબી બનાવ બનવાને તેણે સમય તરફથી મળેલું સુભાગ્ય અને નસીબ તરફની યારી ગણી; વળી એજ અરસામાં નેકનામખાને મોકલેલી લગભગ પાંચસો સવાર ને પ્યાદાની ટુકડી મદદમાં આવી પહોંચી આગળનાં ને હમણાં આવેલાં માણસો મળી લગભગ ચાર હજાર માણસનું લશ્કર થયું હતું એટલે પહેલા રબી માસની વીસમી તારીખે આવી તેણે રાંદેર કસબાનો કબજો લીધો અને અલી નવાઝખાન તરફથી મસુદ નામનો હબશી ત્યાં રહેતો હતો તેને કેદ કર્યો. વળી લૂંટફાટ કરી એટલે પૈસાની છૂટ થઈ અને એ રીતે સ્વતંત્રતા મેળવી. અલીનવાઝખાન પાસે જોકે

આઠનવ હજાર માણુસનું લશ્કર હતું તોપણ કિલ્લેદારના વિશ્વાસઘાતને લીધે તથા બીજા અમલદારોની બેવફાઈ જેને વિષે તે અનુમાન કરતો હતો, તેના ભયથી તેની સામે થવા જેટલી પોતે હીમત કરી શક્યો નહિ; તેથી નછૂટકે અહમદખાન સાથે દોસ્તી કરવા રૂપી દરવાજો ઠોકવા માડ્યો, પણ કાંઈ જવાબ મળ્યો નહિ. તેણે તો ઉલટો સૈયદ અચ્છનના છોકરા સૈયદ હફીઝ ઉદ્દીનખાનને કિલ્લાની બારીમાથી અંદર લઈ લીધો, અને બીજા રબી માસની પહેલી તારીખે, કીલ્લેદારની સુચના મુજબ, લગભગ મધરાતે સૈયદ અચ્છને હોડીમા આવી હકીકતખાનની સરાઈમા મુકામ કર્યો, અને જે ટોળી તેને મળી ગઈ હતી તેને લઈ ઝફરયાબખાન તેને આવી મળ્યો. બીજે દહાડે સવારે, સૈયદ અચ્છનના માણુસો અહમદખાનના માણસોની સાથે કિલ્લામા હાકેમને રહેવાના મકાન (દરબાર) પર હુમલો કરવા ગયા અને તોપ બંદૂકની લડાઈ ચલાવી. બને તરફના લગભગ નવસો માણસ મુઆ ને જખમી થયા એક બીજાની સામે મોરચા બધાયા શહેરનું રક્ષણ કરતા મોટના દરવાજાઓ પર કિલ્લેદારના અને સૈયદ અચ્છનના માણસો રખેવાળ તરીકે બેસી ગયા અને આવજાવના દરવાજા વાસી દીધા કિલ્લા-પરથી અજગરના મ્હોડા જેવી તોપોએ દરબારપર અગ્નિવરસાવવા માડયો. અલીનવાઝખાનનો ખાનસામા અમાનુલ્લાખાન પણ તેને છોડી જતો રહ્યો. કાર્યકર્તાઓને આવી રીતે ચાલ્યા જતા જોઈ લશ્કરની દશા પણ ચગી ગઈ, અને પરિણામ બુરૂ આવશે એમ ધારી સિપાઈઓએ પોતાના પગારનો તકાદો કરવા માડયો તે સમય સિપાઇઓને નારાજ કરવાનો નહતો એટલે જે રકમ દરેક માણસે જણાવી તે તેને આપી રસીદ લીધી, અને દરેક જણને દિલાસો આપી તેનું મન મનાવી તેમને મોરચાપર મોકલ્યા હવે ખોરાક તો જોઇએ અને અનાજ આવવાના રસ્તા બધ થઈ ગએલા હતા, અને જે કાઈ મધરી રાખ્યુ હતું તે ખાનસામા અમાનુલ્લાએ દગો કરી એક એવી જગાએ ભરી રાખ્યુ કે કોઇને જડે નહિ

મિત્ર દેખાતા દુશ્મનથી દૂર રહે
બળતા આતશથી જેમ સુકું બળતણ (દૂર) રાખવામા આવે છે તેમ

તેણે બે ત્રણ પહોર ગમે તેમ કાઢી નાખ્યા. છેવટે પખાલીઓ પણ ન્હાસી ગયા, એટલે ખોરાક ઉપરાંત પાણીનો પણ અભાવ થઈ ગયો. કાજી સૈયદ કમાલુદ્દીન અલીનવાઝખાન જોડે (મબગી) સગપણથી બધા-એલો હતો, અને તેનો દોસ્ત પણ હતો, એટલે નવમારી દરવાજાનો મોરચો જતી લઈ (ઉઠાડી દઈ) તે બાજૂ આસપાસથી ધામદાણો લાવી

પરિસ્થિતિ સુધારવાને શુભ ઇરાદે થોડા માણસો લઈ પોતે તે તરફ ગયો, અને દુશ્મનો પર હુમલો કર્યો, પરતુ અકસ્માત્ બંદૂકની એક ગોળી કપાળના લમણાપર વાગવાથી ઇશ્વર શરણ થયો.

બંદૂકની છાતીમાંથી એક ગાઠ છૂટી ગઈ.

જુલમ થયો, મૃત્યુ થયું, વિજળી જેવી આફત આવી.

તેના સાથીઓએ ત્યા ઉભા રહેવાને બદલે ન્હાસી જવું વધારે પસંદ કર્યું અલીનવાઝખાન હવે મુઝાઈ ગયો એટલે તેના શુભેચ્છકોની સલાહ મુજબ જાહેર રીતે સુલેહનો સંદેશો મોકલ્યો, અને તે મહીનાની પાચમી તારીખ ને શુકરવારે દરબાર ખાલી કરી સોદાગરવાડમાં પોતે ઘર ખરીદ કર્યું હતું ત્યા રહેવા ગયો શુભ મુહૂર્તની રાહ જોતો સૈયદ અચ્છન તે સગઈમા રોકાયો અને મુતસદ્દીના રહેવાના મકાનમા અગીઆરમી તારીખે દાખલ થઈ રજૂ થએલા કામો કરવા તથા વ્યવસ્થા કરવા લાગ્યો. ભરૂચથી મદદમાં આવેલાં માણસોને પોશાક ને ઘોડાઓ ભેટ આપી વદાય કર્યા.

## લોખંડ જેવા પાયાવાળો સુરતનો કિલ્લો અંગ્રેજોના તાબામાં જવો, હકૂમતના કાર્યમાં તેમણે સત્તા મેળવવી, સૈયદ મોઈનઉદ્દીનખાનના નાયબ તરીકે ફારેસખાનનું નીમાવું અને અહમદખાન કિલ્લેદારનું બરતરફ થવું

સુરતના મુબારક બંદરના લોખંડ જેવા (મજબૂત) પાયાવાળા કિલ્લાનું અંગ્રેજોના કપ્તાનના તાબામા જવુ એ આ સાલના બનાવોમાનો એક છે. આ ટૂંક હકીકતની વિગત એ છે કે વેપારીઓ અને મ્હોટા માણસો, ખાસ કરીને અંગ્રેજોના કપ્તાનની ઇચ્છા, સલાહ, મસલત કે તેમનો મેળાપ સાધ્યા વિના, હાફેઝ મસૂદખાન હબશીના પુત્ર અહમદખાન કિલ્લેદારે, અનુભાવ અને આપખુદીને વશ થઇ સૈયદ મોઇનઉદ્દીનનો પક્ષ લીધો અને કિલ્લેદારની સહાયથી તે પગભર થઈ બેઠો હતો. આને લીધે હબશી કોમનાં તોર ને મગરૂરી આગળ કરતા દશ ગણા વધી ગયા. સૈયદ મોઇનઉદ્દીનખાન તથા તેના ભાઇઓએ ઉભા કરેલા બખેડાના અરસામા, ટોપીવાળાઓનો લાખો રૂપીઆનો માલ હાફેઝ મસૂદખાનના હુકમથી,

લાતીઓ (વખારો) માં નાશ પામ્યો હતો, તે હકીકત તેની યોગ્ય જગાએ જણાવવામાં આવી છે. હબશીઓ હમેશા રમખાણ ઉભાં કર્યાંજ કરતા હતા, અને પોતાની સ્થિતિને યોગ્ય નહિ એવી રીતે વર્તતા હતા, લોકોને સતાવતા અને નુકસાન કરતા હતા, તેમાં અંગ્રેજોના નોકરો જોડે તો ખાસ અદાવત કેળવતા હતા, તે એટલે સુધી કે અત્યાર પહેલાં થોડા વખત અગાઉજ તેમના હાથ તળેના બે પારસી નોકરોનાં ખૂન કર્યા હતાં. આગળ જણાવ્યું છે તે રીતે આ અરસામાં તો તેમણે ખૂબી વાપરી મુતસદ્દી જોડે એકતા સાધી લીધી, બલકે (તેના ઓહ્દાના) કારભારના કામમાં પોતાને તેના ભાગીદાર અને સહકારી ગણવા લાગ્યા, અને શહેરપનાહ (રક્ષણ કર્તા) કોટના દરવાજા પર બંનેના રખેવાળો નીમાયા. આનું શું પરિણામ આવશે તેનો વિચાર કરી અંગ્રેજોના કપ્તાન મી. સ્પેન્સરે ધંધો ને કામકાજ બંધ કર્યા અને પોતાનો (જનરલ) ઉપરી મી. બોર્જર* જે મુંબઈમાં હતો તેને જે બન્યું હતું તેની ખબર આપી. તેને સુરત બંદરની પરિસ્થિતિમાં થએલો બગાડ, તથા સીદીઓએ પકડેલું જોર અને તેમની (વધતી) સત્તા, પસંદ ન પડવાથી, તથા સલતનત (સમ્રાટ) નો ભય હવે કોઈને રહ્યો ન હોવાથી, અને મુંબઈથી પૂણા પાસે આવેલું હોવાથી,–કારણ ત્યાં પહોંચવા માત્ર ૭ દીવસની જ મુસાફરી કરવી પડતી હોવાથી–તથા પેશવાની ફતેહ થતી આવતી હતી તે જોઇ, લાંબા વખતથી પોતે તેની જોડે સલુકાઈથી વર્તતો આવતો હતો અને મહોબતના સૂત્રથી બંધાયો હતો, એટલે અહમદખાનને કાઢી મૂકવા તથા તેને કિલ્લામાથી ખસેડવા માટે, કેટલીક શરતો સાથનો, (પોતાની) મરજી મુજબનો હુકમ મેળવ્યો, અને તેની ખબર સુરતના કમાન સ્પેન્સરને લખી જણાવી, અને સૂચવ્યું કે તેણે (શહેર) બહાર આવી વહાણમા મુકામ રાખવો અને દરીયામા બાર છે ત્યાં લંગર નાંખી પડાવ નાખી યુદ્ધની સામગ્રી તથા બીજી મદદની વાટ જોવી. કિલ્લો મજબૂત તથા સંગીન હતો તે વાત લક્ષમાં રાખી તેમજ સાવચેતી ને સાવધતા વાપરી દીર્ઘદૃષ્ટિ પહોંચાડી પેશવાને વસાઈ બંદરેથી અરમાર (લડાયક વહાણો) તેમજ જમીન રસ્તે એક લશ્કર મોકલવાની માગણી કહી. જનરલની સૂચના મુજબ પોતાનો અસબાબ સ્પેન્સરે વહાણો પર ચડાવી દીધો, અને બહાર નીકળી પડ્યો. કમાનને એકાએક બહાર જતો જોઈ, તેમજ વસાઈથી લડાયક જહાજોને આવતાં જોઈ, તેમજ ફારેસખાન જે હજુ ત્યાં જ હતો તેને જોઇ, સૈયદ મોઇનઉદ્દીન તથા અહમદખાન ચિંતામાં

* Honourable Mr. Richard Bourchier.

પડી ગયા, અને કેટલાએક વેપારીઓને મોકલી તેમના મનને શાંતી આપવા તથા આ હીલચાલનું કારણ શું હતું તે પુછવા મોકલ્યા. તે તો જનરલ તરફથી હુકમ આવવાની રાહ જોઇ બેઠો હતો, છતાં વખત વિચારી જઈ હુસ્યારીથી તેણે જવાબ આપ્યો કે મારા મનને કશી બાબતની શાતી (ખાત્રી) ન હોવાથી હું એક બાજૂ ખસી ગયો છું. વળી હું તો જનરલના હુકમને તાબે છું, તેથી જેમ હુકમ મળશે તેમ વર્ત્તીશ. આ અરમામા જમીન માર્ગે આવતું મરાઠાનું લશ્કર શહેર બહાર આવી પહોચ્યું તેથી શહેરમા વસનારાઓના મનમાં બહુ ભય ને ત્રાસ પેસી ગયા. સ્પેન્સરે, સૈયદ મોઇન-ઉદ્દીનખાન, સૈયદ ઇદ્રુસના મદના મુતવલ્લી સૈયદ અબદુલ્લા, ચલપી તથા બીજા મુખ્ય મુખ્ય માણુસો પર એવો પત્ર લખી મોકલ્યો કે બંદરમાં જોર જુલમ ને અવ્યવસ્થા હદ બહારના વધી ગયા છે, તેથી વેપારીઓ નિરાંત મને ધધો કરી શકતા નથી. જનરલના મનમાં એ વાત ઘોળાયા કરે છે કે બાદશાહના મુલકમાં તો સહીસલામતી જોઇએ અને કોઇપણ માણસની આબરૂને નુકસાન ન થવું જોઇએ. યા કોઇનો પક્ષપાત ન થવો જોઇએ. અહમદખાન કિલ્લેદારના માણસે વગર કારણે હમારા હાથ તળેના બે માણુમના ખૂન કર્યા છે, તે ખૂનીને હમારે હવાલે કરી દે, તેમ ન કરવું હોય તો લડાઈ માટે તૈયાર થાય. જો તેમ નહિ બને તો સફરે જવાની મોસમે વહાણોને સફરે જવા નહિ દઉં અને સૈયદ અચ્છનના જે સગા મંબંધીઓ મુંબઇમા છે તેમને આવવાની પરવાનગી નહિ મળે. જ્યારે વસાઈ બંદરેથી લડાયક વહાણુ નદીમા આવી પહોચવાની તથા જમીન રસ્તે દક્ષણીઓના લશ્કરને આવી પહોચવાની ખબર જનરલને પડી ત્યારે તેણે સરકારી સિપાઇઓ, તોપખાનાનો જરૂરી સામાન તથા ભારે ગોળા ફેંકે એવી તોપો (કંબાગ) ભરી થોડા ગરાબા (વહાણો) મોકલ્યા કે જે વડે તેઓ અહમદ-ખાનના હાથમાથી કિલ્લો લઇ લે. એ ગરાબા બારામા આવતા ત્યા લંગર નાંખ્યું લગભગ બે માસ જેટલો વખત આવી વાતચીતમા ચાલ્યો ગયો, અને વિધાતાના લેખ તેમની યોજનાને સાનુકૂળ હોવાથી

આખી દુનીઆના અણુઓના ગુચળા વળી જાય ( એક બીજા સાથે મળી જાય )

તોપણુ તે ઇશ્વરની આજ્ઞા આગળ તો નિર્જીવ (કીમત વિનાના) છે.
જ્યારે વિધાતાના લેખ આકાશમા પોતાનું માથું (ઉંચું કરે છે)
ત્યારે બુદ્ધિશાળી માણુસો તદન આંધળા ને બ્હેરા થઈ જાય છે.

" જ્યારે પ્રભુ કાંઈપણ કરવાનો ઈરાદો કરે છે ત્યારે તેની બધી સામગ્રી તૈયાર થાય છે." એ વચન મુજબ, અહમદખાન હમેશા રાતા રંગનો દારૂ નોશ કરવામાં અને શરાબના પ્યાલા પીવામા રાત ને દીવસ મસ્ત ને ગાંડો બની પડી રહેતો હતો, એટલે તેના બાપ હાફેઝ મસુદખાને તેની આવી ટેવને લીધે, કિલ્લો તાબે લીધો તે વખતની શરૂઆતથીજ, પોતાના બિલાલ નામના એક વિશ્વાસુ હબશીને કિલ્લાનો રખેવાળ નીમ્યો હતો; અને બાપના આ ફાની દુનીયાને છેલ્લી સલામ કરી ગયા બાદ પોતે પણ તેને કાયમ રાખ્યો હતો. તે માણસની બાબત કાંઈ અમુક અગે તેને ખોટુ લાગી જવાથી છૂપી રીતે અહમદખાન તેને કેદ કરવાની, મારી નાખવાની, બેઆબરૂ કરવાની ધમકી દારૂની નિશામાં આપ્યા કરતો હતો અને વાણી રૂપી આરથી તેના મનની છીપ વિંધતો હતો.

ઇર્ષ્યાએ ઘણા માણસોનો નાશ કર્યો છે.

ઇર્ષ્યા એ આત્માના પોતાના ઘરમા જન્મેલી તેની શત્રુ છે.

પોતાની આબરૂ ખોવાની બ્હીક લાગવાથી બિલાલે વફાદારીના ક્ષેત્રમાં બેવફાઈનુ બી વાવ્યુ. કપ્તાન મી. સ્પેન્સરને એ વિશે ખબર પડવાથી તે ઘટનાને સમયની મદદ અને નસીબની યારી સમજી તેને પૈસા આપી પોતાનો મિત્ર બનાવ્યો. ટોપીવાળાઓનો ઈરાદો સૂર્યના તેજ કરતાં વધારે પ્રકાશીત અને ગઇ કાલ કરતા વધારે જાહેર થઈ ગયો હતો, તેથી એક લશ્કરને થોડી તોપો અને લડાઇના સામાન સાથે વહાણને નદીની અંદર આવવાને રસ્તે ઝંગી બંદર આવ્યું છે ત્યા મોકલ્યું, અને ત્યાં મોરચા બાંધ્યા. બીજા જમાદી માસની છવીસમી તારીખે ગરાબાઓ ( ગલબતો ) પર સઢ ચડાવી ટોપીવાળાઓ કિલ્લા તરફ આવવા નીકળી પડયા. બુરજોપરથી થોડી તોપો એ વહાણોપર ફોડવામા આવી પણ તેની કાંઈ અસર થઈ નહિ. એમ કહેવાય છે કે સામાપક્ષ જોડે કાવતરૂં કરેલું હોવાથી તોપોમા ગોળા ભર્યા નહતા. ટૂકામા વહાણો કિનારે આવી પહોચ્યા અને ટોપીવાળાઓ પોતાના બાગમા ઉતર્યા, અને ઝંગીબંદરના મોરચાપર છાપો માર્યો, અને ગરાબાઓ ( ગલબતો )માંથી તોપો આણી તેનાપર ચલાવી. ટૂંક ઝપાઝપી બાદ મોરચાના રખેવાળો સામે થતા અટકી ગયા અને કેટલાએક મરાયા ને ઘવાયા અને ઝંગીબંદર કપ્તાનના હાથમાં આવ્યુ. પોતે પેશવાનો પક્ષ લેવો જોઇએ એ વાત લક્ષમા ન રાખી સૈયદ મોઇનુદ્દીનખાન અહમદખાનની મદદે ચડયો અને "ભલાઇનો બદલો ભલાઈ સિવાય બીજો કાંઈ છે" ? એ કહેતીનો પોતે અમલ કર્યો નહિ. મહાન રજબ માસની ચોથી

તારીખે ટોપીવાળાઓએ માચડા બાંધી તેના પર કંબાગજાતની, જેના ગોળા વજનમા પંદરથી વીસ મણુ હોય છે તેવી, તોપો કિલ્લાની સામે ગોઠવી માત્ર થોડાજ ગોળા ફેંકતા કિલ્લાની અંદર પડેલા માણસોને ગભરાવી માર્યા આસમાન પરથી ઉતરતી આફતના જેવો દરેક ગોળો જે ઈમારતના છાપરાપર પડતો તે છાપરાને રસ્તાની ધૂળ સરખું કરી દેતો, અને વીજળીના ચમકારા જેવુ અગ્ન્યાસ્ત્ર જમીનની સપાટીપર પડતુ તો તે પાતાળના પાણી સુધી પહોચી જતું. દાખલા તરીકે, કિલ્લો આટલો બધો મજબૂત છતા પણ એકજ ગોળાના પ્રહારથી શાહબુરજ અડધો —મધ્યભાગ- ઉડી ગયો. ચાલાકી વાપરી સામા પક્ષને માથુ ખજવાળવા કે શ્વાસ લેવા જેટલી પણ ફુરસદ ન આપતા, તેમના મગજમાથી ધુવાડો કાઢી નાખ્યો કિલ્લા ઉપરથી તોપો છોડવામા આવતી હતી, છતા દગો કરવામા આવ્યો હતો એટલે અસરકારક થઈ પડતી નહતી એક રાત ને દહાડા (ની લડાઈ) મા, "બચાવો, બચાવો" એવી બૂમો પડવા માડી. ત્રીજે દીવસે સૈયદ મોઇનઉદ્દીનખાને સુલેહ કરવા માટે સદેશો મોકલ્યો, અને પોતાના લશ્કરને જ આવકાર આપવા મોકલ્યુ, એટલે ફ્રારેસખાનને સાથે લઇ કપ્તાન મક્કાઈ દરવાજેથી બંદરમા પેઠો અને અહમદખાનના ઘરને, કે જેમા અહમદખાન હાજર હતો તેને, કુંડાળા માફક ઘેરી લીધુ જેઓ અટકાવ કરવા બહાર પડયા તેઓ કાતો મરાયા કે ઘવાયા અંગ્રેજોએ કિલ્લો ખાલી કરી પોતાના માણસોને સોપ્યો, અને અંગ્રેજી રાજ્યચિન્હવાળો વાવટો બાદશાહી વાવટા જોડે ઉડતો કરવામા આવ્યો મીસ્તર ગ્લાસને કિલ્લેદાર નીમવામા આવ્યો અને તેણે કિલ્લો તપાસવા માડયો, ને કેટલીક ઈમારતો એને રાખવા જેવી લાગી નહિ તે તોડી પાડી, અને આગની ને પાછલી ભાગતુટની દુરસ્તી કરી કેટલાક મકાન જે કિલ્લાની સામે આવ્યા હતા તે તોડીપાડી મેદાન બનાવ્યુ ત્યાની હકૂમત ને કિલ્લેદારીની જગાનુ કામકાજ કપ્તાન મી સ્પેન્સરની સલાહ મુજબ ચાલવા માડયુ, અને કારભારની વ્યવસ્થા તેના શક્તિમાન હાથમા આવી પડી વસાઈથી આવેલા લડાયક વહાણને જવાની રજા આપી પરતુ જમીન રસ્તે મરાઠાઓનુ લશ્કર આવ્યુ હતુ. તેને ખાનગીમા શુ બને છે તેની ખબર ન હોવાથી સદરહુ વાટાઘાટ પૂરી થયા બાદ પણ આવવા જવાના રસ્તા બધ કરવા માટે તે બખેડા કરતુ રહ્યુ સાગપછી કપ્તાનના જણાવ્યા મુજબ જન રવે પેશ્વાને લખ્યુ, એટલે તેમ કરતા અટકી તે લશ્કર ચાલ્યુ ગયુ સૈયદ મોઇનઉદ્દીનખાનને તો મુતસદ્દીનુ નામ માત્ર જોઇતું હતુ એટલે

ફુરેસખાનને તેનો નાયબ નીમવામાં આવ્યો, અને મોઇનઉદ્દીનખાનને જરૂર જેટલો ખરચ આપવાનું ઠેરવી પોતાનાં સઘળાં કામ કરવા તેને કુલમુખત્યાર નીમ્યો. એ કબૂલ રાખ્યા સિવાય બીજો રસ્તોજ ન હતો, એટલે તેમ કરી, સૈયદ મોઇનઉદ્દીનખાને તેને નાયબનો પોશાક આપી એક હાથી ભેટ આપ્યો.



## ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાનનું મુંબઈ રસ્તે બાળાજીરાવ પેશવા પાસે જવું

મોમિનખાનની માગણી મુજબ તેને લઈ જવા હુસેન યસાવુલ તથ બાળાજીરાવ પેશવાના કાસદોના આવવાની હકીકત આગળ લખાઇ ગઇ છે. એ સઝાવુલ (હુસેન) ની તાકીદને સબબે મોમિનખાને નગીના બાગમાં મુકામ ફેરવ્યો, અને ત્યાંથી આગળ ચાલવું કે ત્યાં રોકાવું તે વિશે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. મરાઠાઓ તરફથી તેના મનને કોઇ રીતની નિરાત રહે એવું જોવામાં આવ્યું નહિ, એટલે થોડો વખત સુધી આજ કાલ કહી તેને ઉડાવ્યા કર્યો. છેવટ એવો અભિપ્રાય થયો કે પાડોશ તથા નજદીકીને લીધે, તેમજ સુરત બંદરનો કિલ્લો સર કરવાને લીધે અંગ્રેજોના જનરલને પેશવા જોડે મૈત્રીનો સંબંધ ને દોસ્તીનો દાવો બંધાએલો ને થએલો હોવાથી મુંબઈ કે જે પૂણાથી ૭ મંજલ દૂર છે ત્યાં જઈ રહેવું ને જનરલને વચમા નાખી મનને ચિંતામુક્ત કરી પછી પેશવાની મુલાકાત કરવી.

સારી યોજના ને યોગ્ય અભિપ્રાયથી
સો કટકા થઈ ગએલા (ઘાયલ) હૃદયની પણ દવા કરી શકાય છે.

તેથી થોડો વખત પહેલાં ખંભાત બંદરનો કપ્તાન મી. અરસ્કીન જે સુરત બંદરે જઇ આવ્યો હતો તેને બોલાવ્યો અને પોતાના મનની ખાહેશ જનરલને જણાવવા બાબત તેની મારફત કોશીશ કરી. તેણે કાગળ લખ્યો કે દક્ષણીઓ જોડે મોમિનખાનને બનાવ ન હોવાને લીધે તેમજ જમીનને રસ્તે પૂણે જવું બહુ છેટું પડતું હોવાને લીધે તે રસ્તે જવું પોતાને મુનાસીબ ન લાગતું હોવાથી તેનો વિચાર એવો છે કે વહાણ મારફત મુંબઈ આવી ત્યાંથી પૂણે જવું. જનરલે તેની ઇચ્છા તથા મી. અરસ્કીનના પત્ર

અનુસાર તેમ કરવા (દેવા) ની ખૂશી બતાવી અને જનરલના હુકમ મુજબ સુરત બંદરના કપ્તાને તેના રક્ષણ માટે થોડાં વહાણ ખંભાત મોકલ્યાં. મોમિનખાને પોતાનાં કેટલાંક વહાણ તૈયાર ને સજ્જ રાખ્યાં હતાં તેમાં થોડી જરૂરીઆતની વસ્તુઓ તથા પોતાનાં ખાસ માણસોને લઇ ચઢયો અને યસાવુલ હુસેન સાથે સવારો તથા ભારબરદારી ઉંટોને જમીન માર્ગે રવાના કર્યો કે જેઓ તેને મુંબઈ આવી મળે. ફિદાઉદ્દીનખાનના છોકરા મહમદઝમાનને ખંભાતમાં પોતાની જગાએ નાયબ તથા ગુલાબરાયને પેશકાર નીમી મહાન શાબાન માસની ચોથી તારીખે પોતાના ઇરાદારૂપી વહાણના સઢ છોડયા અને પોતાના મતલબરૂપી (વાહન) ઘોડાની સુકાનરૂપી લગામ તે બાજૂ ફેરવી સુરત બંદરે આવી પહોચ્યો. ત્યાં કપ્તાન મી. સ્પેનસરે તેને શહેર બહાર પોતાના બાગમાં ઉતારો આપ્યો, અને તે હકીકત જનરલને લખી જણાવી. તેનો જવાબ આવ્યા બાદ જવાની રજા આપી. મોમિનખાન મુંબાઈ આવી પહોચ્યો. જનરલે તેને માનપાન આપી તેનું સ્વાગત કર્યું, અને તેને લાયકના મકાનમા ઉતારો આપી તેની પરોણાગત કરી. જનરલની સંમતિથી મોમિનખાને પોતાના આવી પહોંચવાની ખબર બાલાજીરાવને લખી જણાવી, તે પત્ર પોતાના ભરોસાના માણસ જોડે પૂણે રવાના કર્યો.

## નાઝીમના નાયબ સદાશીવ રામચંદ્રનું લીમડીથી કૂચ કરી જવું, અને હળવદ પર છાપો મારવો, ત્યાંના જમીનદાર ભાભાનું કેદ પકડાવું, તેનું શહેરમાં પાછું ફરવું અને પૂણા તરફ રવાના થવું

અત્યાર પહેલા સદાશીવ રામચંદ્રનું લીમડી જવું, ત્યાં મોરચા બાંધવા અને લડાઈના યુદ્ધનો અગ્નિ સળગાવવો, એ હકીકત આ વિસ્મયકારક કલમે લખી છે. તોપ બંદૂકનું યુદ્ધ કેટલોક વખત ચાલ્યા બાદ મુકરર કરેલી પેશકશની રકમ લઈ, પોતાનો મુખ્ય કારભારી તાત્યો જે માંદો થઈ ગયો હતો તેને અમદાવાદ જવાની રજા આપી, પોતે ભાલા જમીનદારના તાલુકા હળવદ તરફ કૂચ કરી, ત્યાથી દસ કોસ દૂર આવેલું મોજે ધ્રાંગધ્રા, જે તેના મજબૂત કિલ્લા તથા ટેકરાવાળી ઉંચી જગા માટે

જાણીતું છે ત્યાં છાવણી નાંખી અને મોરચા તૈયાર કરવા માંડ્યા. ભાબાને એ બાબતની ખબર પડતાં, આસપાસ ને આજૂબાજૂનાં પોતાનાં જે માણસો તેની મદદમા આવ્યાં હતાં તેમને યુદ્ધની સામગ્રી આપી તેણી તરફ મોકલ્યા, અને પોતે હળવદમાં એક લશ્કર સાથે તૈયાર બેઠો. અદાવત એ ઘણો ધિક્કારયુક્ત ભાવ છે, છતા તેને વશ થઈ એના કેટલાએક હરીફો તથા શત્રુઓએ,

> ઓ દુનીઆના રહીશો ! તમો એક બીજા પર વેર રાખો છો.
> જાણે તમારે પોતાને મરવું છે એ વાતથી પણ બેખબર હો, તેમ.
> પેટને માટે બે ભૂખ્યા કુતરા માફક
> અદેખાઈની નજરથી તમે એક બીજાને જુઓ છો.

ભગવાન જે મોખરાની ટૂકડી જોડે આવી પેશકશની વાટાઘાટનું કામ કરતો હતો, અને જેની જોડે તેમને સારૂં હતું, તેની મારફત, સદાશીવ રામચંદ્રને જમીનદારના લશ્કરની ક્ષણેક્ષણની ખબર તથા હીલચાલના સમાચાર આપવા માડ્યા હતા. તેમની સલાહ મુજબ મહાન શાબાન મહીનાની ચોથી તારીખની રાતે, તેણે એકાએક હળવદ પર છાપો માર્યો. કોટની દીવાલ ઘણી મજબૂત નહની છતા તેને આશ્રયે રહી જમીનદારનાં માણસોએ અટકાવની ઢાલથી માથુ ઢાંકી તોપ ને બંદૂક છોડવા માંડી. સિંધીઓ તથા આરબોની ટૂકડીને સદાશીવ રામચંદ્રે આગળ કરી, ધમારોલઈ જઈ પોતે કોટની દીવાલ નીચે પહોચી ગયો, અને તે દીવાલ ખોદી નાખવા તથા તેને ફોડવા બેલદારોને હુકમ કર્યો, અને બીજી બાજૂએ દરવાજા તોડવા હાથીઓને દોડાવ્યા. અગર જો કે તોપના ગોળા ને બંદૂકની ગોળીઓ આતશના કરા માફક વરસતી હતી અને જેમનું આવી બન્યું હતું તેઓ ધૂળ ચાટતા થયા, અને અબદુલ્લા ઝુબેદી ને સલમાન ને બાજરદાન એ જમાદારો તથા થોડા બીજાઓ ઘાયલ થયા, તોપણ થોડાજ વખતમાં દરવાજા તૂટ્યા ને દીવાલમા ગાબડું પડ્યું એટલે આખું લશ્કર હુમલો કરી અંદર પેસી ગયું. એ જગા શહેર જેવી આબાદ થઈ હતી, અને અમદાવાદના જુલમી હાકેમોથી કંટાળી અમદાવાદ શહેર અને કસબામાંથી ઘણાખરા વેપારીઓ ત્યાં આશરો લઈ આવી રહ્યા હતા, ત્યાં મરાઠા છાવણીમાના ભાગટાઓ અને બદમાશોએ લૂંટ ચલાવવા માંડી, અને બજારના રસ્તાપર આવેલી ઘણી ખરી દુકાનો અને ત્યા આવેલાં ઘણાખરાં મકાનોમાં રહેનારાઓ લૂંટાયા અને જીવંત કે વગર જીવની જે લૂંટ હાથમાં આવી તે એ ભામટાઓ ઉપાડી ગયા ભાબો જમીનદાર પોતાની રહેવાની ગઢીમાં ઘેરાઈ પડ્યો અને તેને મધ્યબિંદુ તરીકે રાખી આખું લશ્કર

તેની આસપાસ ચારે તરફથી વીંટળાઇ વળ્યું. આ પરિસ્થિતિ તથા મામલો આટલે દરજ્જે આવેલો જોઈ પોતાના જાનમાલને જોખમ થશે એમ ભાભાને લાગ્યું, એટલે હાથ જોડી પોતે હાજર થઇ ગયો. લડાઈના મેદાન પર સદાશીવ રામચંદ્ર જાતે હાજર હતો, તેણે માણસોને લુંટફાટ કરતા અટકાવ્યા, અને વ્યવસ્થાપકો નીમી દીધા ને પછી તેને લઇ બહાર આવ્યો, અને છાવણીને લાયક જગાએ છાવણી નાખી. મરાઠાઓના ભાગ્યનો સૂર્ય હજુ ચઢતો હોવાથી, તે બહુ મહેલથી હળવદ છુટી ગયો, નહિ તો તે એવી જગા ન હતી કે આટલા મરખા લશ્કરથી છુટી શકાય. ટૂંકામાં પેશકશ અને દંડ બાબત વાતચીત થવા માંડી, અને વાદવિવાદ બાદ એવો નીવેડો કરવામાં આવ્યો કે તેણે એકલાખ વીસહજાર રૂપીઆ વસૂલ આપવા અને એ ઠેરવેલી રકમ અદા કરે ત્યાં સુધીની જવાબદારી માટે તેને પોતાને જ જામીન તરીકે રોકી રાખી જોડે લઇ કૂચ કરવા માંડી. હળવદના બનાવ પરથી ધડો લઇ આજૂબાજૂ ને આસપાસના જમીનદારો જાતે હાજર થઇ ગયા અને જરાએ માથાકૂટ કરાવ્યા સિવાય પેશકશ ભરી દીધી. સદાશીવ રામચંદ્રનો ભાઈ સંતોજી, જે અમદાવાદમા તેના નાયબ તરીકે કામ કરતો હતો તેણે પોતાના ભાઇના લખવા મુજબ, લાકડાની નકશી સાથનો, એ માળનો એક બંગલો, જે શ્રીપતરાવે પેશવા માટે તૈયાર કરાવ્યો હતો તે ગાડામાં મૂકી તેના સરસામાન તથા ઘણા માણસો સાથે મોકલી પૂણે રવાના કર્યો. સિવાજી ગાયકવાડ પણ પોતાના હિસ્સાના તાલૂકાઓની જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા સોરઠ જિલ્લા તરફ ગયો હતો, તેણે જમાબદી કરી મહેસૂલ વસૂલ લેવા માંડી, અને કેટલીએક જગાઓ લૂટી મોજે કુંડલાને ઘેરો ઘાલ્યો અને પચોતેર હજાર રૂપીઆ દંડના લઇ પાછા ફરી મહાન શાબાન માસની બાવીસમી તારીખે શહેરમા દાખલ થઈ, સલીમનુ ઘર જેનો તેના બાપ દામાજીએ કબજો કર્યો હતો, તેમા આવી ઉતર્યો દામાજીનો ભાઈ ખંડેરાવ નડીઆદમા રહેતો હતો, અને જે પોતાના હિસ્સામા આવેલા તાલૂકાના કોળીઓ બખેડો ન કરે તે બાબતના જામીન લેવા, વહીઆળ તરફ નીકળી પડયો હતો, તે દરેક જગાએથી પેશકશ ઉઘરાવતો ઉઘરાવતો અને બંદોબસ્ત કરતો ઈડર જવાને ઇરાદે વીજાપૂર પરગણાને રસ્ને આગળ વધ્યો. જે થોડા ગામડા લૂટયા તે બાજૂનો તાલૂકો જવાનમર્દખાનનો હતો એટલે પાટણથી નીકળી એકદમ ઝપાટાબંધ એ ત્યા આવી પહોચ્યો અને પોતાના તાલૂકાની સરહદ સુધી તેની સાથે રહી પછી (પાછા ફરવાની) રૂખસત મેળવી.

ખંડેરાવ ઈડર જીલ્લાથી પરવારી કડી પરગણાને રસ્તે પાછો ફરી ધોળકે આવ્યો. ત્યાં થોડા દહાડા મુકામ રાખ્યો ને પછી નડીઆદ ગયો. સદાશીવ રામચંદ્ર જૂનાગઢની પાડોશમાં પહોંચી ગયો હતો, તેથી સાવચેત ને સાવધ રહી મહમદ મહાબતે કોટ કિલ્લાના બચાવની તૈયારી કરવા માંડી. તેને સૂબાના અધિકાર પર એક સામટાં ત્રણ વરસ થઇ ગયાં હતાં તેમજ વરસાદની મોસમ પાસે આવી હતી, અને પેશવાએ તેને તેડાવ્યો હતો એટલે તેણે જવુંજ જોઇએ, કે જેથી પાછલાં વરસોનો હિસાબ કરાય અને ભવિષ્યની નીતિરીતિ નક્કી કરાય. આ કારણથી પાછા ફરવાનું ટોલ વગાડી ત્વરાથી તે પાછો ફર્યો, અને રમઝાન માસની સત્તાવીસમી તારીખે શહેરમા આવી પૂણે રવાના થવાની તૈયારી કરવા લાગી ગયો. ત્રણ હાથી ને ઘણો સરસામાન લઇ, એક લશ્કરી ટૂકડીને પોતાની આગળ રવાના કરી, પોતે છડી સવારી એ (કામના) કાગળો તૈયાર કરવા માટે પાછળ રોકાયો. તેનો મુખ્ય કારભારી તાત્યો જે મંદવાડને લીધે પાછો ફર્યો હતો તે આ અરસામા પરલોકવાસી થયો. તેના સોગ ને દિલગીરીમા થોડા દીવસ રોકાઇ પવિત્ર શવ્વાલ માસની આઠમી તારીખે સદાશીવ રામચદ્ર પૂણે જવા માટે શહેર બહાર નીકળ્યો, અને રાયપુર દરવાજા બહાર કાંકરીઆ તળાવ પર મુકામ નાખ્યો. ત્યાં ત્રણ દીવસ મુકામ રાખ્યા બાદ આગલા રિવાજ મુજબ સંતાજીને નાયબ તરીકે તથા ભગવાનની તેનાતમા એક લશ્કરની ટૂકડી આપી તેને તેના સરદાર તરીકે નીમી પોતાને ઠેકાણે જવા રસ્તે પડયો. હળવદના જમીનદાર ભાભાને તથા બીજી જગાઓએથી આવેલા જામીનોને ભગવાનને હવાલે કરવામાં આવ્યા હતા, તેમાથી ભાભાએ પોતાની જવાબદારીની રકમ આપી દીધી એટલે તે છૂટો થઇ ચાલ્યો ગયો. લૂણાવાડાના જમીનદાર દીપસિંગની જવાબદારીની રકમ વસૂલ કરવા તથા ત્યાના જામીનોને છોડવા વાટાઘાટ થયા બાદ એવો કરાર થયો કે તેમણે એક હાથી, સાત ઘોડા, થોડું કાપડ ને બાકી રોકડ (નાણું) આપવું, તેથી ભગવાને, સરસ રામ જે પૂર્વે શેરખાન તરફથી વાડાસીનોરની ફોજદારી પર નીમાયો હતો અને જેને પાડોશ તથા નજદીકીને લીધે દીપસિગ જોડે ઓળખાણ હતું તેને, સદરહુ જાનવરો, ચીજો તથા રોકડ આણવા તે બાજૂ મોકલ્યો.

# મરાઠાઓના મક્કાસદાર તથા મુસલમાનો વચ્ચે સુરતમાં ઉઠેલો બખેડો

હિ. સ. ૧૧૭૩ના પવિત્ર મોહોરમ માસમાં જે મયળા બનાવો બન્યા તેમાનો એક બનાવ સુરત બંદરમા મુસલમાનો તથા મરાઠાઓના મક્કાસ દાર વચ્ચે બખેડો ઉઠવાનો છે. એ ટુકમા કહેલી હકીકતની વિગત એવી છે કે હિંદુઓની (કાળની) ગણત્રી મુજબ ભાદરવા માસમા દક્ષણી બ્રા-હ્મણો પોતાના પૂજ્ય દેવતા ગણેશની માટીની મૂર્તિ બનાવી થોડા દહાડા તેની પૂજા કરતા રહે છે, અને એક અમુક નક્કી કરેલે દીવસે, સૌ પોત-પોતાની સ્થિતિને અનુસરી તે મૂર્તિને હાથીપર યા પાલખીમા ઘણી ધામ-ધૂમ અને ઘણા આડંબર ને માન સાથે બેસાડી નદીમા પધરાવે છે. હવે અમદાવાદમાં તો પોતાની હકૂમતની શરૂઆતથીજ દક્ષણીઓ દર વરસે એ પ્રમાણે કરતા રહ્યા હતા. પરંતુ સુરતમા સફદર મહમદખાન અને અલી નવાઝખાનના સમયમા ત્યાના બ્રાહ્મણો ખુલ્લી રીતે એ પ્રમાણે કરવાની (પૂજા કરી સવારી કાઢવાની) અને પરિણામે બખેડો ઉભો કરવાની હિંમત કરી શક્યા ન હતા. પરંતુ આ સાલમા દક્ષણીઓ તરફથી ત્યાં રહેતા પંડિતે (એજન્ટે) જોયું કે સૈયદ અચ્છને જે અધિકાર મેળવ્યો હતો તે બાળાજીરાવ પેશવાની મદદ ને સહાયને લીધે હતો, એટલે તેણે મન સાથે વિચાર કર્યો કે આપણે પણ અમદાવાદમા થાય છે તેમ અહિં પૂજા કરવા માંડવી દરેક રીતે શણગાર ને આભુષણથી શણગારેલી કોઈ એક જગાએ પધરાવી તે મૂર્તિની અમુક દીવસો સુધી પૂજા કરવામા આવે છે. સંજોગ એવો બન્યો કે પંડિતને રહેવાના ઘરની સામેના મેદાનમા એક નાની સરખી મસ્જિદ આવી હતી, એટલે તેણે એ જગા (મેદાન)ને એ (ગણેશ પૂજા)ને માટે લાયક સ્થળ ગણી ત્યાંજ આ બખેડાનુ મૂળ ઉપસ્થિત કર્યું (મૂર્તિ પધરાવી) એ મૂર્તિ પૂજકો, હરરોજ ટોળીઓ બનાવી, પૂજા કરવા જતા, અને ટોળેટોળા થઇ ત્યા ઉભા રહેતા. હવે સુરત બંદરમા, ત્યાના વતની તરીકે તેમજ આવ જાવ કરતા પરદેશી જેવા કે આરબ, ઈરાની, તુર્કી, રોહીલા, હબશી, અને બીજા ઘણી જાતના મુસલમાનો રહેતા હોવાથી અને મસ્જિદમા મૂર્તિની પૂજા થતી હોવાની ખબર પડવાથી ઈસ્લામનુ રક્ષણ કરવા અને પોતાના દીન ઇમાનનો મોભ્ભો જાળવવાનો તેમણે નિશ્ચય કર્યો, અને

એક સાર્વજનિક દંગો ઉભા કરવા કાજીને પોતાના ટોળાનો સરદાર બનાવી, ઉચ્ચ ને નીચ, તે મૂર્ત્તિ તોડવાને ઇરાદે તેના ઘર તરફ ચાલી નીકળ્યા. તેમને તેમ કરતાં અટકાવવા તથા પાછા હાંકી કાઢવા દક્ષણીઓ બહાર પડયા, તેથી લડાઇ થઇ અને બંને બાજૂનાં થોડાં માણુસ મરાયાં ને ઘવાયાં. પરિણામે ઇસ્લામી પક્ષ છત્યો અને મૂર્ત્તિને મસ્જિદમાંથી બહાર આણી ઘણી બેઅદબથી ધૂળમા ફેંકી દીધી, અને પંડિતનું ઘર લૂંટી લીધું. મક્કાસદાર પંડિતને ઘણું માઠુ લાગ્યું, એટલે એ કાર્યનો બદલો લેવા તથા તેનું વેર વાળવા તેણે એવો વિચાર કર્યો કે શહેર બહાર જઈ બંડ ઉઠાવવું. પરંતુ સૈયદ અચ્છનને તેની ખબર પડવાથી તેણે માફી માગી અને જણાવ્યું કે સાર્વજનિક બખેડો ઉભો થાય, ધર્મનો પ્રશ્ન હોય, અને મુસલમાનોની મ્હોટી સંખ્યા હોય, ત્યારે તેમને અટકાવવાની શક્તિ મ્હારામાં હોઇ શકે નહિં; તેવો દિલાસો આપી, સાન્ત્વન કરી, તેનું મન મનાવી સમજાવી લીધો.

## વાડાસીનોર મરાઠાઓના તાબામાં આવવું

વાચકને એ વાત અજાણી નથી કે શહેરથી પાંત્રીસ કોશ દૂર આવેલું વાડાસીનોર પરગણું, હુઝરત ખુલ્દ મંઝલ (ઔરંગઝેબ)ના સમયમાં ત્યાંના ફોજદાર સલાબત મહમદખાન બાબીને વતન તરીકે આપવામાં આવ્યું હતુ, અને પાટનગર જવાના રસ્તામા એ આવેલું હોવાથી તેમજ તેની પાડોશમા વટેમાર્ગુઓને લૂંટી લેનાર કોળીઓ વસતા હોવાથી, એ રસ્તા તથા માર્ગોનુ રક્ષણ કરવાની જવાબદારી તેણે પોતાને માથે રાખી હતી, તેથી પોતે કસબા ફરતો એક પાકો કોટ બનાવી લઇ એક મજબૂત ગઢી એક ન્હાના ટેકરા પર બાંધી હતી; તથા આસપાસના તથા પાડોશમાંના વાટપાડુઓ પાસથી સદ્ધર જામીન લીધા હતા. વતન ઉપરાંત તનખાની શરતે તે વીરપૂર પરગણાની ફોજદારી ધરાવતો હતો. આગળ તેની યોગ્ય જગાએ લખાઈ ગયું છે તે મુજબ તેના ગુજરી ગયા બાદ તેના પુત્ર શેરખાનના તાબામાં એ વતન વગેરે આવ્યાં, પરંતુ તે ઝાઝો વખત ઘોઘા ને જૂનાગઢમાં રહેતો હોવાથી, તેણે સર્વ સત્તા સાથના પોતાના નાયબો ત્યાં મૂકયા હતા. રૂઘનાથરાવે આવી સૂબાનો કબજો લીધો તે વખતે તેનો પુત્ર સરદાર મહમદખાન ત્યાં હતો. સરસરામ તેનો સઘળો કારભાર કરતો હતો, તે રૂઘનાથરાવ પાસે આવ્યો અને બહુ વખાણવા લાયક મહેનત કરી, એવો

લેખ મેળવ્યો કે તેના મજ્કુરદાર જોડે અડધોઅડધ ઉપજ વહેંચી લેવી અને તેના બદલામાં તેણે વાડાગીનોર કે વીરપૂરને કોઈ રીતે મનાવવાં નહિ: આને લીધે તકરારનો નીવેડો આવવાથી તે નિરાંતે કારભાર કરવા લાગ્યો. સરદાર મહમદખાનની જુવાની પુરી ન હતી, જમાનાનો તડકો છાંયડો કે મીઠાશ કડવાશ તેણે જોયા અનુભવ્યા નહતા, તેથી સુલતાન નામનો એક હબશી જેને સરસરામ જોડે બનતું ન હતું તેણે ભરમાવ્યાથી પોતે સરસરામને કાઢી મૂકયો અને ( તેને બદલે ) સુલતાન પોતે આપખુદીથી કારભાર કરવા લાગ્યો. શેરખાનના ગુજરી જવા બાદ એ હબશીની સત્તા ને એનો અધિકાર આગળ કરતા ઘણા વધી ગયા આગળ જણાવી ગયા પ્રમાણે, આગલે વરસે સદાશીવ રામચંદ્ર લશ્કર લઇ ત્યાં જવા બાદ વજેની મુકરર કરેલી લેવાની રકમના અડધ ભાગના રૂપીઆ ત્રીસ હજાર ઠેરવી, સુલતાનને જામીન તરીકે લઇ રવાના થયા હતો, તે ત્રીસ હજાર-માંથી આશરે દસ બાર હજાર રૂપીઆ ધીમે ધીમે વસુલ થઇ આવ્યા હતા. સુલતાનના વિરોધીઓએ જોયું કે મેદાન તેનાથી ખાલી છે, અને તેથી પોતાની ઇચ્છાનુસાર કામ કાઢી લેવાનો અનુકૂળ પ્રસંગ આવ્યો છે, એટલે તેમણે સરદાર મહમદખાન, કે જેના મનને પણ સુલતાન જે સત્તા ને સ્વતંત્રતાથી વર્ત્તતો હતો તે જોઇ ખોટું લાગી ગયું હતું, તથા જે ઢંગધડા વગરનો માણસ માલમ પડયો હતો તેને ભમાવી મૂકયો,

ઢંગધડા વગરના માણસમાં લાયકાત હોતી નથી.

ભારબોજવાળા હોવું એ માણસાઇનું ભૂષણ છે.

અને તેથી પરિણામ ખરાબ આવશે તેનો વિચાર ન કરતા મુકરર કરેલી રકમ ઝટપટ આપી દઇ સુલતાનને છોડવવા માટે કાંઇ પણ પગલાં લીધા નહિં મહમદ જહાન, જે પણ ગુનામ (હબશી) કોમનો હતો અને જે સુલતાનની નાયબની જગાનો અધિકાર ભોગવતો હતો તેને સુલતાને ઘણું લખ્યું પરંતુ સરદાર મહમદખાન જેનામાં સારૂં માઠું પારખવા જેટની વિવેકબુદ્ધિ ન હતી તે સામે પડવાથી મહમદ જહાન કશું કરી શકયો નહિ. સરદાર મહમદખાન ઉપરો તેના પર વહેમાઇ ગયો, અને નારાજ થઈ પોતે કસબા બહાર આવનો રહ્યો, અને એવો વિચાર કર્યો કે પોતે જોર અને સત્તા મેળવી મહમદ જહાનને કાઢી મૂકે, માટે એ કામની તદબીર ગોઠવવા પોતે આતરસુમે આવી રહ્યો. બાકીની રકમ વસૂલ નહિ થાય એવું જ્યારે ભગવાનને લાગ્યું ત્યારે તેણે સુલતાનને સતાવવા ને ડરાવવા માંડયો. હવે સરદાર મહમદખાનના તેના પ્રત્યેના

વિરોધ તથા ઇરાદાની સુલતાનને ખબર હતી તેથી કોઇ પણ રીને પોતાની મુક્તિનો સંભવ સ્વપ્નની આગમીમા પણ તેને જણાયો નહિ, તેમજ કેદ, મારપીટ અને જુલમથી પોતે આજેજ થઈ (કંટાળી) ગયો હતો, તેથી તેણે ભગવાન જોડે મળી જઈ ઠાવતરૂં કર્યું કે તેણે ગિબંદી લશ્કરના ખરચના રૂપીઆ ત્રીસ હજાર આપવા અને બાકી રહેલી માગતી રકમપરથી હાથ ઉઠાવી દસ્તાવેજો રદ કરવા, એ શરતે વાડાસીનોર તેને (ભગવાનને) હવાલે કરી દેવું. ભગવાને એ વાત સંતોજીને કહી· તેને મન એ વાત તો મ્હોટા સુભાગ્ય અને સંગીન વિજય જેવી લાગી, કારણ પેશવા પાસે તેને લીધે તેની નોકરી તથા કારભાર વખાણાશે એમ સમજી, પોતે તેની જોડે કોલકરાર કરી તેને સોગંદથી પાકા કર્યા, અને એ કાર્ય પાર પાડવાને માટે પવિત્ર મહોરમ માસની બાવીસમી તારીખે ભગવાન સુલતાનને પોતાની સાથે લઇ નીકળી પડયો અને વાડાસીનોરની પાડોશમા જઇ પહોચ્યો. દરમ્યાન મહમદખાને થોડા સિપાઈઓને નોકરીમા રાખી લીધા હતા, અને કેટલાએક કોળીઓને પોતાની મદદમા એકઠા કરી દીધા હતા, અને મહમદ જહાનને કાઢી મૂકવા માટે તેની જોડે લડાઈમા ઉતરવાનો વિચાર કરતો હતો, એટલામા ભગવાનને આવી પહોચેલો જોઈ તેની સામે થવા જેટલી પોતાનામા તાકત ન જોતા તે લુણાવાડે ચાલ્યો ગયો.

જો પ્રભુના ભંડારમાથી ભેટ (કૃપા) મળે નહિ

તો પ્રયત્નથી કાંઈ ફાયદો નહિ; કોશેશ કાંઈ કામની નહિ.

આને લીધે એજ માસની સત્તાવીસમી તારીખે ભગવાનનુ લશ્કર વગર અટકાવે ને વિના મુશ્કેલીએ કસબામા દાખલ થઈ ગયું ને તેનો કબજો લઈ લીધો અને કરાર મુજબની રકમ આપવામા આવી તથા દસ્તાવેજો પણ પાછા કરવામા આવ્યા અને સુલતાનને પોશાક આપી છૂટો કરવામા આવ્યો. તેને તથા મહમદ જહાનને થોડા પ્યાદા સિપાઈઓ સાથે નોકરીમા લેવામા આવ્યા, અને ત્યાજ તેમની નીમણુંક કરવામા આવી. નાની મ્હોટી તોપો, સીસું, દારૂ ગોળા અને બીજો જે આસબાબ ગઢીમા હતો તે જપ્ત કરી, પોતે ગામડાઓનો બંદોબસ્ત કરવા તથા જમાબંદી કરવા તેમજ કોળી-ઓના જામીન લેવા નીકળી પડ્યો, અને વીરપૂરમા થોડા દહાડા મુકામ રાખ્યો. સરસરામ જે હાથી, ઘોડા ને બ ફીની રકમ લેવા લૂણાવાડે ગયો હતો, તે આ અરસામા, એક હાથી, સાત ઘોડા, અને રોકડ નાણું લઇ આવી પહોચ્યો. ત્યાના જમીનદાર દીપસિંગના જામીનને છૂટો કરી રવાના કર્યો. (ગામડાં-ઓના) બંદોબસ્તનું કામ પૂરૂં કરી પોતાના છોકરા કાશીને બસો સવાર અને

તેટલાજ પ્યાદાની એક ટૂકડી આપી, વાડાસીનોર સાચવવા ત્યાં રાખી, ભગવાન પાછો ફરી મોજે એડે આવ્યો, અને હાથી તથા ઘોડાઓને અમદાવાદ સતોજી પાસે મોકલ્યા, અને તેના હુકમ મુજબ પેશકશ ઉઘરાવવા સોરઠ જિલ્લા તરફ રવાના થયો. જુના વખતથી અને આગલા જમાનાથી રણછોડજી જેને હિંદુઓ પૂજે છે તેની એક મૂર્તિ સારંગપુરમાં (બીરાજતી) હતી. સદાશીવ રામચંદ્રે ઘાલેલા ઘેરાના રમખાણને લીધે, સારંગપુરમાં જે કાંઇ આબાદી બાકી રહી હતી તે પણ નાશ પામી ગઈ હતી, જે હકીકતનું વર્ણન યોગ્ય જગ્યાએ થઇ ગયું છે. તે મૂર્તિને બ્રાહ્મણો એ તેના વસીલાથી શહેરમા આણી, પોતાના ઘરોમા રાખી હતી. આ અરસામાં સંતોજીને તે બાબતની ખબર પડવાથી, કોટની અંદરના ભાગમાં સારંગપુરના દરવાજાની પાસે એક ઘર ખરીદ કરી, તે ઘરમાં થએલી ભાંગતૂટ સમરાવી પોતાના ધર્મ પ્રમાણે પુણ્યનું કાર્ય થતું હોવાથી, તે મૂર્તિની તે ઘરમા પ્રતિષ્ઠા કરી, અને પોતાની માનતા પુરી કરવા માટે એક મહીનાની મુદતમાં ત્યાં એકલાખ પચીસ હજાર દીવા પ્રકટાવ્યા. પોતે વારંવાર રાત દીવસ ત્યા પૂજાર્થે જઇ મોડે સુધી રોકાતો. મૂર્તિ પૂજકોના ટોળેટોળા ને ઝુંડનાંઝુંડ ત્યા પૂજા કરવા આવે છે. ત્યારબાદ એ મંદિર કોઇ પણ વખત મૂર્તિથી ખાલી રહ્યું દેખાતું નથી પૂર્વે સુરત બંદરના બનાવો વર્ણવતી વખતે, અંગ્રેજ મીસ્તર લામની મદદથી શાહ વેપારી મુલ્લા ફખ્રુદ્દીનનું મુંબઈ રવાના થવું અને ત્યા રહેઠાણ કરી રહેવું, એ લખાઈ ગયું છે. હવે આ સમયમા કિલ્લેદારી અંગ્રેજ કપ્તાનના હાથમા આવી હતી અને સત્તા પણ (અંગ્રેજોની) એવી જામી હતી કે મોઈનઉદ્દીન મુતસદ્દીમા કશુ પણ કરવાની હિંમત રહી નહતી. "વતન પ્રત્યે પ્રેમ એ એક જાતનું ઈમાન છે" તે મુજબ પોતાના વતન તરફના આકર્ષણે (પ્રેમે) તેના પર હુમલો કર્યો—તેને ખેંચ્યો તેથી મુંબઇના જનરલની પરવાનગી લઈ પોતાના સગાવહાલાને સાથે લઇ પોતાની જન્મભૂમિ તરફ આવવા નીકળી, પહેલા રબી માસમા સુરત બંદરે આવી પહોંચ્યો.



## અંગ્રેજ કુંપનીના નામનું કુંપનીને કિલ્લેદારી સોંપી દેવા બાબતનું ઉચ્ચ ફરમાન આવવું, મુતસદ્દીગીરીની સનદ સૈયદ મોઈનઉદ્દીનખાનના નામની આવવી તથા બીજા બનાવો



જ્યારે સૈયદ મોઈનઉદ્દીનખાનના સુરત બંદરે આવી પહોંચવાના તથા અંગ્રેજોને કિલ્લો પોતાનો કબજે લેવાના સમાચાર પવિત્ર હજૂર પાસે રજૂ કરવામા આવ્યા, ત્યારે હાદી અલીખાન, જે જૂના વખતથી ત્યાના કિલ્લેદાર તથા મુતસદ્દીના વકીલનું કામ કરતો હતો તેણે વઝીર ઉલ્મમાલેકની મારફત યોજના ઘડી કાઢી, અહમદખાનની ફેરબદલીમાં કિલ્લેદારના તથા બાદશાહી (લડાયક) નૌકાના કાફલાના દારોગાની જગાની સનદ કુંપની સરકારના નામની તથા મુતસદ્દીગીરીની સનદ સૈયદ મોઈનઉદ્દીનના નામની મેળવી, એક ઉચ્ચ ફરમાન કઢાવી મોકલી. બરતરફ થએલા દારોગા યાકૂતખાન દંડારાજપુરીના વખતમાં ચાલતા દસ્તૂર મુજબ દર વરસે મુતસદ્દીના નામપરના, હજૂરમાંથી દાખલો મેળવવાની જરૂર સિવાયના, બે લાખ રૂપીઆના પરવાના સાથે અંગ્રેજ કોમની ભાષામા જેને કુંપની સરકાર કહે છે તેના નામની આપવામા આવી, કારણ (સર્વોપરિ કુંપની હતી અને) મુબઇનો જનરલ ને સુરતનો કપ્તાન તે કુંપનીના નોકર હતા. કપ્તાન મીસ્તર સ્પેન્સરે બાદશાહી રીતરિવાજને અનુસરી, કિલ્લાના મેદાનમા તંબુ નાખી, મોઈનઉદ્દીનખાનના પુત્રો, કાજી, મુનશીઓ, વેપારીઓ, અને શહેરના મ્હોટા મ્હોટા માણસોને એકઠા કરી, તે ફરમાનનું સ્વાગત કરવા તંબુમા દાખલ થઇ, મુકરર થએલા મામૂલી કાનન મુજબ, આદાબ સાથે ઉચ્ચ બાદશાહની દરગાહ તરફ મ્હોડું ફેરવી, તે ફરમાન લીધુ, અને તેમા લખેલો મજકૂર (તેના) મુનશીએ હાજર રહેલાઓને વાચી સંભળાવ્યો.

### ઉચ્ચ ફરમાનની નકલ

એવી કે: બરોબરીઆ તથા સમોવડીઆઓમાં શ્રેષ્ઠ એવી અંગ્રેજ કુંપની બાદશાહી મહેરબાનીની ઉમેદવાર હોજો, અને જાણજો, કે રાજસ્વી ઔદાર્યને કૃપાના આ વિજયવંત જમાનામા અને માંગલીક સમયમાં હાફેઝ અહમદખાનની ફેરબદલીમા, તે (કુંપની)ને સુરતના યશસ્વી બંદરની કિલ્લેદારીનો ઓહદો આપી, તેના પર કિર્તિ તથા યશની દોલત (મુડી)

બક્ષવામાં આવી છે. તે પવિત્ર અને ઉચ્ચ (હુજૂર)નો આભાર તથા ઉપકાર માની, તેણે ચાલતા આવેલા રિવાજ મુજબ ઘણી કોશેશ ને ઘણા પ્રયત્ન સાથે, પુરતી હુશીઆરી અને ખબરદારીથી, કિલ્લાનું રક્ષણ અને લશ્કરની વ્યવસ્થા કરતા, તથા કોઠાર ને દારૂગોળાની સામગ્રી તૈયાર રાખતા, રહેવું. એ કામોમાં આ હુકમને પ્રકાશમાન હુજૂરશ્રીનો ઘણો તાકીદ હુકમ જાણવો. ઉચ્ચ બાદશાહને ગાદીએ બેસવાના છઠ્ઠા વરસના પવિત્ર મહોરમ માસની અગીઆરમી તારીખે* જ્યારે, સૈયદ અને ખાનદાનીના પદ્દવિધર, અમીરાઈ ને હકૂમતના ઓહ્દેદાર, દીન અને દોલતના દરજ્જાના જ્ઞાતા, રાજકીય ને ધાર્મિક બાબતના જાણકાર, પ્રતાપ ને પ્રભાવનો ઝુંડો ફરકાવનાર, દબદબા ને વૈભવની જાજમના બીછાવનાર, ધર્મરક્ષક અને સમ્રાટના સહાયક, સામ્રાજ્ય ને પૃથ્વીપતિના મદદગાર, વિશ્વવિજયના રણક્ષેત્રના વિજયનું આભૂષણ, મોજમઝાની મહેફિલનો શણગાર, રાજકીય રહસ્યોને બારીકીથી જોનાર, મિજાસ પારખી તથા સમજી જવાની ગતના જાણનાર, સચ્ચાઈ ને નિખાલસતાના આરસાનું તેજ, ઐકય અને નિર્મળતાના દીપનો પ્રકાશ, મન ખોલી જેની પાસે ખાસ વાત થાય તેવા મિત્રોની સભામાંના સોબતી, સત્ય ને એખલાસ માટેના એકાંતના મિત્ર, તલવાર અને કલમ બંનેના વાપરનાર, દુનીઆના કાર્યોના શાણા કર્ત્તા, ઉચ્ચ દરજ્જાના ખાનોના સરદાર, મ્હોટા મ્હોટા ઉમરાવોમા શ્રેષ્ઠ, સુયોજક મંત્રી, રાજ્યના પાયા, ચતુર ને સશક્ત અમીર, ખાસ માન મર્તબાને યોગ્ય, પ્રતિષ્ઠા અને વિવેકને લાયક, બાદશાહી રાજ્યના સ્થંભ, સુલેમાન જેવા શક્તિમાન, વફાદાર મિત્ર, વજીર ઉલ્‌મમાલેક ઉમદતઉલ્‌મુલ્ક, મદારઉલ્ મહામ, આસફ્ જાહ, નિઝામ ઉલ્‌મુલ્ક બહાદૂર, સિપેહસાલાર, રસાલતમા (સેક્રેટરી તરીકે) હાજર હતા ત્યારે લખાયું.× આ ઉચ્ચ ફરમાન લીધા બાદ મીસ્તર સ્પેન્સરે તોપોના અવાજ કરાવ્યા, અને ફરમાન પહોચાડવાને માટે હાદી અલીખાનના પુત્ર મોહસિન અલીખાનને પોશાક આપ્યો તથા કિલ્લાના કેટલાક અમલદારો ને અધિકારીઓને શાલની ભેટ આપી, પોતાને મકાને ગયો, અને આરમારના ખરચના બે લાખ રૂપીઆનો પરવાનો સૈયદ મોહસિ

* તારીખ ચોથી સપ્ટેંબર સને ૧૭૫૯.

× આ ફરમાનનો અંગ્રેજી તરજુમો Aitchison's Treaties Vol. VI. P. 235–6. પર છે. તેમાં છેલ્લા ત્રીસ ખેતાબોનો તરજુમો નથી કર્યો. બે લાખ રૂપીઆના તનખાવાળા પરવાનાનો તરજુમો એજ પુસ્તકને ૨૩૭ મે પાને આપવામાં આવ્યો છે.

ઉદ્દીનખાન મુતસદ્દીને મોકલ્યો મુતમદ્દીગીરીની સનદ હજૂરથી તરફથી સૈયદ મોઈનઉદ્દીનખાન પર આવી હતી, તે હજૂરના ખર્ચ માટેની રકમના અભાવને લીધે, અને જે ખરચ મેળવવાની તદબીર પોતાનાથી થઈ ન શકી તેને લીધે, તે લેવાનું કોઈ બીજા વખત પર મુનતવી રાખ્યુ થોડા વખત બાદ મી સ્પેન્સરની જગાએ મી પરવીસ નામે માણુસ કમાન અને કિલ્લેદાર તરીકે મુમબઈથી નીમાઈ આવતા તે ગયો. દામાજી ગાયકવાડનો ભાઇ ખંડેરાવ જે નડીઆદ કસબામા રહેતો હતો તે દાણા લણુવાનો સમય ને ફસલ આવતા સવાર ને પ્યાદાઓને નોકરીમા રાખી લઈ જમાબંદી કરવા તથા વાજબી વસૂનાત લેવા અને પોતાના તાલૂકાના બંડખોર માણુસોના જામીન લેવા નીકળી પડયો તે અરસામા સિયાજી ગાયકવાડના બજારમા તથા બીજી કેટલીએક જગાઓએ દારૂના વેપારીઓએ જાહેર રીતે દારૂના પીઠા ખોલ્યા હતા, તેથી નિઝામતના નાયબ સતોજીએ તેમાના ત્રણુ જણાને પકડી, બીજાઓને ધડો બેસાડવા તેમને તોપને મ્હોડે બાધી ઉડાડી દીધા સદાશીવ રામચદ્રનો પૂણેથી કાગળ આવ્યો તે ઉપરથી જણાયુ કે પેશના સરકારના નોકર મુઝફ્ફર ગાર્દીની ટૂકડીમાના એક ગાર્દીએ પેશવાના મુખ્ય કારભારી ને વહીવટદાર, તેના કાકાના છોકરા સદોબાના પર કટારીથી હુમલો કર્યો હતો પરતુ તેવુ નિર્માણુ થએલુ હોવાથી તેની કાઈ અસર થઈ નહિં અને પોતે કેદ પકડાયો તેને આમ કરવાનું કારણુ પૂછતા ને તપાસ કરતા ખબર પડી કે મુઝફ્ફરખાનના ભરમાવ્યાથી તેમ થયુ હતુ, એટલે તેને બોલાવી મગાવી બંનેને મારી નાખવામા આવ્યા, અને તેના ભાયાતોની છાવણી લૂટી લેવામા આવી. આનંદના વાજાં વગાડી સતોજીએ તોપખાનાને તોપોના બાર કરવાનો હુકમ કર્યો અને દક્ષણુના રિવાજ મુજબ સાકર વહેચી શહેરમાના ગાયકવાડના હિસ્સાના નાયબની જગા પર સેવકરામ હતો, તેને આ અરસામાં દામાજી ગાયકવાડે ખસેડી તે જગાએ ત્ર્યંબક મુકુદ નામના માણુસને નીમ્યો તેની તરફથી મહીપત રાવ જે નડીઆદમા હતો તેણે આવી પોતાનુ કામ સભાળી લીધુ



# હઝરત શાહજહાન બાદશાહની સલતનત, બાળાજી-રાવના નાયબ તરીકે સદાશીવ રામચંદ્રની નિઝામત અને ગગનસમ ઉચ્ચ દરગાહના સેવકની દીવાની

પૂર્વે હિ. સ. ૧૧૭૦ ની સાલમાં બનેલા બનાવ વર્ણવતા શાહજહાનાબાદ પાટનગરમા અહમદશાહ અબદાલીના આવવાની તથા તૈમુરના ઉચ્ચ કુટુંબ જોડે લગ્નની ગાઢથી જોડાવાની હકીકત ટૂંકમા આ આશ્ચર્યકારક કલમે લખી છે. સલાહ થઈ ગયા બાદ, અને (અહમદ) શાહ (અબદાલી) અને ઇશ્વરના પડછાયા રૂપી શહેનશાહ વચ્ચે મુલાકાત થયા બાદ, સામ્રાજ્યના હિતનો વિચાર કરી, આગલા રિવાજ મુજબ વઝીરનો ઓધ્ધો ખાનખાનાનને અને મીર બક્ષીની જગા નજીબઉદ્દૌલા પાઈઝીઈને આપવામા આવ્યા, તથા શાહજાદા શાહઆલમને ચકલાગાનરીના કિલ્લાનો ફોજદાર નીમી રવાના કરવામા આવ્યો. બાદશાહજાદાઓ મીરઝા હિદાયતબક્ષ તથા મીરઝા બાબાને જોડે લઈ લખનૌને બિનારસ સૂબાના કારભારમા તેમને દાખલ કરવાના ઈરાદાથી આસફજાહ નિઝામઉલ્મુલ્ક જેને વઝીરાતના ઓધ્ધા પરથી છૂટો કરવામાં આવ્યો હતો, તેની સાથે રસ્તે પડયો. થોડા વખત બાદ હવાની ગરમી તથા ઉન્હાળાના સખત તાપને લીધે નિઝામઉલ્મુલ્કને લખનૌ ને બનારસ સૂબાના નાઝિમ શુજાઉદ્દૌલાની સામા થવા માટે શાહજાદાઓની તહેનાતમા રાખી પોતે (અહમદશાહ) પાટનગર તરફ પાછો ફર્યો, અને બીજી વખત પવિત્ર હજૂરશ્રીને મળી કોલકરાર ને પ્રતિજ્ઞા તાજાં કર્યા. સુલેહના કોલકરારમા દારૂલ સલતનત લાહોરથી સરહિંદ, કાબુલ, મુલતાન, ઠઠ્ઠા ને ભખરના સૂબા સુધીનો પ્રદેશ શાહ અબદાલીને આપવામાં આવ્યો હતો તેથી પોતાના પુત્ર તૈમુરશાહને તે પ્રદેશના સુલતાનની ગાદીએ બેસાડી, તેના નામનો ખુતબો પઢાવી અને સિક્કા પડાવી પછી પોતે કંદહાર ગયો. નિઝામઉલ્મુલ્ક બે ત્રણ માસ તે બાજૂ રહ્યો પણ કામ આગળ વધતુ જોયુ નહિ, તેથી શુજાઉદ્દૌલા જોડે સલાહ કરી પાટનગર આવવા વિચાર કર્યો "શાહ અબદાલી આવ્યો, આવ્યો." એવી બૂમ આવવાથી પોતે મરાઠાઓનું જે સૈન્ય બોલાવ્યું હતું તે સૈન્ય લઈને, બાળાજીરાવનો ભાઈ રૂઘનાથરાવ, મલ્હાર હોલકર, વગેરે આ અરસામા આવી

પહોચ્યા ને તેને મળ્યા, તેથી તેમને સાથે લઇને પાટનગરની હદમા પોતે આવી લાગ્યો. પોતાના મામા ખાનખાનાન તથા નજીબઉદ્દૌલા જોડે તેનું મન ઉચું થએલુ હોવાથી તેણે રૂઘનાથરાવ જોડે કરાર કર્યો કે પાટનગરના મહાલો તથા સામ્રાજ્યના પ્રદેશ (પ્રાતો)મા તેને અડધો અડધ ભાગ આપવાની શરતે તેણે (રૂઘનાથરાવે) તેને મદદ કરવી. નજીબ ઉદ્દૌલાને ખસેડવામા રૂઘનાથરાવને સંમત બનાવી, પોતે ઘેરો ઘાલવાના કામમા લાગી ગયો. નજીબઉદ્દૌલાએ તેને હાકી કાઢવા પ્રયત્ન કર્યો અને લગભગ એક માસ તોપ બંદૂકની લડાઇ ચાલી છેવટે મલ્હાર હોલકરની બાહેધરીથી, બહાર નીકળી જઇ, ગંગાને પેલે કિનારે આવેલી પોતાના તાલૂકાની જગા સહ રાનપૂર તરફ નજીબઉદ્દૌલા ચાલ્યો ગયો, અને આસફજાહ નિઝામ ઉલ્‌મુલ્ક પાટનગરમા દાખલ થયો, અને બાદશાહી ખિદમતમા હાજર થઇ જઇ વજીરાતનો ઓધ્ધો સભાળી લીધો, અને પૂર્ણ સ્વતત્રતાથી મુખ્ય કારભારીની ફરજો બજાવવા માડી તથા ગન્યકારભાર કરવા લાગ્યો. ખાનખાનાને દરબારમા આવજાવ બધ કરી ઘેર બેસી રહેવા માડયુ શાહજાદો શાહઆલમ જે પોતાના તાલૂકામા ગયો હતો તેણે આ અરસામા એક લશ્કર ભેગુ કરી, સાહસો (બંડ) ખેડવા માડયા. શાહજાદો બહાર રહે, ને પોતે સ્વતત્રતા ભોગવી શકે એ શકય નહિ લાગવાથી તેને પાછો બોલાવવાના હુજૂરશ્રીના ફરમાન તથા બાદશાહના હાથના ખાસ પત્રો મેળવી વારવાર તેના તરફ મોકલતો રહ્યો. મરાઠાઓને આપવાની જે રકમ નક્કી કરી હતી, તેની વ્યવસ્થા બાદશાહી ઉપજ અને મહાલો પર તનખા આપી કરી, તેમને લાહોર તરફ રવાના કર્યા. રૂઘનાથરાવ તે બાજૂ ગયો, અને અદીનાબેગખાન તથા બાદશાહી અમલદારોને લાહોરથી પોતાની જોડે લઈ બહાર પડી, પોતાની સત્તા ચલાવી અડધો અડધ ઉપજ લેવાનું શરૂ કર્યું. ઘણો આગ્રહ હોવાથી તથા બાદશાહના પોતાના હાથના પત્રો મળ- વાથી શાહજાદા શાહઆલમે લાચારીએ આવી શહેર બહાર મુકામ નાખ્યો, પછી વજીરના બહુ આગ્રહથી ઇચ્છા અનિચ્છાએ શહેરમા આવી થોડો વખત ત્યા રહ્યો. પરતુ આસફજાહના મનને શાતી ન રહેવાથી તેણે એક લશ્કરી ટૂકડીને એકાએક મોકલી કે જે જઈ શાહજાદાને કેદ પકડે. વજીરની બ્હીકથી શાહજાદાના લશ્કરના ઘણા માણસો તેને છોડી ગયા હતા, છતા જે થોડા ઘણા માણસો તેની પાસે રહ્યા હતા તેમને લઇ તે ટૂકડીને હાકી કાઢવા માટે સામો થયો, અને એક રાત ને દીવસ-તોપ બંદૂકની લડાઈ લડી, લડતા લડતા થોડા સવારોને સાથે લઇ તે હવાડીના

સ્થાનમાં ન્હાસી છૂટયો અને વીઠ્ઠલ સુખદેવ જેને રૂઘનાથરાવે બાકી રહેલી રકમ વસૂલ કરવા માટે ત્રણ ચાર હજાર સવાર સાથે ત્યાં મૂકી ગયો હતો તેની પાસે ગયો. વઝીરઉલ્મુમાલેકે ત્યાં લશ્કર મોકલ્યું, અને લડાઇ થઈ, પરંતુ તેમાં કાંઈ વળ્યું નહિ. વધારે વાર ત્યાં રહેવું શાહજાદા શાહઆલમને યોગ્ય ન લાગવાથી ગંગા ઉતરી નજીબઉદ્દૌલા તથા બારાહ સૈયદના તાલૂકાના પ્રદેશમાં આવનો રહ્યો. નજીબઉદ્દૌલાએ તેને આવકાર આપ્યો, અને કેટલોએક જરૂરીઆત સામાન પણ આપ્યો. બારાહ સૈયદોમાંથી કેટલાએક તથા બીજાં માણસો પણ અમુક સંખ્યામાં આવી શાહજાદાની નોકરીમાં દાખલ થયાં ત્યાં લગભગ એક મહીનો રોકાઇ પછી પોતે અઝીમાબાદ તરફ ગયો. પોતાને વતન પાછા ફરવાની મોસમ આવવાથી રૂઘનાથરાવે, પાટનગરના મહાલો અને પરગણાંઓમાં તેમજ લાહોર સૂબામાં, કરાર પ્રમાણે પોતાનો અડધ ભાગ વસૂલ કરવા માટે નાયબો તથા અમલદારો નીમ્યા ને પછી પોતે રવાના થયો. વઝીર ઉલ્મુમાલેકે આગળ કરતા પણ વિશેશ સત્તા ને અખત્યાર હાથ કરી, હજૂરના (ખાનગી) તેમજ રાજ્યના (સરકારી) નોકરોની બરતરફી બહાલી, તથા રાજ્યનો વહીવટ પોતાના કાબેલ હાથમા લઇ લઇ, કિલ્લાનો તથા દીવાને ખાસનો બંદોબસ્ત પોતાના ભરોસાના માણસોને હવાલે કર્યો. પાદશાહ વખતને માન આપી વિનય ને વિવેક બતાવી વઝીરની જે મરજી થતી તેને તાબે થતો. પોતાના નિર્વાહ માટે તથા કેટલાએક ખર્ચ માટે જે રકમ તે મોકલતો તેનાથી સંતોષ માનતો. સુલતાનનું નામ એ સિવાય બીજું કશું તેની પાસે રહ્યું નહિ. રાજનીતિના બહારના દેખાવ ખાતર વઝીરની દરેક અરજી તે મંજૂર કરતો તે એટલે સુધી કે નિઝામ ઉલ્મુલ્કે પોતાના મામા ખાનખાનાનને તેના દીવાન લુત્ફઉલ્લાખાન સાથે તોપખાનાના ઉપરિના પાસવાનો (રખેવાળો)ના ઓરડામા બોલાવી મંગાવી નજર કેદ કર્યા અને પછી મોકળે મને ને ઇચ્છાનુસાર રજૂ થતાં કામ કરવા મંડયો. ( લેખક રચીત )

જેના મનમા કીનો પેસે છે,  
તેનું મન ઇજા કરવામાં સખત બની જાય છે.  
જ્યારે તને તે જુએ છે ત્યારે મીઠું મીઠું બોલે છે,  
પણ જ્યારે તું દૂર જાય છે ત્યારે છૂપી રીતે તને મારી નાંખવાનો  
ઇરાદો કરે છે.

હિ. સ. ૧૧૭૨માં પેશવા બાળાજીરાવે જિંકોજી સિંધીયા વઝરે જી

આપાને, હિંદુસ્તાનની મહેસુલમાંથી અડધ હિસ્સો વસુલ કરવા તથા થએલા કરારનો બીજા મહાલોમાં અમલ કરી, તેટલો હિસ્સો વસુલ કરવા માટે લશ્કર સાથે નીકળ્યો. તે પાટનગર ગયો ને ત્યાંથી લાહોર તરફ રવાના થયો અને સૂબાનો કબજો લઇ, નીલાબ નદી કે જે અટકને નામે જાણીતી છે ત્યાં સુધી પંજાબના પરગણામાં મરાઠાઓની સત્તા બેસાડી. જિંકોજી થોડો વખત તે બાજૂ રોકાઇ સાહેબા પટેલ નામે શખ્સને લશ્કર સાથે (તે) સૂબામાં મૂકી વરસાદની મોસમ આવતી હતી તેને લીધે પાછા ફરી પાટનગરની સરહદમાં આવી વજીરઉલ્‌મમાલેકની સલાહ મુજબ, પાટન-ગરથી પાત્રીસ કોશ દૂર અને ગંગાને કિનારે આવેલા ઘડમુકતેશ્વર તરફ ગયો. એ જગા નજીબઉદ્દૌલાના તાલૂકાને લગતી હતી તેથી તેના તાલૂકાના મહાલોની ઉપજના અડધ ભાગ વિશે સવાલ જવાબ થયા અને એલચીઓની આવજાવમાં થોડો વખત ગયો, એટલામાં વરસાદની મોસમ પણ પૂરી થઈ, અને નજીબઉદ્દૌલાએ નદી ઉતરી જિંકોજીની સામે થવા છાવણી નાખી. બંને બાજૂએથી તોપ બંદૂકની લડાઇ ચાલી અને લગભગ એવી રીતે ત્રણ મહીના વહી ગયા. શુજાઉદ્દૌલા વલદ અબુલ મનસૂરખાન સફદરજંગના તાલૂકાના લખનૌ સૂબામાં આવેલા મહાલ નજીબઉદ્દૌલાના તાલૂકાની લગોલગ આવેલા હતા, તેને બ્હીક લાગી કે મરાઠાઓનો પગ પેસારો જે હજુ સુધી ગંગાની તે બાજૂ તરફ થયો ન હતો, તે વખતે થાય, એટલે તે નજીબઉદ્દૌલાની કૂમકે આવ્યો, અને તેની દરમ્યાનગીરી તથા તેના વચમાં પડવાથી બંને પક્ષ વચ્ચે સલાહ થઈ. દરમ્યાન પોતાને થએલા નુકસાનનો બદલો લેવા અહમદશાહ અબ-દાલી તૈમુરશાહને લઈ અટક નદી ઉતરી લાહોર તરફ આવવા નીકળ્યો. સાહેબા પટેલ, દક્ષણીઓ, (મ્હોટા) જમાઇ (રાજ) અદીના બેગખાન, અને સિદીક બેગખાન, જેઓ વજીરઉલ્‌મમાલેકના હુકમથી મરાઠાઓને મળી ગયા હતા, તેમણે જોયું કે તે (શાહ)ની સામે થવા જેટલી પોતાનામાં શક્તિ નથી, એટલે તેઓ જઈ જિંકોજીને મળ્યા, અને શાહ અબદાલીના માણસોએ લાહોર શહેર તથા સરહિંદ સુધી પંજાબના પરગણામાં પોતાની સત્તા બેસાડી, તેનો વહીવટ કરવા માડયો. જિંકોજીની માગણી પૂરી કરવી અશક્ય હોવાથી સંધિ સંભવિત ન હતી તેથી શુજાઉદ્દૌલા પણ ગંગા નદી ઉતરી નજીબઉદ્દૌલાને મળી ગયો, અને શાહજાદો શાહ-આલમ જે અલાહાબાદ પાસે પડયો હતો તેને પોતાના પક્ષમાં આવવા તેમણે લોભાવ્યો ને લલચાવ્યો. શુજાઉદ્દૌલા અને નજીબઉદ્દૌલા એક

બીજા જોડે મળી જવાની ખબર જિંકોજીને થઇ, એટલે નજીબઉદ્દૌલાની સામે ઉતરવા જેટલી, આ અરસામાં, પોતાનામા શક્તિ ન હોવાથી, પોતે વજીરઉલ્‌મમાલેકને લખી જણાવ્યું કે ઇશ્વરના પવિત્ર પડછાયા–હજુર શ્રીને લઇ જલદી ત્યાં આવી પહોચવું. વજીરે વારંવાર બાદશાહી ઉચ્ચ ઝુંડાને તેણી તરફ લઇ જવાની અરજ કરી પરંતુ તે પૂજ્ય રાજવીની તબીએત નરમ હોવાથી તે અરજનો સ્વીકાર થયો નહિ. શાહ અબદાલીની બાબતમા તેનું મન ચિંતારહિત નહતું, અને તેને અદેશો રહેતો હતો કે વખતે અંદરખાનેથી પૂજ્ય હજૂરશ્રી તેની જોડે મળી ગયા હોય અને તે ઉપરાંત શુજાઉદ્દૌલા, નજીબઉદ્દૌલા ને શાહજાદો તો એક થઈ ગયાજ હતા, એટલે બંને બાજૂએથી રમખાણ ઉભું કરવામા આવે, ને તેનું પરિણામ ખોટું આવે. આવા ખ્યાલથી પોતાની માલમતા તથા ઘરવાખરા સાથે તેણે પોતાનાં સગાવહાલાઓને પાટનગરમાંથી બહાર મોકલી સુરજમલ જાટના કિલ્લા તરફ રવાના કર્યા, જેથી તેના રક્ષણ નીચે તેઓ સુરક્ષિત સહીસલામત રહે. પોતે છાવણીના તંબુ નાખી, ૭ કોસ દૂર આવેલા ફર્રુખાબાદ તરફ જિંકોજીને મદદ કરવાને ઇરાદે ચાલતો થયો. આ બનાવથી ઉંચ અને નીચને પોતાના જાનમાલ ને આબરૂને માટે ભય લાગવા માડયો અને એનું છેવટ ખરાબ આવશે એવું ધારી સૌ કોઇ સલામતીની જગા શોધી કાઢી બહાર નીકળી ગયુ, અને જમીનદારોના તાબાના પ્રદેશ તથા અયોધ્યા ને બનારસના સૂબા અને સુરજમલ જાટના કિલ્લામા જઇ ત્યાં વસી ગયું. થોડાં માણસો લાચારીને લીધે, કેટલાક ગરીબાઇને લીધે, અને સામાન્ય (આમ) વર્ગના સઘળા માણસો સાધનહિનતાને લીધે પાટનગરમાં પડી રહ્યાં. એમ સાભળવામા આવ્યુ (છે) કે શાહ અબદાલીએ ઇશ્વરના પવિત્ર પડછાયાને જે કાગળો લખ્યા હતા ને જે મરાઠાઓએ પકડયા હતા તે કાગળો વજીરને આ મુકામે મળ્યા. જે બાબતનો પોતાને અંદેશો હતો તે બાબતની એ કાગળોના મજકૂર પરથી ખબર પડી, એટલે મહેદી કુલીખાન તથા પોતાના દીવાનખાનાના દારોગા બાલાશખાનને થોડા નિડર માણસો સાથે હજૂરશ્રી પાસે મોકલ્યા, કે જેઓ ત્યા જઇ બાદશાહ તથા ખાનખાનાનને પૂરા કરે.

સમય જ્યારે નિર્બળ માણસને પુષ્ટિ આપે છે
ત્યારે વિકાળ અજગરને પણ કીડીઓ પજવે છે.

એકાએક આવી પડતી આફત અને આકાશમાંથી ઉતરી આવતા વિધાતાના તાકીદ હુકમની જેમ તેઓ આવી લાગ્યા, અને વજીરે આપેલો

સંદેશો મ્હોડેથી કહી બતાવ્યો, જે એ હતો કે બાદશાહે પોતે છાવણી તરફ પધારવું. તે વાત કબૂલ ન રહી, કારણ પૂજ્ય હજુરશ્રીની તબીએત નરમ હતી. પતીતપાવન પાદશાહના મનનું વલણ એકાંતવાસી દરવેશોની સોબતમાં રહેવા તરફ હોવાનું તેઓ જાણતા હતા, એટલે ફીરોજશાહની કોતલ (ટેકરી) જે પુરાણા શહેર (દિલ્હીમાં) આવી છે ત્યાં એક દરવેશની મુલાકાતને બહાને એવે વખતે, કે જ્યારે

સૂર્યે પૂર્વમાંથી પોતાનું સોનેરી ખંજર ખેંચ્યું
અને આખી પૃથ્વીને એકથી બીજા છેડે સુધી (સવિતાએ)
પ્રકાશીત કરી,

ત્યારે હિ. સ. ૧૧૭૩ના બીજા રબીમાસની આઠમી તારીખ ને ગુરૂવારને દહાડે, હજુરશ્રીને ઘોડેસ્વાર કરી લઈ ગયા. બાલાશખાને ત્યાં તેમના પેટપર ખંજરનો ઘા કર્યો, અને એક બીજા ઘાતકી સિપાઇએ પાછળથી તરવારનો ઘા કરી, તેમને પૂરા કર્યા.

(જ્યાં પડયા) ત્યાંજ (પાદશાહે) પોતાનો પાદશાહી હાદ છોડયો.
દુનીઆ કાઉસ જેવા મહાન પાદશાહના પ્રભાવથી ખાલી થઇ,
આ નીચ દુનીઆ બેશરમ સ્ત્રી જેવી છે,
કે જેનાથી તેના ધણીને કશો લાભ થયો નથી.
કોણે તેના તખ્તની પાયરીપર પગ મૂક્યો નથી ને
પછી તેના હાથથી માથાપર તલવારનો ઘા નથી ખમ્યો ?

તેજ દીવસને અંતે વજીરની આજ્ઞા મુજબ મહેદી કુલીખાન અને અફરઉલ્લાખાને મુબારક કિલ્લામાં દાખલ થઈ, ઉચ્ચ કુટુંબના શાહજાદાઓ-માંથી પૂજ્ય ને શ્રેષ્ઠ એવા હઝરત મિરઝા સંગી ઈબ્ને મુહીઉલસુન્નત બિન મહમદ કામબક્ષ ઈબ્ને હઝરત ખુલ્દ મકાન (ઔરંગઝેબ) જેમની ઉમર પચ્ચીસ વરસની હતી, તેમને બહાર લાવી તેમના બાપદાદાની બાદશાહી ગાદીએ બેસાડી, શાહજહાન બાદશાહ ગાઝી એવું નામ આપ્યું, અને તે હજુરશ્રીના જ્વલંત નામથી (રૈયતને) અમન ચમન ને સલામતીમાં રહેવાનો પડો વજડાવ્યો. ખાનખાનાન ને લુત્ફુલ્લાખાન જેમને કિલ્લામાં નજરકેદ રાખ્યા હતા તેમને રાતને વખતે ગળે ફાંસો દઈ પરલોક પહોંચાડવામાં આવ્યા.

આકાશે સલામતીના સૂર્ય (ના પ્રભાવ) નીચે એવા કોને બેસાડયો છે
કે જેનો છેવટે (પરોઢીઆના)ઝાકળની માફક અંતે વિનાશ ન કર્યો હોય ?
કાળરૂપી દરજીએ કોઇના પણ માપનું
એવું એક પહેરણ શીવ્યું નથી, કે જે આખરે તેણે ફાડી ન નાંખ્યું હોય.

બીજે દહાડે નવમી તારીખ ને શુકરવાર હતો; એટલે બાદશાહને ઘોડાપર બેસાડી જામે મસ્જિદમાં લઈ જઈ તે હુઝૂરશ્રીના નામનો ખુતબો પઢી તેઓ પાછા ફર્યા. સદરહુ બનાવની ખબર ગગનસમ ઉચ્ચ દરગાહના સેવક ( લેખક )ને પૃથ્વીપતિની કચેરીમાં રહેતા વકીલના કાગળપરથી તે મહીનાની ચોવીસમી તારીખે પડી, તે ઉપરથી પોતે સંતોષને મળ્યો, અને લોકોમાં ( એ બનાવની ) પ્રસિદ્ધિ આપવા માટે નોબત વગડાવવાની, ખુતબો પઢવાની તથા (તે) યશસ્વી ઇલકાબો ( ખેતાબો ) સાથના સિક્કા પાડવાની પરવાનગીનો પત્ર પોતાની મહોર સાથનો આપ્યો.

---

## સદાશીવ રામચંદ્રના રવાના થયા બાદના હિ. સ. ૧૧૭૩ ની સાલના બાકીના બનાવો

સયાજી ગાયકવાડ જે આગલી સાલ પોતાના હિસ્સાની જમાબંદી કરી તથા પેશકશ લેવાનું કામ પૂરું કરી સોરઠ જિલ્લામાંથી પાછો ફરી શહેરમાં રહેતો હતો તે આ અરસામા જ્યારે દાણો લણવા તથા કાપવાની મોસમ આવી પહોચી ત્યારે, બીજા જમાદીમાસની બીજી તારીખે શહેર બહાર આવ્યો, અને દુરબારામ, જેને દામાજી ગાયકવાડે પોતાની પાસથી તેની પાસે પેશકાર તરીકે જવાની રજા આપી હતી તેને આવી મળ્યો. પાંચમી તારીખે કૂચ કરી તે ( સયાજી ) ધોળકે ગયો. આની પહેલાં થોડા વખત અગાઉ ભગવાન પેશવાના હિસ્સાની પેશકશ ઉઘરાવવા સોરઠ જિલ્લામા ગયો હતો તે આગલા વરસને ધોરણે જમાબંદી કરી, પેશકશ ઉઘરાવી પાછો ફર્યો. સદાશીવ રામચંદ્ર મારફત ભગવાને વાડાસીનોર લઈ લેવાની હકીકત બાળાજીરાવ પાસે જાહેર થતા તેણે તે (ભગવાન)ની પ્રસંસા કરી શાબાશી આપી અને ખીલત, લુણાવાડેથી આણવામા આવેલો હાથી, અને વાડાસીનોરની સનદ, ભગવાનને આપવામાં આવ્યા. શહેરથી સાત કોસ દૂર આવેલા ધોળકા તાબાના સીમલબારા ( ? સીસોરા ) ગામપર ભગવાનના આવવાની ખબર સાંભળી, સદાશીવ રામચંદ્રના પત્રમાં લખ્યા મુજબ સંતોષ હાથીને પોતાની જોડે ત્યા લઈ ગયો, અને હાથી તેને હવાલે કર્યો, પછી ભગવાનને પોતાની સાથે શહેરમા લઈ આવ્યો.

---

# પૂણેથી મોમિનખાનનું પાછું ફરવું

અત્યાર પહેલા વિસ્મયકારક કલમે બાલાજીરાવ પેશવાની મુલાકાત લેવાને ઈરાદે ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાનનું વહાણમા બેસી રવાના થવું લખાઇ ગયું છે. મુંબઈ પહોચ્યા બાદ જનરલની મારફતે પોતાના પ્રતિનિધિઓને પૂણે મોકલી વાતચીત કરી મનને સંતોષ થતા પવિત્ર મહોરમ માસની ચૌદમી તારીખે પોતે રવાના થયો અને વિજયી સફરમાસની ચોથી તારીખે પૂણેથી બે કોસ દૂર આવી પહોચ્યો. પેશવાના હુકમથી પાંડુરંગ, ગોપાળહરી અને એક લશ્કરી ટુકડી, તેને આવકાર આપી, લઇ આવ્યા, અને પેશવાના કાકાના દીકરા સદાશીવે દરવાજાના મુખડા સુધી આગળ વધી તેનું સ્વાગત કર્યું, અને પોતાની જોડે તેને બાલાજીરાવ પાસે લઈ આવ્યો. બાલાજીરાવે તેને આલીંગન કરી માન સાથે પોતાની પાસે બેસાડયો. ઉભરાઈ જતા મિત્રભાવથી ખબર અંતર પૂછી, તેને રાજી કર્યો પછી તેના ઉતારા માટે નક્કી કરેલ મકાને જવાની રજા આપી, અને પરોણાગત માટે રૂપીઆ એક હજાર રોકડા મોકલ્યા. થોડા દીવસ રહી, પેશવા બાલાજીરાવ, રૂઘનાથરાવ, પોતાના કાકાના દીકરા સદુ,* પોતાના ભાઈ શમશેર બહાદુર તથા તેના પુત્ર વિશ્વાસરાવને લઈ, વળતી મુલાકાતે આવ્યો. મોમિનખાને પણ આવકાર આપવાના ધારાધોરણ મુજબ તેમનું સ્વાગત કર્યું, અને જુદી જુદી બાબતોપર લગભગ એક પહોર સુધી વાતચીત ચાલી. મોમિનખાને કીમતી કાપડના કેટલાક તાકા, એક જોડ રત્નજડીત સોનાના કંદા, સોનાની સાકળી, સાજ સાથે બે ઝડપી ઘોડા, પેશવાને ભેટ આપ્યાં, તથા કાપડના કેટલાએક તાકા, સોનાના કંદાઓ, તથા એક ઘોડો રૂઘનાથરાવને, એવીજ ભેટો સદોબા,* શમશેર બહાદૂર, અને વિશ્વાસરાવને આપવામા આવી, તથા તેમના દરજ્જા અને હોદ્દાને યોગ્ય, તેમના સઘળા સાથીઓને પાઘડી, દોપટા, તારપત્રી (?) અને શાલની ભેટો આપી વદાય કરવામા આવ્યા. આવી પ્રશંસનીય વર્ત્તણુકથી દક્ષણીઓ બહુ રાજી થયા અને એના વખાણ કરી એના મ્હોટા મન માટે શાબાશી આપી.

( લેખક રચીત )

યશસ્વી ફરેહન પાદશાહ કાંઇ ફિરસ્તો (દિવ) ન હતો

. તેમ કસ્તુરી ને અંબરમાથી ઘડવામા આવ્યો ન હતો.

---

* સદાશીવરાવ

ઇનસાફ ને સખાવતથી પોતે શ્રેષ્ઠતા મેળવી હતી,
તું પણ ઇનસાફ આપ ને સખાવત કર,
તો તું ફરેદુનથી પણ વધારે શ્રેષ્ઠ થઈશ.

ટૂંકામાં, લગભગ બે માસ પૂણામાં થયા બાદ તેણે જવાની રજા માગી. વદાય થતી વખત પેશ્વાએ તેને પોતાને ભેટ તરીકે પહેરવા માટેનો પોશાક, અને હાથી અને તેના સાથીઓને દક્ષણના રિવાજ મુજબ પાઘડી ને દુપટ્ટા વિવેક વાપરી ભેટ આપ્યા. તેમના વચ્ચે કોલકરાર થયા, અને મોમિનખાને પણ તેની સઘળી શરતો કબૂલ રાખી.

હું વચન આપુ છું કે હરગીઝ આ કોલકરાર નહિ તોડું,
હું શરત કરૂં છું કે કરેલી શરત નહિ તોડું.

કેટલીક બાબતોમા જનરલ તેના તરફથી જવાબદાર ને જામીન થયો હતો તેથી પોતે મુંબઇ આવી જનરલને મળ્યો, અને દરેક રીતે તેના મનને નિશ્ચિંત કર્યું. હાથી તથા પોતાની સાથે આવેલા સવારોને જમીન રસ્તે રવાના કરી પોતે પણ જનરલની રજા લીધી. તેણે સાવચેતી અને સાવધપણુ વાપરવા માટે મૈત્રી ને દોસ્તીભાવે જણાવ્યુ કે

વફાદારીનો હાથ વચનના કમરબંદ પર મૂકજે,
(અને)વચનદ્રોહી ન થવા માટે પ્રયત્ન કરતો રહેજે.

વહાણ* મારફતે પહેલા જમાદી મામની ચોવીસમી તારીખે ( ઈ. સ. ૧૭૬૦ સાતમી જાન્યુઆરીએ ) મોમિનખાન સુરત બંદરે આવી પહોચ્યો, અને હાથી તથા સવારોના આવી પહોચવાની વાટ જોતો ઝંગી બંદરે આવેલા ચલપીના બાગમા મુકામ રાખ્યો. થોડો વખત રહી હાથી આવી પહોચ્યો એટલે જમીન રસ્તે ખંભાત તરફ જવા પોતાના ઝુંડા ઉપડયા. ભરૂચ રસ્તામા આવતું હતું, એટલે ત્યાંના ફોજદાર નેકનામખાને તેની મહેમાનગીરી કરી જાફત ને ભેટો આપી. કૂચ પર કૂચ કરી બીજા જમાદી માસની ઓગણીસમી તારીખ ને ગુરૂવારે પોતે ખંભાત આવી પહોચ્યો. સેવકરામની ફેરબદલીમા દામાજી ગાયકવાડના શહેર નાયબ તરીકે ત્ર્યંબક મુકુંદ નીમાયો હતો, તે મહાન રજબ માસની ત્રીજી તારીખે શહેરમાં આવી પહોચ્યો, અને પોતાના ખાતાનું કામ સંભાળવા લાગ્યો. કડી જિલ્લામા તથા ગાયકવાડને હિસ્સે આવેલા બીજા મહાલોમા ખંડેરાવ ગાયકવાડ જમાબંદી કરવા તથા મહેસુલ વસૂલ

---

* આ વહાણનું નામ સકસેસ Success હતું. રત્નમણિરાવકૃત ખંભાતનો ઇતિહાસ, પૃષ્ઠ ૭૬.

કરવા મુકામ કરી પડયો હતો તે પાછો ફરી શહેરથી ત્રણુ કોસ દૂર આવેલા સરખેજ ગામે થઈ ધોળકે ગયો. ત્યાંથી વહીઆલ તાબે દહેગામ જ્યાંના કોળીઓએ બંડરૂપી માથું ઉચું કર્યું હતું ત્યાં ગયો. એ અરસામાં ખબર આવી કે દક્ષણના સરદાર સલાબતજંગ અને બાલાજીરાવ પેશવા વચ્ચે, કેટલાંએક કારણોને લીધે વારંવાર ઝપાઝપીઓ થઈ અને બંને પક્ષના ઘણાં અને સંખ્યાબંધ માણુસો મરાયાં ને ઘવાયાં. પણ પછીથી પેશવા રાજી થાય એવી શરતોએ સલાહ કરવામા આવેલી. સદાશીવ રામચંદ્રે નાઝિમના નાયબ સંતોજીને લખેલા કાગળ પરથી આ હકીકતની મહાન રજબ માસની સોળમી તારીખે રાત્રે ખબર પડી એટલે તેને પ્રસિદ્ધિ આપવા માટે અને તેને સંબંધે હર્ષ બતાવવા માટે તેણે નોબત વગાડવા તથા તોપોના બ્હાર કરવાનો હુકમ કર્યો. પોતાના હિસ્સાની પેશકશ ઉઘરાવવા સયાજી ગાયકવાડ જે સોરઠ જિલ્લામાં ગયો હતો તે . ગોહેલવાડ તાલુકામા પેઠો અને તળાજા કસબાને ઘેરો ઘાલ્યો. ત્યાંના જમીનદાર પાસેથી એક લાખ રૂપીઆ ખાંધાંથી લેવાના નક્કી કરી સદ્દર જામીન લીધો. એટલામા તેની પ્રકૃતિમા પહેલેથીજ વાયુ-ઘેલછા-નું પ્રમાણુ વધારે હોવાથી આ અરસામા તેણે જોર કર્યું અને તેની તબીએત સમતાનો રસ્તો ફૂદાવી ગઈ, અને પરિણામે તેણે અપરિચિત કામો કરવા માંડયા અને કઢંગી ચાલ ચલાવવા માંડી. તેને સાજો કરવા માટે તેના કારભારીઓ શાબાન માસમા તેને શહેરમાં લઈ આવ્યા, અને જે મહાલોની જમાબંદી કરવાનુ રહી ગયું હતું તેની જમાબંદી કરવા હરબારામ લસ્કર લઈ રવાના થયો. "ગુલામો પાસથી કાંઈપણ ભલું (સારૂં) મળી શકતું નથી" એ હઝરત પેગંબર સાહેબના વચન મુજબ, સુલતાન હબશી અને મહમદ જહાનની નિમકહરામીથી વાડાસીનોર મરાઠાના તાબામા આવવાનુ આ પહેલાં લખાઈ ગયું છે. દુનીઆ સૌને પોતપોતાના કામનો બદલો આપે એવું સ્થળ છે, એટલે (દુનીઆમાં કરે તેવું પામે એમ હોવાથી) ટૂંક સમય ને થોડી મુદતમા તે કમબખ્ત દુરિત કર્મીઓ અને નાલાયક પાપાચારીઓ પોતાના કામનો બદલો પામ્યા, અને પોતાનું ભલું કરનારનું ભૂડું કરનારની જે અવદશા થાય છે તે અવદશા તેમની થઈ.

ભૂડું કરી તું ભલાની આશા રાખે છે,
પરંતુ ભૂંડા કામની સજા ભૂંડાશ સિવાય બીજી હોય નહિ.

આ ટૂંક હકીકતની વિગત એ છે કે વાડાસીનોરનો કિલ્લો સોંપી દીધા બાદ જોકે તેઓ ત્યાં નોકર તરીકે રહેતા હતા છતાં તેમને તેમના ઓળખીતા

અને બીન ઓળખીતાઓ (સર્વે લોકો)નાં મ્હેણા ટોણા ને શાપ સાભળવા પડતા, હીનદશા અને ગેરઆબરૂ અનુભવવા પડતાં અને શરમ ને અપજશનો લેબાસ પહેરી દહાડા કહાડવા પડતા. વળી મરાઠાઓ તરફથી જે આશા તેઓ રાખતા હતા, તે પણ તેમની ગરજ મટી ગઇ હતી એટલે, પરિપૂર્ણ થઇ નહિ. તેમને પોતાના નાપસંદ કામ ને નિંદ્ય વર્ત્તનનો નિરર્થક (બસરાનો વિનાશ થઈ ગયા બાદ, બાજી બગડયા બાદ તેને માટે થાય તેવો) પશ્ચાતાપ ને પસ્તાવો થયો. કિલ્લો સોંપી દેવાની શરતે જે રકમ મળી હતી તેમાથી કેટલોક ભાગ, એ કામની વાતચીત કરનારાઓ (મધ્યસ્થો—દલાલો)એ પોતાની હકસાઈ (દલાલી) પેટે લઇ લીધો, અને કેટલોક ભાગ એ કામની ગુંચવણ જેમણે ઉકેલી આપી તેમને આપવામા ગયો. જે થોડું ઘણુ પોતાની પાસે રહ્યું તેને લીધે આ ને પેલી બંને દુનીયામાં નુકસાન વેઠનારા થયા. પોતાના માલેકના પુત્ર પાસે મોઢું બતાવવા જેવું રહ્યું હતું નહિ; કારણ કયા આબરૂદાર વર્ત્તનના અંગે તેઓ તેની પાસે જઇ શકે કે કઇ આંખે તેનુ મોઢું જોઈ શકે ?

કબરના પત્થરની નીચે મરેલા પડેલા હોવુ,
તે નામોશી સાથે જીવવાથી બહેતર છે.

માટે આનો કાઇ ઈલાજ શોધવા તથા નદીમાથી વહી ગએલા પાણી પાછા વાળવા તેમણે કોશિશ કરવા માંડી અને કેટલાક દરવાનોને મનપસંદ વચનો આપી મિત્ર ને મળતીઆ બનાવ્યા. એ બહાને જવાનમર્દખાન અને **સરદાર મહમદખાન** જેઓ **પાટણ** ગયા હતા તેમને પોતાની આગલી તકસીરો તથા પાછલા ગુન્હા માફ કરવા બાબત લખ્યું, અને સરદાર મહમદખાનને (પાછા) આવવા બાબત લલચાવ્યો ને લોભાવ્યો. જવાનમર્દખાન ને સરદાર મહમદખાન તરફથી શાબાશી ને ધન્યવાદ સાથનો જવાબ રવાના કરવામા આવ્યો. પરંતુ નશીબ બે ડગલા આગળનુ આગળ (તકદીર તદબીરથી વિરુદ્ધ) હોવાથી એ કાગળો ભગવાનના છોકરા કાળુના માણસોના હાથમા આવ્યા. તે કાગળોનો મજકૂર વાચી તેણે મન સાથે વિચાર કર્યો કે

આજેજ બખેડાના મારગને સર કર(વો જોઇએ)
કારણ કાલે તેનો ઉપાય કરવાનો મારગ નહિં રહે.

એટલે તેણે કાંઈ બહાનું કાઢી સુલતાન અને જહાનને બોલાવી મંગાવી તેમના તાબાના માણસો ને સંબંધીઓ જોડે પકડી લીધા, તેમના બૈરાં છોકરાને કેદ કર્યા અને તેમની જીવંત ને નિર્જીવ (જંગમ ને સ્થાવર)

મિલકત જપ્ત કરી લીધી, અને પોતે જે પગવા લીધા હતા તેની ખબર અસલ કાગળો સાથે પોતાના પિતાને અમદાવાદ મોકલી  તેનો જવાબ આવ્યો કે તેમને સાકળ ને બેડીઓ પહેરાવી, મજબૂત કેદખાનામા મપૂર્ણ ચોકી પહેરા સાથે કેદ કરવા  થોડા વખત બાદ, ભગવાન સદાશીન રામ ચદ્રના હુકમ મુજબ, પેટલાદ પરગણાની વ્યવસ્થા ને જમાબદી જે મુનતવી રાખવી પડી હતી તે કરવા માટે  રવાના થયો, અને ત્યા થોડા દીવસ મુકામ રાખી, ત્યાનું કામકાજ પતાવી વાડાસીનોર ગયો. મહીને કાંઠે આવેલા કેટલાક ગામડા લૂટયા. આ અરસામા નાઝિમના નાયબ સંતોજીની મા, રાઘુનો છોકરો જે પોતાનો પૌત્ર ને સંતોજીનો ભત્રીજો થાય, તેને લઈ પોતાને વતનથી, તેને મળવા આવી  ગુજ્નાર જેને હિંદુઓ જનોઈ કહે છે તે જનોઈ પોતાના ભત્રિજાને દેવાનો વખત આવી પહોચ્યો હતો આ પ્રસગ બ્રાહ્મણો બહુ આનંદ ને દાદથી ઉજવે છે, તેથી તેને અંગે જમણવાર કરવા તથા ભોજન આપવા માટે સરસામાન તૈયાર કરવામા થોડા દિવસ રોકાયો  ગુજરાતી હિંદુઓમાના એક અમુક માણસે, તેના સારા ને માઠા બને કામ પરત્વે તેના મનપર કાબુ મેળવ્યો હતો, તથા લોકો પાસે પૈસા કઢાવવાની બાબત અને નવા રિવાજો દાખલ કરવામા તેનો કારભારી થઇ પડયો હતો, તેની સલાહ મુજબ આ જમણવાર (શુભ પ્રસગ)ની ખુશાલીમા નજરાણા (ચાલ્લા)રૂપે એક મ્હોટી રકમ લેવા માટે સિપાઇ વર્ગ, જુદી જુદી ચરાશીને વેપારીકોમ, અને કારીગરો પર વહેચાતી વહેચાતી નાખી, તે વમૂલ કરવા માટે માણસો  નીમી વસૂલ કરી લીધી આ ઉપરથી લોકોમા એ વેરો, જનોઈ વેરાને 'નામે જાણીતો થયો  એ દુષ્ટ માણસની ધિક્કારયુક્ત લોભવૃત્તિને લીધે બીજાપણ કેટલાક નવા રિવાજ (વેરા)ના પાયા નખાયા  એ નવા વેરાઓમાનો એક (આ છે)' હિંદુકોમમા વિવાહ જેને તેઓ લગન કહે છે, તે થાય તે વખતે, અને તેમની કેટલીક જાતો (ન્યાતો) જેવી કે ખેડૂતની, જેને તેઓ કણબી કહે છે, તેમનામાં અને બીજી ન્યાતોમા વિધવા વિવાહનો રિવાજ ચાલુ છે, જેને તેમની ભાષામા ધરેવા (? ઘરઘરણું) કહે છે, તેવે પ્રસગે આગવા વખતમાં કોટવાળ તેમની પાસે કાંઈક લેતો હતો અને એ વેરો (પ્રતિ)બધ કરેલા વેરાઓ (અબવાબ)માનો એક હતો, કારણ હઝરત ખુલ્દ મકાન (ઔરગઝેબ)ના વખતમા એ બધા લેગ લેવાનુ બધ કરી દેવામા આવ્યુ હતું  તે વેરાઓ લેવાનો ધારો આ સમયમા સજીવન કરવામા આવ્યો, અને દરેક ધરેવા (નાતરા) પર સવા રૂપીઆનો કર નાખવામા આવ્યો, કે જે કોટવાળને

ચણુતરે આપવાથી બીજો ધણી કરવાની રજા મળે. વળી લગન કરવા માટે તેમનામાથી કોઈ શહેર બહાર, કસબા યા ગામડામા જાન લઈને જાય તો તેને નાઝિમ, કાપડખાતાના દારોગા તથા ફોજદારે ગદનુ રૂ ચારનુ નજરાણુ આપવુ પડતું શહેર બહારથી લગન કરવા આવતી જાનને નારીએળની કીંમતના ગણી દસ આનાનું નજરાણુ આપી શહેરમા પેસવાની રજા મેળવવી પડતી આ બધા નવો કરોની દુષ્ટતા સતાજી સમજી શકતો નહતો, તથા આવા બધા કાર્યો અને કૃત્યો પાછળ રહેલો મર્મ તે શોધી શકતો નહતો, બલ્કે તેની બુદ્ધિની જાળ તેટલે ઉંચે (દરજ્જે) પહોચી શકે તેવી નહતી, તેથી પેશવાના સમયમા જોરજુલમથી પૈસા કઢાવવા ને પડાવી લેવાનું વલણ ચાલુ નહતું, તે વલણ ને તેને અગે રહેતી ગેરઆબરૂ હવે લોકો ને પ્રજાએ ભોગવવા માડી

રાજા અરધુ ઈંડુ પણ જોરજુલમથી લેવા દે,
તો (તેના) સિપાઈઓ હજારો પક્ષી ભુજી નાખે.

વહીઆલ પરગણાની વ્યવસ્થા કરવા ખડેરાવ ગયો હતો, તે કમોસમે બંડ ઉઠવાથી, વારવાર લુહારીયાના કોળીઓ જોડે ઝપાઝપી થવા છતા કાઈ કરી શક્યો નહિ, અને ન તો તેમને કાબુમા આણી શક્યો કે ન તો તેમનો કાઈ બંદોબસ્ત કરી શક્યો, તેથી તેમ કરવુ ફરી મોસમ આવવા પર મુલતવી રાખી નડીઆદ પાછો ફર્યો દુષ્ટ કોળીઓએ ધૃષ્ટતા કરી પોતાનો કુદરતી સ્વભાવ બતાવ્યો (પોતાની જાતપર ગયા) અને મુસાફરો તથા વટેમાર્ગુઓને રસ્તામા લૂટી લેવા, મારી નાખવા ને ઘાયલ કરવા માડયા, અને ગામડાના ઢોર ઉપાડી જવા તથા શહેરની આસપાસ બખેડા ઉઠાવવા લાગ્યા પોતાના ભત્રીજા સયાજીરાવની તબીઅત બગડેલી હોવાની ખબર સાભળી ખંડેરાવ અમદાવાદ આવ્યો, ને થોડા દહાડા રોકાઈ તેને પોતાની જોડે નડીઆદ લઇ ગયો સતાજીની મા તેના પૌત્રને લઈને પોતાને વતન પાછી ફરી તેને વળાવવા સતાજી એ કોમ સુધી ગયો હતો; પાછા ફરતા ઈદગાહના મેદાનમા તેના ઘોડાએ મસ્તી કરવાથી, ઘોડો લગામના કાબુમા રહી શક્યો નહિ, અને પાસે કુવો હતો તેમા પડ્યો. અકસ્માત્ ઘોડાના પગ વચમા કુવાની દીવાલને લીધે ટેકાઈ ગયા, અને સતાજી જેના જીવનની દોરી હજુ તુટી ન હતી તે હાથમા લગામ સાથે કુવાના થાળા (મ્હોડા) સુધી ચઢી આવ્યો, એટલામા અણીની વખતે તેનો એક નોકર આવી પહોચ્યો ને તેણે એનો હાથ પકડી બહાર કાઢ્યો ઘોડો કુવાને તળીએ પડી મરી ગયો. વાણસીનોરની વ્યવસ્થામાથી છુટા થઈ

ભગવાન પવિત્ર શવ્વાલ માસની અઢારમી તારીખે શહેરમાં આવ્યો. મુલતાન અને મહમદ જહાનને બેડી ને માંકળ નાંખી ભૂંડે હાલે તેમનાં બૈરાં છોકરાં સાથે પોતાની જોડે આણ્યા હતા, તેમને સંતાજીને સોંપી દીધા. વાડાસીનોર સોપી દે તો ત્રીસ હજાર રૂપીઆ આપવા એ શરતે તેમને ત્રીસ હજાર રૂપીઆ આપેલા તે પાછા લેવા તેમને કેદખાનામાં રાખી રીબાવવા ને કોરડાના માર મારવા માંડ્યા.

કરેલા કામનો બદલો મળે છે, એ ભૂલી ન જા.

ઘઉંમાંથી ઘઉં ને જવમાંથી જવ ઉગે.

માટે ઓ ડાહ્યા માણસો ! ચેતો. કોણે કર્યું ને તેનો બદલો તે ન પામ્યો ? સયાજી ગાયકવાડના પાછા આવ્યા બાદ બાકી રહેલા મહાલોની પેશકશ ઉઘરાવવા હરબારામ ગયો હતો તે પોતાનું કામ પૂરું કરી પવિત્ર ઝિલકદ માસની પંદરમી તારીખે પાછો ફરી આવી પહોંચ્યો. વરસાદની મોસમ જ્યારે આવી પહોચી ત્યારે વરસાદ આ વરસે આગલાં વરસો કરતાં વધારે પડ્યો, તેનું પરિણામ એ આવ્યું કે મોસમ આખરે જ્યારે ખરીફ પાકના ઘણા ખરાં અનાજના, દાખલા તરીકે બાજરીનાં, કેટલીક જગાએ કણુસલાં બંધાઈ, સૂકાઈ ને લણવાને કાપવા યોગ્ય થયાં હતા ત્યારે (એ કવખતના વરસાદના પડવાને લીધે) તે કણુસલાંમાંના દાણા ફરીથી લીલા થઈ ગયા ને ઉગ્યા અને ઘણે ભાગે એ પાક નાશ પામી બગડી ગયો. હિ. સ. ૧૧૭૪ મા સદાશીવ રામચંદ્રના કાગળ પરથી જણાયું કે સૂબાના કામ પર તેને નીમવામા આવ્યો નથી, પણ જંબુસર ને મકબૂલાબાદ પરગણાના મઝમદાર ગણેશ આપાને નિઝામતનું કામ સોપવામાં આવ્યું છે. આ વાતની ખબર પડતા, નાગર નામનો એક ગુજરાતી કારકુન કે સારાં માઠા કામ કરવામાં આગળ પડતો ભાગ લેતો હતો, અને એ રસ્તે જેણે ઘણી દોલત ભેગી કરી હતી, તે હવે ભવિષ્યમાં વખતે પરિણામ ખોટું આવશે એમ સમજી પોતાના કેટલાએક મદદગારો ને સહાયકોને સાથે રાખી નહાસી જઈ કોળીઓના ગામ મોજે દાભાડે જતો રહ્યો. પેશવાઈ હકૂમતની શરૂઆતથી શહેર માટે નીમેલા લશ્કરના ખરચ પેટે દરમહીને ૭ હજાર રૂપીઆ આપવાની, જે જવાબદારી ગાયકવાડના હિસ્સા પર નાખવામાં આવી હતી, તે હકીકત યોગ્ય જગાએ લખાઇ ગઈ છે. દામાજીનો નાયબ, ત્ર્યંબક મુકુંદ, જે દરેક ચીજ, લીલી ને સૂકીમા, ભાગીઓ ને હિસ્સેદાર થઈ પડ્યો હતો, તેને રૈયત પાસથી જે જે જોરજુલમથી લેવાતું અને કઢાવાતું હતું તેમાંથી, તેમજ નવા નાંખેલા કરોની ઉપજમાંથી, કરાર

મુજબ અડધો ભાગ મળતો નહતો, તેથી તેને સબંધે વાદવિવાદમા વખત કાઢી નાખી એ ત્રણ મહીના થયા તે (૭ હજારની) રકમ તે આપતો નહતો અને સામો થયો એટલે બને પક્ષ વચ્ચે વિરોધ જાગ્યો અને સફર માસની ચોથી તારીખે સવારે તેનું પરિણામ એ આવ્યુ કે, મોરચા બાધવા તથા લડાઈને યુદ્ધનુ ક્ષેત્ર તૈયાર થવાનું મડાણ થયુ. ભગવાનની સરદારી નીચે સંતાજીએ ત્રંબકના ઘર પર લશ્કર મોકલ્યુ અને તોપ બદૂકની લડાઈ થઈ, ને બને બાજૂના થોડા માણસો મરાયા ને ઘવાયા દીવસને અતે બને પક્ષ તરફથી હિતૈષી સલાહકારો વચમા પડયા અને તેમને લડતા અટકાવ્યા, અને વિરોધના વિષયનો ફેસલો કર્યો (ટટાનુ કારણ દૂર કર્યું).

## સદાશીવ રામચદ્રની ફેરબદલીમાં પેશવા બાળાજીરાવે અમદાવાદના સૂબાના નાયબ તરીકે ગણેશ આપાને નીમવો

કેટલાએક કારણોને લીધે સદાશીવ રામચદ્રને સૂબા તરીકે નીમવામાં આવ્યો નહિ, તેથી તેની ફેરફારીમા બાળાજીરાવ પેશવાએ અમદાવાદ સૂબાનો વહીવટ કરવા ગણેશ આપા, જે થોડો વખત થયા જબુસર ને મકબૂનાબાદ પરગણાના મક્તાસદારની જગાપર કામ કરતો હોઈ, પૂણામા હાજર હતો, તેને માગસરની શરૂઆતથી,–કે જે દક્ષણીઓને હિસાબે ફસન (મોસમ)ની શરૂઆત ગણાય છે, ને જે મજોગવશાત્ આ વરસમા હિ સ ૧૧૭૩ ના શવ્વાલ માસની અઢારમી તારીખે આવતી હતી,–નીમી, તે જગાનો કારભાર તેને સોપવામા આવ્યો ખાસ કરીને એ પ્રદેશમા વરસાદની ઋતુમા સરસામાન ને ભારબોજ સાથે મુસાફરી તથા હાલચાલ કરવાનુ કામ કઠણ બનકે અશક્ય હોવાથી, તથા પોતાને હજુ લશ્કર એકઠુ કરવાનુ હોવાથી, પોતે એ મુશ્કેલી ભરેલી વરસાદની મોસમ પૂરી થતા સુધી, સાજ રહ્યો, અને પોતાનો નાયબ બાપુ નારાયણ જે જંબુસરમા હતો તેને એ જગા સંભાળી લેવા લખ્યુ તે હિ સ ૧૧૭૪ ના વિજ્યી ઝફર માસની બાવીસમી તારીખે શહેરમા આવી સંતાજીને મળ્યો, અને ગનદો તથા પત્રો બતાવ્યા, અને વરસની શરૂઆતથી મહાલોની ઉપજ તથા સિપાઈઓના પગારના ખર્ચની રકમ બાબત પરસ્પર વાતચીત શરૂ

થઈ અને તેથી શહેરના મહાલોના કારભારમા તેને દાખલ કરતાં થોડી ઢીલ થઈ. પરંતુ હવેલી પરગણાના વહીવટમાં તો તે દાખલ થઈ ગયો. આ કચકચમાં લગભગ એક મહીનો ચાલ્યો ગયો. એ અરસામાં સયાજી ગાયકવાડ જે નડીઆદ હતો ને જેની તબીઅત કાંઈક ઠેકાણે આવી હતી તે અમદાવાદ આવ્યો અને સલીમના ઘરની પછવાડે પોતે જે મકાન બનાવ્યુ હતું તેમા ઉતર્યો. હવેલી પરગણા તથા અહેમદાવાદથી પેટલાદ સુધીના પ્રદેશની વ્યવસ્થા કરવાને ઈરાદે બાપુ નારાયણ શહેર બહાર આવ્યો. બીજે દીવસે,

જ્યારે સુંદર ચ્હેરાવાળી આફતાબરૂપી કન્યાએ
આ વાદળી રંગના પડદામાથી પોતાનું મુખ દેખાડ્યું,

ત્યારે લશ્કરની એક ટૂકડી ભદ્રના કિલ્લા તરફ ગઈ અને સંતાજીનો દરવાજો ઘેરી લઈ પગારનો તકાદો કરવા માડ્યો; અને સિપાયએ કઠોરતા ને કર્કશતાની હદ વટાવી ગયા. એ ટૂકડીની કડક વર્તણુકથી સંતાજીની ક્ષણેક્ષણ આકુળતા વ્યાકુળતામાં ને ગુંચવણમા જતી, તે ઘડીમા રાતો તો ઘડીમા પીળો થઈ જતો.

ક્રોધથી તેના ચ્હેરાનો રંગ બદલાતો હતો,
તેની શક્તિનું પલ્લુ હલકું થઈ પડતું.

પોતે ઓહ્દા પરથી બરતરફ થયો હતો એટલે આ મામલો તેનાથી સુધરી શકે તેમ હતું નહિ, તેથી અહંકાર ને ગર્વના ઘોડા પરથી નીચે ઉતરી તેણે નરમાશ ને નમનતાઈનો રસ્તો પકડ્યો.

ટૂંક સમય ચાલે એવું આ માયાનું તંત્ર
જેને અજ્ઞાનીઓ મુલ્ક ને માલનું નામ આપે છે,

તેને અને દોલત ને મોજમા મર્તબાની ઘેલછાને મગજમાથી દૂર કરીને—

પુષ્કળ દારૂ પીધા બાદ પણ ભાન રાખી બેસવું સ્હેલ છે,
પરંતુ દોલત મળે ને પછી ઘેલછા ન આવે તોજ તે માણસ કહેવાય.—

ટૂંકામા બાપુ નારાયણને બોલાવી મંગાવી શહેરના મહાલ તેને સોંપી દીધા ને સિપાઈઓની માગણીને પહોચી વળવા તેને વચમા નાખી, તે કામનો ફેંસલો કરી દીધો. બાપુ નારાયણે રઘુશંકરને કોટવાળ નીમ્યો અને શહેરના મહાલો પર પોતાના માણસો મૂકી દીધા. સંતાજીએ જવાની તૈયારી કરવા માડી, અને પહેલા રબી માસની પંદરમી તારીખે બાપુ નારાયણ જે આપા ગણેશને આવકાર આપવા જતો હતો તેની જોડે શહેર બહાર નીકળી પડ્યો અને રાયપૂર દરવાજા બહાર કાંકરીઆ તળા-

વને કાંઠે છાવણી નાખી તંબુ તાણી ત્યા રહ્યો. આપાજી વડોદરાની પડોશમા આવ્યો છે એવી ખબર મળી એટલે બાપુ નારાયણે રામાજી નામના માણસને પોતાની જગાએ શહેર માચવવા તથા તેનો બચાવ કરવા માટે નીમ્યો. પોતાના ભાગની પેશકશ ઉઘરાવવા સયાજી ગાયકવાડે હરબારામને સોરઠ જિલ્લામા જવા માટે નીમી તેને પોશાક આપ્યો, ને સેવકરામને લઈ શહેર બહાર આવ્યો, અને અમુક કામ માટે આપા ગણેશને મળવા ચાલતો થયો. સત્તરમી તારીખે સંતોજી ને બાપુ નારાયણ કૂચ કરી આગળ વધ્યા અને પેટલાદની પાડોશમા, જ્યા મહી નદી ઉતરી આપા ગણેશ આવી પહોચ્યો હતો તેને મળ્યા. ત્યાથી સંતોજી પૂણે જવા રવાના થયો. આગળ જણાવ્યા મુજબ સુલતાન હબશી ને મહમદ જહાન વાડાસીનોરની બાબતમા દગો કરવાને લીધે કેદ પકડાયા હતા, ઘણી મારફાડ કરી તેમને કોરડાના માર મારવામા આવ્યા છતા જે મતલબ પાર પાડવી હતી તે પડી નહિ તેથી સાકળ ને બેડીબધ સંતોજી તેમને પોતાની સાથે લઈ જતો હતો. આરબ જમાદાર અબદુલ્લા ઝુબેદીએ પોતે ભલુ કામ કરે છે એમ ગણી મધ્યસ્થ બની ત્રણ હજાર રૂપીઆ આપવાની જવાબદારી લઈ તેમને કેદમાથી છોડાવ્યા.

કચ્છના જમીનદાર રાજા લખપતના એક બ્રાહ્મણ વકીલ થાવરજીને, નિઝામતના નાયબ રામાજીએ તેના લખેલા કેટલાક કાગળો પકડાવાથી પકડી કેદમા નાખ્યો. સયાજી ગાયકવાડ બીજા રબીમાસની પહેલી તારીખે વડોદરે જવા રવાના થયો. આપા ગણેશ ખંભાત ચોરાસી તાબેના ઉમેદા ગામ સુધી આવી પહોચ્યો, અને ત્યા જમીનદાર જોડે લડાઇ કરી અગીઆર હજાર રૂપીઆ પેશકશ લીધી. દહેવાણના કોળીઓએ બડ ને બખેડાની ખીણમા ચાલવા માડ્યુ હતું અને અત્યાર પહેલા થોડા વખતપર જંબુસર પરગણાના ઢોર ઉપાડી ગયા હતા, તેથી લશ્કર લઈ જઇ તે ગામ પર હુમલો કર્યો, જેમા થોડા કોળીઓ મરાયા ને ઘવાયા. ત્યાથી કૂચ કરી ખંભાત બદરની પાડોશમા આવ્યો અને ત્યાના મુતસદ્દી મોમિનખાન પ્રત્યે સલાહસંપ ને મિત્રભાવ દર્શાવી તેની મુલાકાત કરી; ત્યાના મહાલના અડધ હિસ્સાના રૂપીઆ ચોર્યાસી હજાર તેણે હક્કતેથી આપવા એવુ ઠરાવવામા આવ્યુ મોમિનખાન તરફથી એક હાથીની ભેટ લઈ ખંભાત બદરેથી પોતાના માણસો ખેચી લીધા અને ત્યાથી ઠાસરા તાલુકાના ડાકોર ગામમાં આવેલી હિંદુઓની એક ઘણી પવિત્ર મૂર્તિના દર્શન કરવા ઠાસરા પરગણા તરફ ગયો, ને ત્યાથી વાડાસીનોર ગયો. સયાજી ગાયકવાડ જે વડોદરે ગયો હતો તે પહેલા જમાદીમાસની અગીઆરમી તારીખે શહેરમા

આવ્યો. વહીઆળ પરગણાના કોળીઓ જેઓએ આગળ તોફાન ને બંડ કર્યું હતું તેમનો બંદોબસ્ત કરવા તથા તેમને સજા કરવા ખંડેરાવ ગાયકવાડ નડીઆદથી તેણી તરફ ગયો, અને વાત્રક કાંઠાના જિલ્લાના બાંટખોરોના જમીન લઇ લુહારીઆ ગામ લુંટયું, અને પારોશના કોળીઓના કેટલાએક મુખીઓને કેદ પકડયા, અને વીજાપુર ને વેલનગર પરગણા જે જવાનમર્દખાનના તાલૂકાના હતા તે રસ્તે થઇ ઈડર જવા નીકળ્યો. વેલનગરના અને વીજાપૂરના ઘણાં ગામડાઓમાંથી મહેમાની તરીકે કાંઈક લીધુ. રાજા શીવસંગના તાબામા ઈડર હતું તેના વકીલો હાજર થઇ ગયા અને કરાર મુજબ દર વરસે અપાતું રહેશે એવી તેના મનની ખાતરી કરી આપી. પછી કડી પરગણાની વ્યવસ્થા કરવા માટે તેણી તરફ લગામ ફેરવી ત્યા ગયો. જવાનમર્દખાને નવા લશ્કરની ભરતી કરી, પોતાના તાલૂકાના પરગણાનો બંદોબસ્ત કરવા પાટણ શહેરમાથી બહાર આવી, રાંધનપુર તરફ જઇ ત્યાથી કચ્છ તાબેના અંજારગામ સુધી પહોચી જઈ કેટલાએક ગામડાંઓ પાસથી મહેમાની તરીકે કાંઈક વસૂલ કર્યું મહમદ ઝફર બાબીને પોતાના કાકાના છોકરા મહમદ મહાબતખાન વલદે શેરખાન જોડે ટંટો થએલો હોવાથી મહમદ ઝફરે જૂનાગઢની બહાર નીકળી બંડ કરવાનો વિચાર કર્યો હતો. મહમદ મહાબત પણ લશ્કર એકઠુ કરી બહાર આવ્યો હતો. તેમના વચ્ચેનો ટંટો દૂર કરવા અને તેમને ઠંડા પાડવા જવાનમર્દખાન તે જિલ્લા તરફ ગયો, અને રસ્તામા આવતી દરેક જગા ને દરેક ગામમાથી મહેમાનીને નામે કાંઇક લેતો લેતો આગળ વધ્યો. મહમદ મહાબત ને મહમદ ઝફર એક બીજાની પાછળ આવી તેને મળ્યા. અક્કલમંદી અને સાધારણ બુદ્ધિવાળી દલીલો કરી જવાનમર્દખાને તે બનેને શત્રુતા ને ટંટો કરતા અટકાવ્યા અને ઠંડા પાડયા અને બને લશ્કરને સાથે લઈને સોરઠના પરગણાની જમાબંદી કરી મહેસુલ વસૂલ કરી, લોલીયાણા ને ધંધુકાની નજદીક આવી પહોચ્યો. બીજા જમાદીમાસની ચોથી તારીખે સૂબાનો નાઝિમ આપા ગણેશ શહેરમા દાખલ થયો અને હિંદુ તથા વહોરા કોમના શેઠીઆઓ અને વડાઓએ જઈ તેની મુલાકાત લીધી. પોતાની પાસે રજૂ થતા કામોનો તેણે નીકાલ કરવા માડયો, અને અત્યાર પહેલાં રાજા લખપતસિંગના કાગળો સંબંધે રામાજીએ થાવરજીને કેદ કર્યો હતો તેને સયાજી ગાયકવાડની ભલામણથી છોડી દીધો. વળી એવી ખબર પણ આવી કે ધંધુકાની પાડોશમાથી મહમદ મહાબતથી છૂટો પડી જવાનમર્દખાન વીરમગામ તાબે પાટડી ને બજાણાને રસ્તે થઇ પાટણ શહેર

તરફ ગયો અને તે મહીનાની છઠ્ઠી તારીખે શહેરમા દાખલ થયો બારમી તારીખે સયાજી ગાયકવાડ વડોદરે જવા રવાના થયો ગાયકવાડનો માણુસ હુરબાજી જેને ગાયકવાડના હિસ્સાની મોગલની જમાબંદી કરવા તથા મહેસુલ ઉઘરાવવા માટે નીમવામા આવ્યો હતો તે ઘોળકાથી રસ્તે પડયો આપાજી ગણેશ લગભગ એક અઠવાડીઉ શહેરમા રહ્યો અને કાપડખાતુ, સાયરમહાલ અને ×ઢોરખાતુ દક્ષણી પંડીતો (બ્રાહ્મણો)ને હકતાથી ઉપજ વસુલ આપવાની શરતે સોપ્યા ઘોઘા પરગણુ બંદર સાથે ઝાહેદઅલી વેપારીને આપ્યુ, અને કેશવરામ નામના માણુસને શહેર નાયબને ઓદ્દે નીમી પોતે કડી ને વીરમગામ પરગણા તરફ જવા ને પેશકશ ઉઘરાવવા માટે નીકળી પડયો, કડી જિલ્લામા ખંડેરાવ મળી ગયો, તેને મળી પોતે સોરઠ તરફ ચાલ્યો ગયો

---

શહેનશાહ અહમદશાહ અબ્દાલીના લશ્કરના આવવાનો ટૂંક અહવાલ, પાટનગરમાં બનેલા બનાવોની વિગત, બાલાજીરાવ પેશવાના કાકાના દીકરા સદાશીવ પંડીત ઉર્ફે ભાઉનુ મ્હોટા લશ્કર સાથે આવવુ, અને અફગાનો જોડે રણક્ષેત્રમાં ઉતરવુ, તે કૃપાળુ ઈશ્વરના હુકમથી દક્ષણીઓની છાવણીનુ લૂટાવુ. સૂબા સબધે મોમિનખાનના નામનુ શુજાઉદ્દૌલાની મહોર સાથના બાદશાહી ફરમાનનુ નીકળવુ, દામાજીરાવ ગાયકવાડનુ વડોદરે આવવું, અસ્તીત્વના પ્રદેશમાથી બાલાજીરાવ પેશવાનું નાશના મુલકમાં જવુ, અને હિ. સ. ૧૧૭૪ ની આખર સુધીમાં બનેલા બનાવો

---

પૂર્વે મીરઝા મંગીના શાહજહાનાબાદ બેનામ સાથે ગાદીએ બેસવાની હકીકત જણાવતા, વેર લેવાને મગરૂર શહેનશાહ અહમદશાહ અબ્દાલીનું

---

× ઢોરખાતુ=Customs on cattle Aitchison's Treaties Vol. VI, P 215

પાટનગર' તરફ આવવું, અને જિંકોજી મરાઠો જે થોડા મહીના થયા નજીબઉદ્દૌલા જોડે લડતો હતો તેની સહાય ને મદદ લઇ વજીરઉલ્-મમાલેકનું તેની સામે થવા જવું, આ વિસ્મયકારક કલમથી લખાઇ ગયું છે. તે સરહિંદ સુધી આવી પહોંચ્યો છે એવી ખરી ખબર મળતાં, વખતને માન આપી પોતે નજીબઉદ્દૌલા જોડે બનાવટી-(ખોટી)-સંધિ કરી, ઉપર ઉપરની સલાહ કરી, અને મરાઠાઓને જોડે લઈ શાહના આવવાના મારગ બંધ કરી તેની સામે થવા કૂચ કરી જમના નદી ઉતરવાના ઘાટ આગળ આવી પડયો. શુજાઉદ્દૌલા પોતાના તાલુકા અયોધ્યા તરફ પાછો ફર્યો. નજીબઉદ્દૌલાને શાહ જોડે સંબંધ હતો એટલે તેણે પોતાની જોડના લશ્કર સાથે તથા શુજાઉદ્દૌલાના એક અમલદાર અલીબેગખાન, જેની પાસે ત્રણહજાર સવાર હતા તેને સાથે લઇ ઉપલાણાને રસ્તે, પોતાની લગામ શાહી છાવણી તરફ ફેરવી, અને હિ. સ. ૧૧૭૩ ના પહેલા જમાદી માસની નવમી તારીખે શાહને જઈ મળ્યો. પોતાને (નદીના) ઘાટ ને ઉતારની માહીતી હતી એટલે શાહીફોજ સાથે રાખી લડતો લડતો પોતે નદી પાર ઉતર્યો. વિચાર કરી જોતાં ને વખત જોતા ત્યા આગળ લશ્કર ગોઠવી, ઝપાઝપી ને લડાઈનું ક્ષેત્ર તૈયાર કરવું વજીર ઉલ્‌મમાલેકને સલાહ ભરેલું ન લાગવાથી તે શાહજહાનાબાદના પાટનગર તરફ પાછો ફર્યો ને ત્યા મોરચા બાંધ્યા. શાહનું લશ્કર પણ તેની પાછળ ઝપાટાબંધ આવી પહોચ્યું. દક્ષણીઓ જેઓ શહેરના કોટની બહાર પડયા હતા તેમની જોડે એક રાત ને દહાડો તોપ ને બંદૂકની લડાઈ ચાલી આખરે જ્યારે લડાઇનો મામલો મુશ્કેલ થઇ પડતો (બગડતો) લાગ્યો અને જિંકોજીના કાકા, જી આપા સિંધીઆનો ભાઇ ધનાજી, જે દક્ષણી ફોજનો સરદાર હતો તે માર્યો ગયો ને જિંકોજી પોતે ઘાયલ થયો ત્યારે બીજાઓના, એ યુદ્ધમા ટકી રહેવાની તાકાતના, પાયા હાલી ઉઠયા, એટલે ત્યા ઉભા રહેવાને બદલે ત્યાંથી ન્હાસી જવું તેમણે વધારે પસંદ કર્યું, અને તેમની છાવણી ને તંબુઓ શાહીફોજને હાથે લૂંટાયાં ને નાશ પામ્યાં. વજીર ઉલ્‌મમાલેક મરાઠાઓની મદદપર ઝઝુમતો હતો, તેનો ટકાવરૂપી પગ પણ આ શોક ભરેલા બનાવને લીધે ન છૂટકે સરવા માંડયો. મરતાં બચેલા દક્ષણીઓ ન્હામતા ન્હાસતા કોટની દીવાલ તરફ આવ્યા, અને આગળ જણાવ્યા મુજબ સુરજમલ જાટને વતન ભરતપોર જ્યાં, તેણે સાવચેતી વાપરી પોતાનાં સગાસંબંધીઓ તથા સરસામાન મોકલી દીધાં હતા, સાં વજીર પોતે પણ આવતો રહ્યો, અને વગર અટકાવે

અહમદશાહે પાટનગરનો વહીવટ કરવા માંડ્યો. અફ્ઘાન લુંટારાઓના હાથ ત્યાંના વતનીઓના મકાન અને ઉંચ ને નીચના ઘરોપર લંબાયા બે રાત ને દહાડો તેમણે લૂંટ અને કાપાકાપી (કતલ) કરવામા કાઢ્યા, એટલે જે કાંઈ થોડી સંખ્યા બચી ગઈ હતી તે આ આફતમા પાયમાલ થઈ ગઇ શાહ થોડા દીવસ પાટનગરમાં રહ્યો અને યાકૂબઅલીખાન નામના માણસને લશ્કર આપી પાટનગરના સૂબા તરીકે અને મુબારક કિલ્લાના રક્ષણ માટે નીમી, નજીબઉદ્દૌલાની સલાહ મુજબ અકબરાબાદની રાજધાની તરફ જવા, જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવા તથા જાટને ઉખેડી નાખવા, પોતાના ઇરાદાનો ઝુંડો ફરકાવ્યો. જયનગરની પાડોશમા આવી પહોચી સાબિતગઢ વગેરે જગાએ જાટના જે થાણા હતા તે લઈ લીધા. સુરજમલ જોડે પેશકશની વાતચીત ચાલી. આ અરસામાં મરાઠાઓની એક ફોજ લઈ મલ્હાર ગાયકવાડ પાડોશમા આવી લાગ્યો. એ બે લશ્કર વચ્ચે ઝાઝું અંતર હતુ નહિ, અને જિંકોજીવાળા બનાવથી શાહી લશ્કરના ત્રાસ ને ભયની છાપ મરાઠાઓના મન પર મજબૂત પડી ગએલી હતી, તેથી મલ્હારરાવ કૂચ કરી ગયો અને પાટનગરની પાસેથી જમના નદી પાર ઉતરી, નજીબઉદ્દૌલા જેને એ અહમદશાહને બોલાવવાનુ મૂળ તથા પાયો સમજતો હતો, તેના તાલૂકાના પ્રદેશ પર, પોતાના જાતી સ્વભાવ પ્રમાણે કાપાકાપી ને લૂટ ચલાવી તેને ખરાબ કરવા ચાલ્યો ગયો, અને આસપાસ પાડોશમા જુલમનો હાથ લંબાવી, સિકંદરાબાદ જે એક સુંદર જગા હતી તેને લૂટી લીધી અને અગણીત વસ્તુઓ લૂટમા મેળવી તે જિલ્લાની ખરાબી કરવાનુ મનમા ધાર્યુ શાહને તેની ખબર પડતા નજીબઉદ્દૌલાની સલાહ મુજબ મધરાતે કૂચ કરી, એક રાત ને દીવસમા ચાલીસ કોસ કાપી પાટનગર આવી પહોચ્યો, અને જમના નદી ઓળંગી ત્યા જઇ પહોચ્યો ને મલ્હાર જોડે થોડો વખત લડાઈ થઇ. એણે જોયુ કે શાહી ફોજની સામે ઉભા રહી શકાય તેમ હતું નહિ એટલે તેણી તરફ આગળ વધવાનો ઇરાદો તોડી નાખી ઘણી ત્વરા ને પુષ્કળ ઝડપથી જમના નદી ઉતરી પડ્યો ગરમાની અયઘામણુ તથા બે દીવસ લાંબી મજલો કાપવાના થાકને લીધે શાહનુ લશ્કર મુકામ નાખી પડ્યુ હતું, એટલામા એકાએક જમના નદીમા પૂર આવ્યુ અને નદી પાર ઉતરવાનું અટકી ગયુ હોડીઓ એકઠી કરવા તથા પુલ બાધવા ઘણી મહેનત કરી પણ કાંઈ વળ્યુ નહિ. આ અરસામા જિંકોજી સિંધીયા, બહાદુરખાન, બલવંતરાવ મેહેંદળે અને નારોશંકર (? ) ... 

થોડા દીવસ મલ્હારની સલાહ તથા જાટની સુચના મુજબ વઝીર ઉલ્-મમાલકે નજીબ ઉદ્દદાલાને વચગાં નાંખી, સલ્તનત (સામ્રાજ્ય) તથા પોતાનો વઝીરનો ઓધ્ધો કાયમ- રાખવા બાબત અને દક્ષણીઓ જોડે સલાહના કોલ કરવાની વાતચીત ચલાવી, પણ તેનું કશું પરિણામ આવ્યું નહિ એટલે પોતે તેમનાથી છૂટો પડી પોતાને અમલ મથકે–ભરતપુર–પાછો ફર્યો. એ અરસામાં બાલાજીરાવ પેશ્વાના કાકાનો છોકરો સદાશીવ પંડિત ઉર્ફે ભાઉ, જેના અધિકારના જમણા હાથમાં અને અખત્યારની મુઠમાં રાજ્યનો કારભાર ને માલી ને મુલ્કી વહીવટની બાંધછોડના સંબંધ ને નિસબત રહેતા હતા તેને સદરહુ બનાવોની ખબર પડી, તેથી તેમને મદદ ને સહાય કરવાને ઈરાદે અને (બાદ)શાહ જોડે યુદ્ધ ને તલવારબાજી કરવાને વિચારે, ભારે તોપખાનું, મ્હોટું લશ્કર, બાલાજીના છોકરા વિશ્વાસરાવ ને તેના ભાઈ શમશેર બહાદૂર, દામાજી ગાયકવાડ અને બીજા દક્ષણી સરદારોને સાથે લઈ, કીડીઓ ને તીડોનાં અસંખ્ય ને અગણીત ટોળાંની માફક પૂણેથી હિંદુસ્તાન તરફ આવવા નીકળ્યો હતો તે આવી પહોચ્યો. શાહના બોલાવ્યાથી શુજાઉદ્દૌલા આવી તેને મળ્યો. સદાશીવ ભાઉનું આગમન, વઝીર ઉલ્મમાલેકને સમયની સાનુકૂળતા ને નસીબની યારી જેવું લાગ્યું, એટલે પોતે આવી તેને મળ્યો, અને વચન ને પ્રતિજ્ઞા લઈ તેને સોગંદથી દૃઢ કરાવી સુરજમલ જાટને બોલાવી તેને મેળવ્યો. તેમની સભાઓ ભરાઈ અને અભિપ્રાય એવો થયો કે જમના નદીમાં પૂર આવ્યું છે અને એકાએક ત્યાથી ઉતરી આવાય એવો સંભવ નથી, તેથી શાહ હાલ તરત નદી ઓળંગી શકે એ શક્ય નથી, એટલે પાટનગરનો કબજો લઈ ઘાટ ને ઓવારાનો બચાવ કરવો જોઈએ, અને સઘળી જગાએથી હોડીઓ જપ્ત કરી લઈ ઠેકઠેકાણે શુરવીર લડવૈયા ગોઠવી દેવા જોઇએ. તેઓ ઝપાટાબંધ કૂચ કરી તેણી તરફ ગયા. હવે યાકૂબઅલીખાન પાસે એટલું લશ્કર નહતું કે જેથી શહેરનો બચાવ કરી શકે તેથી નજ્ટકે મુબારક કિલ્લાને મજબુત કરી પોતે તેમા પેસી ગયો. વઝીરઉલ્મમાલેક તથા સુરજમલ જાટનાં માણસોએ દક્ષણીઓની મદદથી, કિલ્લાની સામે ને આસપાસ આવેલાં અમીર ઉમરાવોના મકાનો પર મોરચાઓ બાધી ત્યાથી તોપ બંદૂક ફોડવા માંડયાં. પોતાની શક્તિઅનુસાર યાકૂબઅલીખાન પણ તેમની સામે થયો અને થોડો વખત ટકી રહ્યો. શાહ અબદાલી પણ જમનાને પેલે કાંઠેથી આવી પહોચ્યો અને શહેર તથા કિલ્લાના કોટની સામે છાવણી નાખી. નદીમાં ઘણું પૂર આવેલું હતું, હોડીઓ દક્ષણીઓના કબજામાં હતી, અને

નદી ઉતરવાના ઘાટ ને ઓવારા બંધ કરવામા આવ્યા હતા, એટલે ઘણાએ રસ્તા શોધ્યા પણ કાંઈ વળ્યુ નહિ, તેથી નદીને કાંઠે તોપો ગોઠવી મરાઠાઓની છાવણી પર ગોળા ફેંકવા માંડ્યા. પોતાને મદદ મળશે એવી આશાએ યાકૂબઅલીખાન મન મજબૂત રાખી બેઠો હતો તે નિરાશ થઈ ગયો અને ખાદ્ય ખોરાકીનો સામાન ને યુદ્ધસામગ્રી ખૂટી જવાથી સલાહ કરવાની વાત કબૂલ રાખી, વઝીર ઉલ્‌મમાલેક અને સુરજમલ જાટ મારફતે દૃઢ વચન લઈ બહાર આવતો રહ્યો, અને કિલ્લાનો વહીવટ સુરજમલને હાથે થવા માંડ્યો. અહંકાર ને ગર્વને લીધે કેટલીએક અસંભવિત વાતો સદાશીવ ભાઉના મગજમા ઘૂમતી હતી, તથા અશક્ય કામો કરવાની છબી તેની દૃષ્ટિ આગળ ખડી થઇ હતી, એટલે મુબારક કિલ્લો તથા બાદશાહોના રાજ્યાભિષેકનું સ્થળ જોવાની ઇચ્છાને બહાને કિલ્લામા જાટના જે માણસો બંદોબસ્ત જાળવતા હતા તેમને દૂર કરી પોતાના માણસો ત્યા મૂક્યા, અને વિશ્વાસરાવ, દામાજી ગાયકવાડ અને પોતાના બીજા કેટલાક ભરોંસાદાર સાથીઓને જોડે લઇ કિલ્લામા પેઠો. તેની વિનતી પરથી હઝરત શાહજહાન આવીને તખ્તપર બેઠા, તેમને નમન કરી પોતે બે મહોરનું નજરાણું ધર્યું, આદાબ બજાવી અને વિદાય લીધી, એટલે હજૂરથી મહેલની અંદર ગયા. ત્યારબાદ તેણે બધા મકાનો, હયાતબક્ષ નામનો બાગ, અને દારૂગોળો રાખવાની જગાઓ જોઇ, અને કારખાનાવાળા કેટલાએક ઓરડા ખોલ્યા અને શ્રેષ્ટત્વનું ચિહ્ન દાખવતુ સોનેરી રત્નજડીત તખ્ત રહી ગયુ હતું તે લઇ લીધુ, અને કિલ્લાનો વહીવટ પોતાના માણસોને સોંપી છાવણીએ પાછો ફર્યો વઝીર ઉલ્‌મમાલેક ને જાટે તેને કહેવડાવી મોકલ્યુ કે તારી ઇચ્છા તો કિલ્લો જોવાની હતી અને તે ઇચ્છા અમલમા આવી પરંતુ કિલ્લાનો બચાવ કરવાનો અધિકાર હમારો છે માટે તારા માણસ ખસેડી લેવા. આસમાનના ફેરાએ અને વિનશ્વર (ઇશ્વરી) આજ્ઞાએ દક્ષણ-પર ને હિંદુસ્તાનપર તેની સત્તા જમાવી દીધી હતી, પૈસો આપ્યો હતો અને મ્હોટું લશ્કર પોતાના હાથ તળે હતું, તેથી અભીમાન અને મત્સરના રાગડાએ તેના મગજના મહેલમા માળો બાંધ્યો હતો અને તેને લીધે કોઈ બીજા જાતના બેહૂદા વિચારનું ખમીર તેની મનરૂપી ભઠ્ઠીમા ચઢી ગયું હતું, જેને પરિણામે પોતે નિરર્થક શબ્દો જવાબમા કહેવડાવી, તેમની વાત કબૂલ કરી નહિ.

બેવકૂફીને લીધે તેના મગજમા
એવો જોશ પેદા થયો કે જેથી તેણે (પિનનું) માથું ખોયું.

દીવાને ખાસની છત જેના પર ચાંદીના પતગનું પડ હતું, તે ઉખેડી લઈ લગભગ દસ લાખ રૂપીઆની ચાંદી ટકશાળમા મોકલી તેના સિક્કા પડાવ્યા અને પોતાના ખર્ચમા વાપર્યા ભૂખે મરતા કાફરોની જેમ મરાઠા લશ્કરના માણસોએ શહેરને એક ખાલી ઘર જેવુ સમજી, અમીર ઉમરાવો અને શેઠીઆઓના મહેલોમા પેસી જઈ જે હાથમા આવ્યુ તે તેઓ ઉપાડી ગયા, વળી તેમા છૂપો ખજાનો દાટેલો હશે એમ ધારી ઘણા મકાનો ખોદી નાખ્યા, અને તેના લાકડા ને પાટીઆ બળતણની જગાએ વાપર્યા.

જ્યારે કમભાગ્ય આવે છે
ત્યારે માણસ ન કરવાનું કરે છે

વજીરઉલ્‌મમાલેક તથા સુરજમલ જાટ જેમની પાસે બધુ મળી દસ બાર હજાર સવારનુ લશ્કર હતું તેઓ આ ઘટનાની હકીકત સાભળી આકુળ વ્યાકુળ થઇ ગયા બાદશાહી ( સરકારી ) ફોજ તો વજીર ઉલ્‌મમાલેક પાસે હતી તે સિવાય બીજી હતી નહિ, અને એ ફોજને પણ સુરજમલનો ટેકો હતો, તેથી તેમને કાઢી મુકી પૂર્વ બાજૂનો કબજો લેવાનો ઇરાદો કરી સદાશીવ ભાઉએ તે કામ પર પદર હજાર દક્ષણી સવારોની નીમી દીધા અને એવો હુકમ કર્યો કે તેમણે તેમની છાવણી ફરતા ફરી વળી (તેને) ઘેરી લેવી મલ્હારરાવને આ વાતની ખબર પડતા પોતે સદાશીવ ભાઉને તેમ કરતા અટકાવી શકે એમ હતુ નહિ તેથી સુરજમલને તેનાથી વાકેફ કરી દીધો, જેથી તેણે ન્હાસી છુટવાનો રસ્તો વિચારી કાઢી અને મુક્ત થવાનો મારગ શોધી કાઢી શુજાઉદ્દૌલા સાથે જોડેના જૂના સંબધની વાત ધ્યાનમા રાખી દક્ષણીઓના મનની છૂપી વાતથી તેને માહીતગાર કર્યો તેણે એક યુક્તિ રચી, અને નદીની પેલી બાજૂએથી તોપ ને બાણ છોડવા માડયા, તથા નદી ઉતરવા માટે શોરબકોર થતો હોય એમ બતાવી દક્ષણીઓને ( પોતાની સામે ) લડવામા મશગૂલ રાખ્યા બને બાજૂએથી ગર્જના કરતી તોપોનો ગડગડાટ થવા માડયો અને દારૂગોળાનો ધુમાડો વાદળા માફક નદીના પાણીની સપાટી પર ચડતો રહ્યો અને અગ્નિના કરાની જેમ ગોળાઓ વરસાવતો રહ્યો આ તકનો લાભ લઇ સુરજમલે વજીરને સાથે લઇ મોતની એ ભયકર ખીણમાથી નીકળી જઇ વલ્લભગઢ જઇને આશરો લીધો શુજાઉદ્દૌલાએ મહેરબાની દેખાડી તેને દિલાસો આપી શાહ પાસેથી પોશાક અને ફરમાન મેળવી તેના પર મોકલ્યા વજીર પોતાના સગા સબધીઓને લઇ ભરતગઢ ચાલ્યો ગયો વિધાના

પોતાની તદબીરને આડે આવી છે તે હકીકતની સદાશીવ ભાઉને ખબર પડતાં—થવાનું થઈ ગયા બાદ—પોતે સુરજમલને એક પોશાક ને હાથી ભેટ મોકલી લખી જણાવ્યું કે હમારાથી છૂટા પડી, શાહ જે હમારો ને તમારો બંનેનો શત્રુ છે તેને મળી જવું તમને શોભતું નથી. છતાં જ્યારે એવું બન્યું જ છે (અને તું હમારાથી છૂટો પડી ચાલ્યો ગયો છે) ત્યારે રસ્તા તથા મારગો એવી રીતે બંધ કરી દે કે જેથી અનાજનો એક દાણો પણ સામાપક્ષને મળી શકે નહિ. સુરજમલ થોડા દહાડા વલ્લભગઢ પડી રહ્યો હતો તે શુજાઉદ્દૌલાની સૂચના મુજબ પોતાને રહેઠાણે પાછો ફરી બેમાંથી એકે પક્ષને મદદ કે સહાય ન કરતા ઘરમા બેઠો. આ અરસામા ખબર આવી કે શાહના બોલાવ્યા મુજબ ઘગર કોમના ૭ હજાર અફઘાનો સરહિંદ સુધી આવી પહોચ્યા હતા. સરહિંદનો ફોજદાર અબદુસ્સમદખાન અને કુતુબખાન જે પહેલેથી કર્નાલના પુલ પર મુકામ કરી પડયા હતા તેઓ ઝપટથી કૂચ કરી ગોંદાના ઘાટ આગળથી જમના નદી ઉતરી પાણીપત આવી પહોચ્યા. વીઠ્ઠલ સુખદેવ સદાશીવ ભાઉ જોડે આવ્યો હતો. તેને પાચ ૭ હજાર દક્ષણી સવારો સાથે તે બાજૂના ઘાટ ને નદી ઉતારનું સંરક્ષણ કરવા નીમવામા આવ્યો હતો તેણે તેમની સામે ટકી રહેવા જેટલી શક્તિ પોતાનામા જોઈ નહિ અને જે હકીકત હતી તે સદાશીવ ભાઉને લખી જણાવી. બીજા ઘારો આગળ પાણી ઘણુ ઉંડું હતું એટલે ત્યા આગળથી સામાપક્ષથી નદી ઉતરાય એવું ન હોવાની તેના મન સાથે તેને ખાત્રી હોવાથી નારૂ શંકર નામના માણસને ત્રણ ચાર હજાર સવારની ફોજ સાથે મુબારક કિલ્લામા રાખી, પાટનગર—“ જેની અંદર પ્રભુ સિવાય બીજા કોઇનો વાસ હતો નહિ ” એ વચનનું સત્ય પ્રદર્શિત થતું હતુ, કારણ ઉચ ને નીચ, સર્વેએ, પહેલેથી જ આ વમળની આફતમાથી બીજી જગાએ આશરો શોધી લીધો હતો અને બહાર જતા રહ્યા હતા, તેવું પાટનગર—તેને મોપ્યુ, અને બાદશાહી તોપખાનામાથી અજગરના મ્હોડા જેવી ( ભયકર ) તોપો, દારૂગોળો ને બાણો, મ્હોટા જથામાં સાથે લઈ, દરેક રીતે તૈયારી કરી, પહેલા રબી માસની ત્રીજી તારીખે, તે બાજૂ જવા નીકળ્યો. વિધાતાની શક્તિધારક, ચનીના ગૃહની ઉચ્ચનાવાળા હજૂર શાહઆલમ જેઓ વક્રઉલુમમાસેક જોડે અણુ-બનાવને લીધે અઝીમાબાદ પધારી ગયા હતા, તે બાબત તેની યોગ્ય જગાએ લખાઈ ગયું છે. આલમગીર બાદશાહ સંબંધે નાપસંદ ને ભયંકર બનાવ બનવાની ખબર મળ્યા બાદ-તેઓ તેમની પાછળ શોક ને માતમની

ક્રિયા કરવામા રોકાયા હતા પછી પૃથ્વી અને પૃથ્વીવાસીઓને ઇશ્વર તરફથી તેમના રક્ષણ નીચે દુર્લભ અનામત રકમ તરીકે તેમને સોપવામા આવેલા હોવાથી તેમના કામકાજનો બદોબસ્ત કરવા પોતાના બાપદાદાની ગાદીએ પહેલી વખતનું આરોહણ કરી, બાદશાહી છત્ર માથા પર ધરી પોતે સનતનતનો વાવટો ફરકાવ્યો હતો એ હજુરશ્રીના માનવતા મોતીજી, નવાબ ઝીનત મહાલ, દીન ને દોલત (ધર્મ ને બાદશાહી) ની આખની કીકી જેવા, હજુરશ્રીના પ્યારા પુત્ર, મિરઝા જવાનબખ્તને સાથે લઇ, તે વખતે પાટનગરમા રહેતા હતા, તેમણે, જેમ વિધિ ને વિધાનાની આજ્ઞાથી શેતાનની અપવિત્ર હસ્તીના હાથથી સુલેમાન પાદશાહનુ તખ્ત થોડો વખત ભ્રષ્ટ થયુ હતું, તેમ હિંદની રાજસત્તા મરાઠાઓના હાથમા ગઇ હતી, તેથી (તેનો ઉપાય કરવા ) અને હજુરશ્રીનો અમલ કાયમ કરવા સમય વર્તી જઇ ને જમાનાને માન આપી, એક યુક્તિ વિચારી કાઢી સૈફુદ્દીન ખાન કે જે ત્યા હાજર હતો તેને મહારાવ ભાઉ પાસે મોકલ્યો તેણે એક મ્હોટી રકમ, થોડી તુરતાતુરત ને થોડી પછીથી, આપવાનું કબૂલ કરી, બાદશાહ તરીકે હજરત શાહઆલમને કાયમ રાખવા તથા તેમના નાયબ તરીકેનો હોદ્દો ને પાટવી કુવરનુ પદ શાહજાદા મિરઝા જવાનબખ્તને આપવાનો કરાર કરાવી લીધો, અને શાહજહાનને કેદ કરવા, માનવત હજુરશ્રીના નામનો ખુતબો પઢવા તથા તેમના નામના સિક્કા પાડવાના પત્રો નારૂ શંકરના નામ પરના લઈ આવ્યો અને તે પત્રોને અનુસરી તેણે હિ સ ૧૧૭૪ ના સફરઉલ મુઝફ્ફર, ખતમુ'ના બિન ખૈરવન ઝફર (ઈશ્વર એ માસનો સુખ ને વિજય સાથે અંત આણો), માસની છેલ્લી તારીખ ને શુક્રવારે બાદશાહની માફક પાટવી કુંવરને ખુરસી પર બેસાડી સૌની પાસે નમન કરાવ્યુ (આદાબ કરાવી) અને બાદશાહી તખ્ત ને છત્ર જે તેના તાબા ને કબજામા હતા તેને સવારી દરમ્યાન હાજર કરી દઈ મરાઠા લશ્કરને સવારીમા તેની તેનાતમા ( તેની જોડે ) રાખી, જામે મસ્જિદમા લઈ આવ્યો અને હજરત શાહઆલમના માનવતા નામ તથા ઈલકાબ સાથેનો ખુતબો પઢાવી, બાદશાહના મુબારક નામથી તેજસ્વી બનાવી અશરફી ને રૂપીઆના સિક્કા પડાવ્યા રસ્તામાથી સદાશીવે મલ્હાર હોલકર તથા જિંકોજી સિંધીયાને એક મ્હોટી ફોજ સાથે મોખરાની ટુકડી તરીકે નીમી ( આગળ મોકલ્યા ), અને પોતે જાતે તોપખાનું અને ધારણી બજાર સાથે લઈ રસ્તે પડયો. આ ખબર મળતા અબદુસ્સમદ ખાને કુંજપુર કે જે નજીબઉદ્દૌલાની હકુમત નીચે આવેલી એક મજ-

બૂત જગ્યા હતી અને ત્યાં તેનો ભાઈ નિજાબતખાન એક લશ્કર ને તોપખાનાની સામગ્રી સાથે પડ્યો હતો, તેની તરફ ગયો મલ્હાર ને જિંમેજી તેની પૂંઠે પૂંઠે આવી પહોંચ્યા નિજામતખાન પણ બહાર આવી અબદુસ્સમદખાનને મળી ગયો, અને લડાઇ ને જંગનું મેદાન તૈયાર થઈ ગયું, ને બન્ને બાજૂએ લડવા માંડયું જે બન્યું હતું તેની ખબર મલ્હાર હોલકરે સદાશીવને કરી તે એકાએક ઝપાટાબંધ કૂચ કરતો આવી પહોંચ્યો, અને યુદ્ધનો અગ્નિ સળગાવ્યો દર ને ગણત્રી ઉપરાંતની સંખ્યામાં કીડીઓ ને તીડોના ટોળા માફક દક્ષણીઓ ઉમટતા લઈ આવ્યા હતા એ મ્હોટી સંખ્યાવાળા સૈન્યને મુકાબને પોતાની ઘણી ઓછી સંખ્યાવાળી ફોજ સાથે લડાઇના મેદાનમાં મરાઠાઓ સામે લડવામાં લાભ ન જોનાથી કિલ્લામાં ભરાઇ બેસવાને ઈરાદે કુંજપુર તરફ જવા અબદુસ્સમદખાન ચાલી નીકળ્યો, કે જેથી મદદ મળતા ને શાહી ફોજ આવી મળતા સુધી કુંજપુરના કિલ્લાની દિવાલને આશરે રહી શત્રુને હફાવતા રહેવાય પોતાની સામેની ફોજમાં ગભરાટ ને ચકળાટ જોતા દક્ષણીઓ મારતે ઘોડે તેના પર તુટી પડયા, અને તેમના શત્રુઓને આવતા અટકાવવા દરવાજા બંધ કરી શકે એટલો પણ વખત તેમને રહેવા દીધો નહિ મારામારી ને કાપાકાપીને પરિણામે બન્ને પક્ષના કેટલાક માણસ ધૂળ ચાટતા થયા (માર્યા ગયા) અને અબદુસ્સમદખાન, કુતુબખાન, નિજામતખાન અને નિજાબતખાનના છોકરાઓ અને તેમના અમલદારોમાંથી બીજા સત્તર માણસો જીવતા કેદ પકડાયા નિજામતખાનથી એની નામોશી સહન ન થવાથી તેણે આપઘાત કર્યો, અને સદાશીવના હુકમ મુજબ અબદુસ્સમદ ખાન ને કુતુબખાનને કતલ કરવામાં આવ્યા અને છાવણી તથા કુંજપુરનો જીવત ને નિર્જીવ માલ ને અસબાબ લૂટી લેવામાં આવ્યો દક્ષણી લૂટારાઓ જે લૂટી ઉપાડી ગયા હતા તે ઉપરાંત લગભગ વીસ હાથી અને ત્રણહજાર ઘોડા તેના હાથમાં આવ્યા નિજાબતખાનના છોકરાઓ તથા તેના નોકરો અને અમલદારોની મારપીટ કરી, રીબાવી તેમની પાસેથી છૂપા દાટેલા ખજાના અને બીજી માલમતાની માહીતી મેળવી તે પણ પોતાને કબજે લઈ લીધા નજીબઉદ્દૌલાએ કુંજપુરનો કિલ્લો બહુ મજબૂત બાંધ્યો હતો અને તેના પરના બુરજ ને ગઢી બહુ સખત ને પાકા બનાવ્યા હતા, અને કિલ્લો નગદ નાણા ને બીજી વસ્તુઓથી ભરપૂર હતો. તેની કીંમત લગભગ એક કરોડ રૂપીઆ થાય એવું સાંભળવામાં આવ્યું હતું, તે નાણા ને વસ્તુઓ ઉપરાંત તોપખાનું, યુદ્ધની સામગ્રી અને કિલ્લાના બચાવના સાધનો મરાઠાઓના હાથમાં આવ્યા નજીબઉદ્દૌલા શાહની સાથે પાટનગરની

સામે જમનાને પેલે કિનારે પર્વતગંજમાં પડયો હતો તે આ સમાચાર સાંભળતાની સાથેજ તેણી તરફ કૂચ કરી ગયો. શાહ પણ તે જિલ્લા તરફ જવા નીકળી પડયો અને પહેલે દીવસે પચ્ચીસ કોસ મજલ કાપી બને તેટલી ઝડપથી એ મહીનાની ચૌદમી તારીખે, બાકીત ને કાંઝા વચ્ચે પાર ઉતરી શકાય એવી જગાની ભાળ મળતાં જો કે સહેલાઈથી પાર ઉતરી શકાય તેમ નહતું, છતાં પાણીમાં ઝોકાવી જમના નદી ઉતરી ગયો. નદી ઓળંગતા ઘણી મ્હોટી સંખ્યા નાશના દરીઆમાં ડુબી ગઈ, અને આશરે હોઢસો મુએલાં માણસોની લાશ અને સંખ્યાબંધ પશુઓનાં મુડદાં પાટનગરમા આવેલા રાજઘાટને ઓવારે ખેંચી કાઢવામાં આવ્યાં અને એવીજ સ્થિતિ બીજા ઓવારાઓપર પણ જોવામાં આવતી હતી. ટૂંકામાં પાર ઉતર્યા બાદ સોનીપતના કસબાને પોતાની પીઠ પાછળ રાખી ત્યાંથી સાત કોસ દૂર આવેલા જમનાના કિનારાપર સહાલકે મુકામે તેમની સામે થઈ લડાઈ કરવા છાવણી નાંખી મોરચા ઉભા કર્યા. શાહ નદીપાર ઉતરી આવ્યો હતો એ સમાચાર સાભળી સદાશીવ ભાઉએ કુંજપુર મુકામેથી કૂચ કરી પાણીપતને પીઠ પાછળ રાખી ત્યાથી ૭ સાત કોસ દૂર આવી તેની સામે છાવણી નાખી, અને સાવચેતી તથા સાવધપણું વાપરી છાવણી ફરતી એક પહોળી ને ઉંડી ખાઈ ખોદી તોપખાનાને સાંકળથી સાંકળી લઇ લડાઇ ને યુદ્ધ માટે તૈયાર થયો. બંને પક્ષના યુદ્ધાકાંક્ષિત વીરો અને કીર્તિ ને નામના વાળા યોદ્ધાઓએ પહેલા રબીમાસની ત્રેવીસમી તારીખે, એક મ્હોટા ટોળા રૂપે એકઠા થઇ, ત્વરા વાપરી મોખડાની ટૂકડીની માફક (સામાપક્ષમા કેટલું જોર છે તેની) તલાશ કરવી શરૂ કરી લડાઈ ને યુદ્ધનું મંડાણ માંડયું, તેમાં બંને બાજૂની થોડી સંખ્યા મરાઈ ને ઘવાઇ; ત્યારબાદ તેઓ જુદા થઈ ગયા. છેવટ સારૂં નહિ આવે અને પરિણામ માઠું આવશે એવા અંદેશાને લીધે શુજાઉદ્દૌલાએ બંને પક્ષ વચ્ચે સલાહ કરાવવાનો પ્રયત્ન આદર્યો અને એ મતલબ પાર પાડવાને મલ્હાર હોલ્કરને વચમાં નાંખ્યો. તેણે જો કે વારંવાર તે મુદ્દા (મતલબ)નું રટણ અને કથન કર્યું તો પણ સદાશીવભાઉએ પોતાના લશ્કરની (બહારથી) દેખાતી મ્હોટી સંખ્યા તથા રાજવી ઠાઠમાઠ જોઇ પ્રમાદના લાલ શરાબનો પ્યાલો પીધો હતો, અને પોતાની સાથેનું મ્હોટું લશ્કર અને વૈભવ ને સત્તાનાં સાધનોને લીધે ગર્વનો ધુવો તેના મગજના મહેલમા ધુધવાતો હતો, એટલે પૃથ્વીપર કોઇ પણ એવો માણસ નથી કે જેનાથી તેની સામે થવાય, યા જે તેને રોકી શકે એટલી શક્તિ ધરાવતો હોય એવું પોતે માનતો હતો. તેને ખબર ન હતી કે–

જે ઈશ્વરે ઉંચાણુ ને નીચાણુ સરજાવ્યાં
તેણે શેરને માથે સવા શેર પણ સરજાવ્યો છે.

ખાસ કરીને કુંજપુરમાં કરેલી લૂંટ ને કતલને લીધે મગરૂરીનો નિશો તેને બેવડો ચઢી ગયો હતો, અને પોતાના બંડથી ભરેલા માથાને ખોઈ બેસવાની તૈયારીમાં હતો.

પૃથ્વીની માયાથી તે એવો ગર્વિત બની ગયો
કે સૂર્ય તેની પાસે એક રજકણ જેવો લાગતો હતો.

એટલે સલાહ કરવાની વાત છેડવામા આવી તેને સામા પક્ષની નબળાઇ ગણી દારૂડીઆની માફક એવો જવાબ આપ્યો કે જે સલુકાઇનો જવાબ ન કહેવાય.

અરે જમાનાના બાળક ! તું લોભ ને લાલચના સ્તનમાથી
બે દહાડા સંપત્તિ ને સુભાગ્યનું દુધ ધાવે છે.
તારા જીવનના સમયમા તું પોતાની સંપૂર્ણતાને કારણે ગર્વિત ન થા,
અને મહાન બરમકી વજીરોના શા હાલ થયા તે યાદ કર.

નજીબઉદ્દૌલાના તાબાના મહાલોમાથી શાહી લશ્કરને જે રસ્તે દાણો, ઘાસ, સીસું, દારૂગોળો વગેરે સામાન મળતો હતો તે રસ્તો બંધ કરી દેવા જમનાને પેલે પાર એક ફોજ મોકલી, અને બીજી પાટનગરને રસ્તે મોકલી, કે જેથી અનાજનો એક દાણો પણ તેઓ શત્રુને પહોંચવા ન દે. સહાલકેની છાવણી દૂર પડતી હતી, એટલે જ્યારે સવાર ને પ્યાદાનુ આખું લશ્કર નદી પાર ઉતરી તેને મળી ગયું એટલે ત્યાથી કૂચ કરી બે કોસને અંતરે જમના નદીને કાંઠે તંબુ ઠોકયા, અને ખાઈ ખોદી તોપખાનુ ગોઠવ્યુ. દક્ષણીઓએ રસ્તા ને મારગ બંધ કરી દીધેલા હોવાથી ઈસ્લામી છાવણીમા મોંઘવારી જણાવા માડી, અને રૂપીઆનો દોઢ શેર લોટ થઈ ગયો. આ અરસામાં બાતમી મળી કે વણઝારાઓની એક લાધેલી પોઠ બહાદૂરગઢ તરફથી દક્ષણીઓ માટે દાણો લઈ જાય છે એટલે શાહે લશ્કરની એક ટૂકડી મોકલી, કે જે ટૂકડીએ જઇ તેનો રસ્તો રોકયો, અને તેમની વચ્ચે મારામારી ને ઝપાઝપી થતા બન્ને બાજૂના થોડા માણસો મરાયાં ને ઘવાયા, છતા તેઓ આશરે વીસહજાર પોઠીઆ હાકી લાવ્યા. નજીબઉદ્દૌલાના છોકરાઓએ પણ સહરાનપુર જીલ્લામાથી એક મ્હોટા લશ્કર સાથે ઘણું અનાજ પહોચાડયુ, અને "ખરેખર દુઃખ પછી સુખ આવે છે" એ સૂત્ર જાહેર થયુ બીજા રબી માસની ઓગણીસમી તારીખે એક મહાન

યુદ્ધ થયું, અને શાહની ફોજ હતી. એનો બદલો લેવા પચીસમી તારીખે દક્ષણીઓના આખા લશ્કરે એક સમુદ્રરૂપ બની જઈ, દેખા દીધી અને લડાઇ શરૂ કરી, રાતનો એક પહોર વીતતા સુધી બને પક્ષ વચ્ચે મારામારી ને કાપાકાપી ચાલુ રહી, જેને પરિણામે ઘાયલ થએલાઓ ઉપરાંત પાંચ હજાર ત્રણસો સુમોતેર, મુસલમાન અને કાફરોના મુડદાં રણક્ષેત્રમાંથી ઉપાડી જવામાં આવ્યા, અને એકે એવો તંબુ રહ્યો નહિ કે જ્યાંથી કતલ થએલાને સંબંધે રડારોળ ને ઘવાએલાની ચીસાચીસ ન સંભળાતી હોય. ફરી લડવા માટેનો દક્ષણીઓનો લોભ થોડા દીવસ માટે તો દક્ષણીઓના મગજમાંથી દૂર થયો. બાદશાહી (સરકારી) તોપખાનું તથા કુંજપુરમાંની ન્હાની મ્હોટી તોપો ને બાણ, અગણીત ને બેશુમાર હોઇ, મરાઠાઓના હાથમાં આવ્યા હતા, તેને સાંકળથી બાંધી છાવણી ફરતા ગોઠવવામાં આવ્યા હતા, એટલે તેના પર છાપો મારી તૂટી પડવાની ઇસ્લામી લશ્કરની હીમત ચાલી નહિ; તેમ ઇસ્લામની આબરૂ જાળવતા શૂરાઓની તલવારનો ભય શત્રુના મનમાં પેસી ગયો હતો, તેથી માત્ર તોપ ને બાણ છોડવામાં આવતા અથવા વખત બેવખત મોખરાની ટુકડીઓ વચ્ચે યુદ્ધ થતું અને જેમનું આવી બન્યું હોય તે માર્યા જતા. આ અરસામાં શાહને બાતમી મળી કે ભાઉના લખવા મુજબ નારૂ શંકરે પાટનગરથી બેહજાર નવા નોકરીમાં રાખેલા સવારો અને મરાઠાઓની એક ફોજ, ચિમનાજી પંડિતની સરદારી નીચે, જમના નદીને પેલે પાર, બંદોબસ્ત જાળવવા તથા જે જે રસ્તે અનાજ આવતું હતું તે રસ્તા બંધ કરવાને કામે નીમી મોકલી હતી, અને તે ગાઝીઉદ્દીન નગરથી બે કોસ દૂર આવેલી લાલખાનની સરાઇમાં મુકામ નાખી પડી છે. વળી એવી પણ અફવા સંભળાઇ કે ચકલા ઇટાવા તથા તે જિલ્લાનો પંડિત (બ્રાહ્મણ) મક્તાસદાર નવા ને જૂના મળી દસહજાર સવારની ફોજ ભેગી કરી મીરતની પાસે આવી પહોંચ્યો છે, અને તેનો એવો ઇરાદો છે કે નજીબઉદ્દૌલાના તાલૂકામાંથી આવતો દાણો અટકાવવો. આ ઉપરથી પાંચ હજાર નિડર અને તલવારબાજ સવારો સાથે શાહે જહાનખાનને મોકલ્યો કે જેથી તે તેમને નસીહત આપે ને શિક્ષા કરે. તેણે એક ઝડપી કૂચ કરી, ચિમનાજી, જે રસ્તામાંજ હતો તેના પર અચાનક આવી પડતી આફત અને આકાશમાંથી ઉતરી આવતા વજ્ર માફક, એકાએક ચડી આવી, તેની ફોજને કતલ કરવા ને લૂટવા માંડી હજારો જીવોનો ભોગ આપી ચિમનાજી એ હલાકીમાંથી ન્હાસી છૂટી પાટનગર જઇ પહોંચ્યો. તેણેજ ત્વરા ને ઝપટ વાપરી, જહા-

નખાન ઉતાવળે ગોવીંદ પંડિત જે થોડેજ દૂર છાવણી નાખી પડયો હતો તેના પર હુમલો કરી, તેની જોડે લડાઇમા ઉતર્યો વિધિએ લખેના લેખ મુજબ ગોવીંદ પોતે બીજા થોડા માણસ સાથે મોતની ધૂળ ચાટતો થયો અને તેની છાવણી લૂટાઇ ગોવીંદનુ માથુ કાપી લઇ પોતે સહીસલામત તથા લુટ સાથે શાહની છાવણીમા આવી પહોચ્યો ગોવીંદ મરાઠાઓનો મ્હોટો સરદાર હતો તેથી કુંજપુર સરદારોની મરાઠાઓને હાથે થએલી કતલનુ વેર લેવા નજીબઉદ્દૌલાએ ગોવીંદનુ માથું જરીની ઓઢણીમા લપેટી મલ્હાર હોલ્કરને મોકલ્યુ સાવચેતી ને સાવધપણુ વાપરી બાલાજીરાવ પેશવા પૂણેથી આવી આનદમદ*બુરહાનપુર શહેરમા રહ્યો હતો,અને યુદ્ધના ક્ષેત્ર ને લડાઇના મેદાનમા બનતા બનાવોની ખબર ઝડપી કાસદો મારફતે તેને હમેશા મળતી રહેતી હતી સદાશીવની મદદમા લગભગ દસ બાર હજાર સવારની ફોજ લઇ ત્યાથી પોતે કૂચ કરી, હાંડીઆના ઘાટ આગળ નર્મદા નદી ઓળગી વિજયનગર ઉજ્જન, જ્યાથી પાટનગર પાસે પડે, ત્યા મુકામ કરી વાટ જોતો બેઠો જમના નદીને પેલે પારથી આવતી ખાધ ખોરાકી દક્ષણીઓ અટકાવી શકતા નહિ, ઘણી ખરી લડાઇઓમા તેમના સરદારોમાથી થોડા માર્યા ગયા હતા અને ઈગ્નામીઓના તરવારના ઝળકારાથી ત્હેમની આખ ભયભીત થઇ ગઇ હતી, એટલે રીતસર લશ્કરની વ્યૂહરચના કરી ખુલ્ના લડાઇના મેદાનમા ઉતરવાની તેમનામા શક્તિ રહી નહતી, તેમ સામી બાજૂને, ખાઇનો અતરાય વચમા આવતો હોવાથી તેમજ તોપખાનાની આતશી દીવાલ ( છાવણી ફરતી ) બાધેલી હોવાથી, તેમના પર છાપો મારવામા આગમન નડતો હતા આ લીધે પાટનગરને રસ્તેથી તેમને અનાજ તથા ખરચનો મળતા હતા તે રસ્તાનો કબજો લઇ લેવા શાહે એક ફોજ મોકલી ને તે રસ્તાનો કબજો લઈ લીધો, જેથી એકદમ શત્રુની છાવણીમા દુકાળ પડયો આ ઉપરાત એ પ્રદેશમા ઘણી વખત શીયાળામા વરસાદ પડે છે, તે પડયો અને ટાઢીના લશ્કરે હુમલો કર્યો ઘાસદાણાને અભાવે ગણત્રી ને શુમારવગરની જાનવરની સખ્યા ટળી ન શકવાથી પેલી દુનીઆના ચારીઆણુમા પહોચી ગઈ એ ખૂનખાર તોફાનમાથી જેમના જીદગીરૂપી વહાણ બચી જઇ છટકારાને કિનારે આવી પહોચ્યા હતા તેમની

---

* ફારસી ઇતિહાસકારો મ્હોટા મ્હોટા શહેરોને તેની પ્રશસા કરના વિશેષણો લગાડે છે, બુરહાનપુરને આનદમદ, ઉજ્જનને વિજયનગર, વગેરે

વાત પરથી જાણવામા આવ્યું કે બીજાં માણસો ને પશુઓ ઉપરાત લગભગ સાઠ હજાર તો ઘોડાઓજ મરેલા ગણવામાં આવ્યા હતા. ટૂંકામા જ્યારે શાહી ફોજ પાટનગરથી બાર કોસ આઘે આવેલા નરીલા ગામ સુધી આવી પહોચી ત્યારે નારૂ શંકરે પાટનગરના દરવાજા વાસી દીધા, અને શહેરનું રક્ષણ કરતા મોરચાઓપર પાંચહજાર સ્વાર ને દસહજાર પ્યાદા મૂકી દીધા. લગભગ ચાર મહીના સુધી મોજાઓથી ઉછળતા બે સાગર માફક એ બે લશ્કર એક બીજાની સામે પડી ઝપાઝપી કર્યા કરતા હતા: લડાઇ ને યુદ્ધના લબાવાથી એ બંને બાજૂ કંટાળી ગઈ હતી, એટલે શાહે પોતાનો મુકામ છોડી પાટનગર તરફ ચાલવા માડ્યુ કે જેથી વખતે મરાઠાઓ (પોતાની છાવણી ફરતી) ખાઇનુ રક્ષણ છોડી બહાર આવી ખુલ્લા મેદાનમા લડાઇ કરે, અને કાળના પડદા પાછળ જે છૂપાએલુ હોય તે જાહેર થાય. સન્જોગ એવો બન્યો કે ખાધ ખોરાકી, જે રૂપીએ ગજને ભાવે પણ મુશ્કેલીએ મેળવી શકાતી તેની તગીને લીધે, ન્હાના મ્હોટા સૌ થાકી ગયા હતા, એટલે મરાઠા સરદારો અને મુખીઓ બીજા જમાદીમાસની છઠ્ઠી તારીખને ગુરૂવારે રાતે સદાશીવ ભાઉ પાસે એકઠા થઇ ગયા અને ઝાહેર કર્યું કે બાકી રહેલા જીવના જાનવરોને ઘાસદાણો ન મળતો હોવાથી તેઓ હાલચાલ કરવાને અશક્ત થઈ પડ્યા છે, અને મોતની સામે રક્ષણ કરી શકે એટલો પણ (જરૂરી) ખોરાક ન મળતો હોવાથી સિપાઈઓના હાથ હેઠા પડ્યા છે, તેથી આવી હાલતમા જીવવુ ને ભૂખમરો વેઠવો તેના કરતા તલવારને પોતાનો પ્રાણ સોપી દેવો એ વધારે આહ્લાદજનક ને આસાન છે. તે આખી રાત સૌએ મળી મસલત કરવામા કાઢી. સૌનો અભિપ્રાય એવો થયો કે કૂચ કરી પાટનગર પહોચી જવું કે જેથી અનાજ પાણી અને ખજાનાની રાહત દરેક બાજૂએથી મળી શકે, અને પુઠે શહેરનો આશરો લઇ શત્રુ જોડે લડાઈ થઇ શકે. રાત પૂરી થવા આવતા સુધીમા અસબાબ બાંધી દઈ, તોપ ખેંચનાર બળદોમાથી ઘણાખરા મરી ગયા હતા એટલે છાવણીના મોદીખાનાના વેપારીઓના બળદોમાંથી જે જીવતા રહ્યા હતા તેને પકડી લાવી બની શકે તેટલી તોપો સાથે લીધી. મોખરાની ટૂકડી અને પાછળની ટૂકડી, જમણી બાજૂની ટૂકડી ને ડાબી બાજૂની ટૂકડી એવી રીતે લશ્કર ગોઠવી, જે વખતે સોનેરી ટોપવાળા ખન્જરથી ખૂન કરનાર લૂંટારાએ (સૂર્યે) રાતરૂપી ગુલામપર હુમલો કર્યો તે વખતે કૂચ કરવા માડી. શાહને આ હકીકતની ખબર પડતા તેમની સામે થવા તૈયારી કરી ઘોડેસવાર થયો. દક્ષણીઓએ

યુક્તિ કરી પોતાની માલમતા, અસબાબ ને છાવણીનું મોદીખાનું સહી-સલામત પસાર થઇ જાય તેટલા માટે તોપખાનાને મોખરે લાવી, ન્હાની મ્હોટી તોપના ગોળા ફેંકવા ને બાણુ છોડવા, મોખરાની ટૂકડી જેવું યુદ્ધ આરંભી શત્રુને ( એ રીતે ) પોતાની જોડે લડવામા રોકી રાખ્યા ઇસ્લામી વીરોને કાફરોની આ યુક્તિની ખબર પડી ગઇ એટલે પોતાના સાથી-ઓને લઇ એક તરફથી શુજાઉદદૌલા ને બીજી બાજૂથી કઝલબાશ તથા દુરાની અફગાનોની ફોજ લઈ શાહ ને તૈમૂરશાહ વીરતાના ઘોડા ને બહાદૂરીના અશ્વ દોડાવવા લાગ્યા. ( લેખક રચિત )

બને લશ્કરમા રણશીંગડા વાગવા માડયા.
પૃથ્વી લોખંડ જેવી લાગતી ને હવા અધકારમય થઇ ગઇ.
પર્વત કાપવા લાગ્યા ને જગલ હાલી ઉઠયા.
શોરબકોર નવમા આસમાનથી પણ ઉચે પહોચ્યો
શરણાઇના અવાજના ઘોંઘાટથી
ટાઢીઆ તાવના દરદીની માફક હાથ ને પગ ધ્રુજવા લાગ્યા;
તને એમ લાગે કે જાણે છેલ્લા ( કયામતના ) દીવસનો વટોળીઓ
વાતો હશે.

પૃથ્વીના કટકા થઇ ગયા, ને આકાશ ચીરાઇ ગયુ.

અડગ નિશ્ચય ને દૃઢ ઇચ્છાવાળા ઇસ્લામની તેજસ્વીતાના રક્ષક આને પ્રભુપ્રિત્યર્થનુ ધર્મયુદ્ધ ગણી, એ યુદ્ધમા મરવુ તે શહાદતના નવમા આસમાનને ઉચ્ચ દરજ્જે પહોચવા બરોબર સમજી, "અલ્લાહ, અલ્લાહ" પોકારતા હુમલા લઇ ગયા અને હાથો હાથની (ટૂકા હથીઆરની) ઝપા ઝપી કરવા માડી પૃથ્વીને ધ્રુજાવી મૂકી. (લેખક રચિત)

ગર્જના કરનારાઓની ગર્જના જ્યારે થવા માડી
ત્યારે તેનો ઘોરઘોર શનીના ગ્રહથી પણ ઉચે પહોચ્યો.
જ્યારે સાંઢના શીંગ માફક તેઓ એક બીજાને બાઝી પડયા
ત્યારે તેમના શરીરમાથી લોહીની નદીઓ ચાલવા માડી.
બને બાજૂના સિપાઇઓએ એકબીજા જોડે લડવા માડયું
તમે તો માનો કે જાણે સૂર્ય ને ચદ્ર એકબીજા જોડે મિશ્ર થઇ ગયા.
બને બાજૂ તરફથી તલવારની અથડાઅથડીનો અવાજ મંડાવા માડયો,
અને આખું લડાઇનુ મેદાન લોહીની નદી જેવુ થઇ ગયુ.
યુદ્ધ તો એવુ મચ્યુ કે સૂર્ય ને ચદ્રે
પણ કદી એવું યુદ્ધનુ દૃશ્ય જોએલું નહિ.

અગર જો કે મરાઠાઓનું લશ્કર ઈસ્લામી લશ્કર કરતા ત્રણ ગણું વધારે હતું છતા વિજય ને ફતેહ આપવા ઈશ્વરના હાથમા હોવાથી "કેટલીએક ન્હાની ટૂકડીઓએ કેટલીએક મ્હોટી ટૂકડીઓને ખુદાના હુકમથી હરાવી છે", એ ઉચ્ચ કોરાનના સૂત્રની સચ્ચાઈ જાહેર થઇ મરાઠાઓ પણ શૌર્ય ને બહાદૂરીથી લડયા અને તેમણે પણ બહુ નામના મળે એવા પ્રયાસ કર્યા અને તેને પરિણામે શાહી ફોજ હારી જવાની અણી પર હતી, એટલામા એમએક નજમઉદ્દૌલાને સાથે લઇ શુજાઉદ્દૌલા તેમના લશ્કરના મધ્ય ભાગ પર છાપો મારવા ચઢી આવ્યો,

એ રણક્ષેત્રમા તે એવી રીતે એકાએક કૂદી પડયો,

કે જેમ સિંહ શિકારમા નીલગાય (ગોર) પર તૂટી પડે છે તેમ

અને ઘણા ઉચા સરદારો અને લશ્કરી અમલદારોને ધૂળ ચાટતા કર્યા આ ઝપાઝપીમા બાળાજીરાવનો પુત્ર વિશ્વાસરાવ જે હાથી પર બેઠો હતો તેને બંદૂકની ગોળી વાગવાથી તેણે દેહ છોડયો ભાઉને તેની ખબર પડતા ગભરાતો ગભરાતો પોતાના હાથી પરથી નીચે ઉતરી ઘોડે સવાર થઇ જિંકોજી સિંધીયાને સાથે લઇ તેની ખબર કાઢવા રણક્ષેત્રના તે ભાગમા આવ્યો આ બનાવની જાણ થતા એ લશ્કરમા ભંગાણ પડયુ અને ફોજની વ્યવસ્થા તૂટી ગઇ સામા પક્ષની હીમત વધી ગઇ અને જેમ વિકરાળ સિંહ ને ભયાનક વાઘ ભેંસના ટોળાઓ પર તૂટી પડે તેમ તેઓ (મુસલમાનો) શત્રુની ફોજ પર તૂટી પડયા, અને તેમની લશ્કરી રચનાનુ સૂત્ર તોડી નાખ્યુ હજારો માણસોનું લોહી જમીનપર રેડાયુ અને દરેક બાજૂએ મુરદાના ઢગના દેખાવા માડયા છાવણી બજારના ઘણા વેપારીઓ અને દુકાનદારો તથા પડિતોએ જીવ બચાવવા ખાઇનું રક્ષણ શોધ્યુ સિપાઇઓએ રણક્ષેત્રમાથી લગામ ફેરવી જે ટૂકડીને જેમ ફાવ્યુ તેમ રસ્તે પડી ગઇ દરેક ટોળીએ છૂટવાનો રસ્તો શોધવા માડયો આખી દુનીઆને જાહેર થયુ

કે નસીબમા હોય તોજ યુદ્ધમા વિજય મળે,

વિજય પુષ્કળ પૈસા કે લશ્કરથી મળતો નથી

ઈસ્લામી ધર્મવીરો (ગાઝીઓ) અને જાણીતા ને નામાંકીત લડવૈયાઓએ દરેક બાજૂથી તેમની પૂઠ પકડી અને માણસ ને (વાહન) ઘોડા બનેને મારી પાડયા પોતાનો જીવ ખોવાની બ્હીકથી અને તે જોખમભરેલ ખીણમાથી ન્હાસી છુટવાને માટે ઘણા માણસોએ પોતાના કપડા લત્તા તથા ઘોડાના સરસામાન ગ્હેના દઇ, ઘોડા છોડી દઇ કાનમાથી કાનની કડીઓ,હાથમાથી

સોનાના કડાં, અને ગળામાંથી કંઠીઓ કાઢી અને કાપી નાખી એક હાથ આગળ ને એક હાથ પાછળ રાખી તે વડે પોતાના શરીરના ગુહ્ય (છુપા) ભાગ ઢાંકી નિરાશાના જંગલ તરફ ચાલવા માંડયું.

એટલા બ્હીકણુ બની જઇને ભયથી ત્રાસી જઇ તેઓ નાઠા
કે જનોઇનો પણ ભાર લાગવાથી જનોઇ પણ તેમણે તોડી નાખ્યા.

કેટલાક વિશ્વાસુ માણસો પાસથી એવું જાણવામાં આવ્યું કે એ રણ-ક્ષેત્ર ફરતો આજૂબાજૂનો બાર કોસ સુધીનો પ્રદેશ મુડદાથી ભરાઇ ગયો હતો અને તે (મુડદા) કૂતરા ને ગીધનો ખોરાક થઇ પડયો હતો.

( લેખક રચિત )

આખું વેગન મુડદાઓથી ભરેલુ હતું,
અને જંગલમા લાશના ઢગલા થયા હતા.
પહાડ ને જગલમા એટલા બધા મુડદા પડયા હતા
કે જેથી આકાશ પોકારી ઉઠયુ કે "બસ, બસ, આતો હદ થઇ ગઇ,"
લડવૈયાઓ જ્યારે લડાઇ લડી રહ્યા
ત્યારે તેમણે શત્રુની છાવણીનો નાશ કરવા માંડયો.
દુશ્મનમાથી જે કોઇના નસીબે તેને યારી આપી
તેજ ફક્ત સિર સલામત રાખી છૂટી શક્યો, પણ પોતાનો સામાન
તો પાછળ મુકી ગયો.

ઘણા ઝડપી ઘોડાઓ પકડાયા
લોહીથી મેના હાથ પગ મેંદીને રંગે રંગાયા.
દરેક બાજૂએથી મસ્ત ( જોરાવર ) હાથી પકડાયા.
જેટલી સ્હેલાઇથી પોલીસનો સિપાઇ દારૂડીઆને પકડે છે
( તેટલી સ્હેલાઇથી )

સુભાન અલ્લા ! ( ઇશ્વરની ગતી કેવી ન્યારી છે ) કે દક્ષણીઓ જેઓ પોતાની શક્તિ, સત્તા ને (મ્હોટી) સંખ્યાને લીધે હિંદુસ્તાનના મુલકને શેત્રીંજની રમતની શેત્રીના બાજમા દાની માફક ગબડાવતા હતા અને જેમના નસીબનો સૂર્ય એટલો ઉંચે ચઢી ગયો હતો કે તે જેના મોઇને એવો ખ્યાલ સરખો પણ નહિ આવેલો કે આખના એક પલકારામા તેઓ ધૂળની રજકણની માફક વેગળા જશે. ખરેખર, ( દરેક ) ઉન્નતિની પાછળ અવનતિ નિર્માણ થએલી જ હોય છે. ના, ના ! કારણ અભિમાન ને ગર્વનું વૃક્ષ જે ઇશ્વરની જાત સિવાય બીજા કોઇને શોભતું નથી, તે

વૃક્ષે તેમના ખાલી મગજમાં પોતાના મૂળ નાખી ફળદ્રુપતા મેળવી હતી.

( લેખક રચિત )

છોકરા ! કદી અહંકાર કર નહિ
કારણ તેને લીધે તું એક દહાડો નીચે પડીશ
અહંકારે અઝાઝીલ ( સેતાન )નો પણ નાશ કર્યો
અને શાપના કેદખાનામાં પૂર્યો.

ટૂંકામા શૂરવીર ગાઝીઓ અને માંકળ તોડી નાખે એવા કેસરીઓએ કતલ તથા લૂંટ ચલાવવા પોતાના હાથ પહોળા કર્યા અને માલ અસબાબ રોકડ નાણા તથા બીજી જણસોથી લાધેલાં ઘોડા ને ઉંટનાં ટોળેટોળાં ને હારોની હાર હાથ કરી. બળતણના ભારાના જેવા તલવાર બંદૂક ને તોપના ભારા બાધ્યા, અને કેટલાએ મોતીના કાનનાં કુંડળ, રત્નજડીત અને સોનાના કડા ને કંઠીઓ એ રણક્ષેત્રમાંથી ઉપાડી ગયા. બેખબરીની ઉંઘમા ઉંઘતા કેટલાએ માણસોની કમરે બાધેલી સોનામહોર ને રૂપીઆથી ભરેલી વાસળીઓ છોડી લીધી. સિપાઇઓ લુંટારૂ તરીકે જે માલ લૂંટી ગયા હતા તે ઉપરાંત લગભગ માતસો હાથી, પચીસહજાર ઘોડા અને તેટલા જ પ્રમાણમા—શુમારે તેટલાજ—માલ ને અસબાબથી લાધેલા બળદ ને ઉંટ, શાહ, શુજાઉદ્દૌલા ને નજીબઉદ્દૌલાના ખાસ તાબામાં આવ્યા, કે જેનો સરવાળો કરતા તે કેટલાએ કરોડ રૂપીઆની કીમતની માલ મિલ્કત કહેવાય; અને ન્હાના મ્હોટા, જુવાન ને વૃદ્ધ જેની સંખ્યાની ગણત્રી કરતાં લગભગ વીસહજારની થાય તેવું મ્હોટુ લશ્કર અને ભારે સૈન્ય કેદ પકડાયું. દક્ષણીઓનો એવો રિવાજ છે કે પોતે મુસાફરીમા હોય કે ઘેર હોય જ્યા હોય ત્યા પોતાના બૈરાં છોકરા પોતાની સાથે રાખે છે, અને તેમની સ્ત્રીઓ ઘોડે બેસતા શીખેલી હોય છે—તેથી ઉંચ ને નીચ ખાનદાનની મળી લગભગ બારહજાર સ્ત્રીઓ ગુલામીની નામોશીમા સપડાઇ ગઇ. એમ કહેવાય છે કે તેમાની સાતસેં તો પાલખીમા બેસનારીઓ હતી. આ વાતની સચ્ચાઇની જવાબદારી તેના કહેનારની છે. બ્રાહ્મણોનું કહેવું એમ છે કે આ ક્ષેત્રની પાસે કુરૂક્ષેત્ર આવેલું છે કે જ્યા હજારો વર્ષ પૂર્વે અઢાર દીવસ પાંડવ કૌરવોએ યુદ્ધ કર્યું હતું અને તેમા હજારો મનુષ્યો ને પશુઓનો સંહાર થયો હતો, વખતે એમ બન્યું હોય કે વૃદ્ધ આસમાનને તે વેળાના યુદ્ધનું ભાન ન રહ્યુ હોય, અને તેથીજ તે સ્થળે આ સમયે તેના યુદ્ધને થવા દીધુ હોય. ટૂંકામા શાહે ઇશ્વરનો આભાર ને ઉપકાર માની, શુજાઉદ્દૌલા જે આ પ્રતાપશાળી બનાવાનુ મૂળ હતો તેને બહુ આભારી ને ધન્યવાદ આપી,

પોતે વિજયવંત ને ફતેહમંદ બનવાથી જયવિજય ને આનંદનાં વાજાં વગાડનો પોતાની છાવણીમાં આવ્યો. વિશ્વાસરાવની લાશ હાથી સાથે પકડાઇ હતી તેને શાહની પરવાનગી લઇ શુજાઉદ્દૌલાએ અગ્નિદાહ કરાવ્યો. શમશેર બહાદૂર જે બાલાજીરાવનો સાવકો ભાઇ થતો હતો તે જખ્મી થયો હતો અને બહાર નીકળી ગયો હતો તે મુશ્કેલીથી ભરતગઢ જ્યાં જાટ રહેતો હતો ત્યાં પહોચી શક્યો અને ત્યાં ગુજરી ગયો. સદાશીવ ભાઉ ને જિંકોજી સિંધીયા જીવતા હતા કે મરી ગયા હતા તે નક્કી ન થઇ શક્યું. જે બનાવનો આ ઇતિહાસ લખાય છે ત્યારે તે બનાવ બન્યાને આઠ માસ વીતી ગયા છે છતાં ત્યાં સુધી પણ હિંદુ સાધુઓ થોડે થોડે દહાડે ખોટી ને પાયા વગરની ખબરો આપતા રહે છે કે ફલાણા ગામમાં તેઓ સાધુ (જોગી)ને વેશે રહે છે, અને લોકોને બતાવવા ખાતર ખુશી જાહેર કરી આનંદ મેળવે છે. હવે લડાઈના મેદાનમાંથી ન્હાસી છૂટનારાઓમાંથી લગભગ ત્રણ હજાર સવારો, પોતાનો પડછાયો દેખી ભડકતા, આખી રાત મુસાફરી કરી બીજે દહાડે પાટનગર જઇ પહોચ્યા, એટલે ત્યાના બદમાશોએ તેમના તરફ જબરદસ્તીનો હાથ લંબાવી તેમના કેટલાક ઘોડા ને હથીઆર પડાવી લીધા નારશંકર મુબારક કિલ્લાની અંદર હતો તેને સદરહુ બનાવની ખબર પડવાથી, ત્યા પછી રહેવાને બદલે ત્યાથી ન્હાસી છૂટવું વધારે પસંદ કરી, પોતાની પાસેના લશ્કરને લઈ રાજધાનીના શહેર અકબરાબાદ તરફ જવા ચાલી નીકળ્યો. મલ્હાર હોલકર ને દામાજીરાવ ગાયકવાડ જેઓ આ લશ્કરનો થોડો ભાગ સાથે લઈ ન્હાસી છૂટયા હતા તેઓ રસ્તામાં તેને મળી ગયા. શત્રુ તેમની પુઠ પકડશે એવી બ્હીક તેમને પેસી ગઇ હતી તેથી ચંબલ નદી ઓળંગી તેઓ ગ્વાલીઅર જે અકબરાબાદથી ચાળીસ કોસ દૂર આવેલું છે ત્યાં પહોંચ્યા બાદ લગામ ખેંચી, ન્હાસી છૂટેલા સિપાઈઓના ભેગા થવાની તથા બીજી ખબરો મળવાની વાટ જોતા બેઠા. કેટલાએક માણસો જેઓ ગભરાટના માર્યા તથા જાન ખોવાની બ્હીકે, ન્હાસી છૂટવાનો રસ્તો ખોઇ બેઠા હતા તેઓ આથે ને પાસેના કસબા ને ગામડાઓમા જતા રહ્યા. ગામડાવાસીઓએ તેમાના કેટલાએકને મારી નાંખ્યા ને કેટલાંએકનાં પહેરેલાં કપડાં લઈ લીધાં, અને (તેમાથી કાંઈ મળ્યું નહિ એટલે) તેઓ સોનામહોરો ને જરઝવેર ગળી ગયા હશે એવા ખ્યાલથી તેમને મીઠાનું પાણી પાયું અને જે થોડાં માણસોનાં પેટમાથી તે બહાર નીકળ્યાં તે લઈ તેમને મારી નાંખ્યા. જેમને છોડી મૂકી જવા દીધા, તેમને જરૂરી (જીવતા જેટલો) ખોરાક ન

મળવાથી તેમણે જંગલી ઝાડનાં ફળ ને પાંદડાં ખાઇ, કે ભીખારી બની ભીખ માગી, પડતા આખડતા તેમાના કેટલાએક ગ્વાલીઅર ગયા, પરંતુ મ્હોટો ભાગ ચારે તરફ વીખરાઈ ગયો અને દક્ષણને પંથે પડયો. લડાઈના મેદાનમા તેમને જે દુઃખ વેઠવુ પડેલું નહિ તેનાથી ચોગણું દુઃખ એ રીતે ચાલી નીકળનાર માણસોને પડયુ ભાગ્યેજ કોઈ એવો માણસ હશે કે જે પોતાના ઘોડા તથા સાજ (સામાન) સાથે ન્હાસી છુટી શકયો હોય. ટૂંકામા જે કેદીઓ અફઘાનોને હાથે પકડાયા હતા તેમાના ઘણાઓએ માંસ ખાવાની ના કહેવાથી તથા તેમ કરવા નકારવાથી તેમને કતલ કરવામા આવ્યા, અને ઘણાઓએ જીવ જવાની બ્હીકે તે (ખોરાક) ખાઈ છુટકારો મેળવ્યો. માથે ચોટલી એ હિંદુસ્તાનના કાફરોને ઓળખવાની એક ખાસ નિશાની છે, પરંતુ ઇસ્લામી ધર્મથી વેગળા હોવાને લીધેજ પોતે માર્યા ન જાય એવી બ્હીકથી તેમણે પોતાની ચોટલી કપાવી નાખી. છેવટે ગુલામીની નામોશી વેઠવા જે સ્ત્રીઓ અને છોકરીઓ પકડાઈ હતી, તેમના સિવાય બીજાં સઘળાની કતલ કરવાનો શાહનો ઈરાદો હતો, તે ઈરાદો શુજાઉદ્દૌલાની ભલામણ પરથી માડી વાળી તેમને તેને હવાલે કરી દીધા તેણે તેમાના દરેકને વાટ ખર્ચી માટે રૂપીઓ રૂપીઓ આપી બહાર મોકલ્યા મરાઠાઓએ જ્યારથી જન્મ લીધો ત્યારથી અત્યાર સુધી આવી આફત ને નામોશીમા તેઓ કદી સપડાયા નહિ હોય એ વાત વગર સંશયે કહી શકાય, કારણ તેમનો કાયમનો યુદ્ધ કરવાનો ધારો એ છે કે ન્હાસી જવું અને ધુમરાણ કરી મૂકવી. કોઈ પણ વખ્ત વ્યૂહસર લશ્કર ગોઠવી, તોપખાનું તથા છાવણી બજાર સાથે રાખી યુદ્ધ કરવાની તેમણે હિંમત કરેલી નહિ. તેમણે જ્યારે પોતાનો ધારો (રિવાજ) છોડયો ત્યારે તેઓ એવી નામોશી ને લાચારીમા સપડાઇ ગયા કે ઇશ્વર તેવી નામોશી કોઇને દેખાડે નહિ. ટૂંકામા નજીબઉદ્દૌલાએ પોતાની મ્હોર સાથના વિજયપત્રો, જયનગરના જમીનદાર માધુસંગ તથા સુરજમલ જાટના પર જે ઘટના બની હતી તેની હકીકત સાથે મોકલ્યા, અને લખી જણાવ્યું કે જે માણસો ન્હાસી ગયા છે તેમને લૂંટી લેવા ને કતલ કરવામા પાછી પાની ન કરે. યાકૂબ અલીખાન જેને શાહના હુકમ મુજબ આગલા રિવાજને અનુસરી પાટનગર સાચવવા મોકલવામા આવ્યો હતો તેણે ત્યા જઈ પહોચી પૃથ્વી પર વસતા સર્વે માણસોએ સહીસલામતીથી તથા અમનચમનમા રહેવાનો ઢંઢેરો પીટાવ્યો અને વિજયપતાકાવાળો શાહ થોડો વખ્ત ત્યા મુકામ રાખી પુષ્કળ લૂંટ જેને વહી જવી ને ઉપાડવી એ કામ ઘણી મુશ્કેલીથી

પાર પડયું, તે લઇ પોતાની વિજયવંતી ને ફતેહમંદ લગામ તેણે પાટનગર તરફ ફેરવી, આઠ દીવસમાં ચાળીસ કોસની મજલ કાપી ગુરવારને શુભ દીવસે સવારના પહોરમાં

ફતેહ પોતાને જમણે હાથે ને વિજય ડાબે હાથે
આકાશ તેનો મદદગાર, સિતારા ને નશીબ તેના મિત્ર

(એવી રીતે) મુબારક કિલ્લામાં દાખલ થયો. શુજાઉદ્દૌલા, નજીબ ઉદ્દૌલા અને કઝલબાશ તથા અફઘાન લશ્કરના સરદારોએ પોતાની સ્થિતિ અનુસાર નજરાણા ને ભેટ તેની પાસે રજૂ કર્યાં. શાહના દરબારમાંથી બે રાજદ્વારી સંદેશા લઈ જનાર અશ્વારોહી એલચીઆને એક મહીનાને વાયદે વિજય ને ફતેહના શુભ સમાચાર આપતા પ્રેમથી ભરેલા અને આ તરફ આવવા આમંત્રણ કરતા પત્રો વિધાતા જેવા શક્તિમાન હજૂરશ્રી શાહઆલમ પર આવી રવાના કરવામા આવ્યા વિશ્વાસરાવના કતલ થવાની, બીજાઓના માર્યા જવાની અને દક્ષણીઓના લૂંટાવાની ખબર બાલાજીરાવ પેશવા જે વિજયનગર ઉજ્જનને સીમાડે પડયો હતો તેણે મેલાના સમાચાર લાવનાર સદેશવાહકો પાસથી સાભળી અને ન્હાસી આવેલાઓની હાલત પોતાની આંખે જોઈ ત્યારે તેની વિશ્વદર્શી આખને પ્રકાશમાન દીવસ અંધારી રાત જેવો અંધકારમય ને કાળો દેખાવા માડયો.

તેની આખોમાથી લોહીની નદીઓ ચાલી.
લોહીથી પૃથ્વીની સપાટી લાલા+ ફૂલ જેવી થઈ ગઈ.
મનમાથી ધીરજ ને મગજમાથી હોશ ઉડી ગયા.
તેના હૃદયમાથી વિલાપ ને રૂદન બહાર પડયાં.

અને મલ્હારરાવ, દામાજીરાવ ગાયકવાડ, નારૂ શંકર, નાના અને હાટકેના ગ્વાલીઅર-કે જે મરાઠાઓના કબજામા હતું,-આવી પહોંચવાની તથા સઘળી બાજૂએથી મળી ધીમે ધીમે લગભગ દસહજાર સવારનું લશ્કર તેમની પાસે એકઠું થવાની ખબર તેને મળી, એટલે તેણે સદાશીવ રામચંદ્રને પાચ છ હજાર સવાર આપી તેણી તરફ રવાના કર્યા કે જેથી રણક્ષેત્રમાથી આવતા રહેલાઓને મદદ મળે. અતિશય દિલગીરી ને શોકથી પૂંછડી કપાઇ ગએલા સાપની માફક પોતે પળે પળે વ્યાકુળ થઈ જતો, અને પોતાના પુત્રના મૃત્યુ તથા ભાઉની ગેરહાજરીને લીધે તેના દુઃખિત હૃદયમાથી બળતી જ્વાળાઓ જેવા નિસાસા મૂકયા કરતો. પરિણામે તે માંદગીને બીછાને પડયો અને ધીમે ધીમે અક્કલ ને હોશ ગુમાવી બેઠો.

+ Tulip.

સાવચેતી ને સાવધતા ખાતર તેનો ભાઇ રૂપનાથરાવ દક્ષણમાં પાછળ રહ્યો હતો તેના પત્ર મુજબ બાલાજીરાવના કારભારીઓએ તેને ઉપાડી સાથે લઇ પાછા પગલાં ભરવા માંડયાં, અને ઉપર જણાવેલી ઘટના જ્યારે દક્ષણમાં વિગતવાર રીતે જાહેર થઈ અને (લોકોની) જાણમાં આવી ત્યારે દક્ષણમાં એક એવું ઘર રહ્યું નહિ કે જ્યાંથી મ્હોટે અવાજે વિલાપ ન થયો હોય અને એક એવું મકાન ન રહ્યું કે જેમાથી રૂદન ને હાયપીટનો સાદ ન નીકળ્યો હોય.

એકેએકનું અંતઃકરણ શોકથી સીઝાયું.

આખી પૃથ્વી એક શોકના ઘરમા ફેરવાઈ ગઇ

ટૂંકામા નજીબઉદ્દૌલાએ શાહ પાસે નિવેદન કર્યું કે પ્રભુની મદદ ને દુશ્મનને હગવનાર શાહનશાહના સુભાગ્યથી એક એવો વિજય મળ્યો છે કે જેની વાતો લોકોમા લાખો વખત સુધી થયા કરશે, તેથી હવે ધાર્મિક તથા રાજપ્રકરણી રીતે સલાહ ભરેલું એ છે કે એજ વિજયના ચિહ્નવાળો વાવટો જેમ બને તેમ જલદી અને ઝપટથી અકબરાબાદની રાજધાની તરફ ફરકાવવો જોઇએ, જેથી (મરતા) બચેલા જે દક્ષણીઓ ગ્વાલીઅર જઇ પહોચ્યા છે અને જે બીજે વર્ગ સૂબાઓ અને પરગણાઓનો કબજો લઇ બેઠો છે તેને સદતર કાઢી મૂકાય, જેથી નર્મદા નદીના કિનારા સુધીનો પ્રદેશ તેમની નાલાયક હસ્તીના મેલ ને મલીનતાથી સાફ અને ચોખ્ખો થઇ જાય, અને સુરજમલ જાટ ને બીજા જમીનદારો પાસેથી મનગમતી પેશકશ લઇ શકાય. તેને જવાબ મળ્યો કે મેં મારૂં વતન છોડયાને એક વરસ ઉપરાત વખત વીતી ગયો છે, એટલે તે બાજૂ પાછા ફરવાનો મારો દૃઢ ઈરાદો થયો છે. જેની વિગત આપતા લાબું થઈ જાય એવી ઘણી ચર્ચા થયા બાદ શાહે નજીબઉદ્દૌલાની ભલામણ મજૂર રાખી. મહારાજા નાગરમલ પાસે હમેશનો મુલ્કી કારભાર ને માલી વહીવટ રહેતો હતો, તેમજ વજીરના નાયબનો અધિકાર તથા ખાલસા ને તનના (દિવાની)ખાતા તેને સોપવામાં આવ્યા હતાં. તે આ અંધાધુંધીના વખતમાં પેશકારો તથા દફતરખાનાના અમલદારોને સાથે લઈ વજીરઉલ્મમાલેક આસફજાહની જોડે જોડે સુરજમલ જાટને ત્યાં આશરો લઈ ભરાઇ બેઠો હતો. તેના મનને શાંત પાડવા શાહ પાસે નજીબઉદ્દૌલાએ એક પત્ર લખાવ્યો અને તે પત્ર તથા પોતાના તરફથી લખેલા પત્રો તેના પર મોકલી તેને બોલાવી મંગાવ્યો, અને તેને (ફરી પાછા) બાદશાહી નોકરીમાં દાખલ થવાનું માન આપી, પોશાક, ઘોડા ને

હાથીની ભેટ આપવામા આવી પછી પેશકશ ઉઘરાવવાની બાબત નક્કી કરવાની વાત નજમઉદ્દૌલાએ કાઢી અને એવુ ઠેરવવામાં આવ્યુ કે, અશરફ્ઉન્ નુસ્સા (વઝીરોમા શ્રેષ્ઠ) શાહવલીખાને શાહી લશ્કર, શુજા ઉદ્દૌલા તથા નજમઉદ્દૌલાને સાથે લઈ, અકબરાબાદની રાજ્ધાનીમા જઈ, તે કામ કરવુ અને શાહે પાટનગરમા રોકાવુ શ્રેષ્ઠ શાબાન માસની પહેલી તારીખે અશરફ્ઉન્નુસ્સાએ પોતાના તબુ પુરાણા કિલ્ના પાસે ઉભા કર્યા અને ૧૦મી તારીખે રૂખસત મળવાથી છાવણીમા પેઠા શુજા-ઉદ્દૌલાને નજમઉદ્દૌલા જમના નદીને પેલે કાઠેથી અકબરાબાદ રવાના થયા ને શુજાપુર આવી પહોચ્યા શાહની જોડે આવેલા સૈનિકોમાના ઘણાખરાઓએ બલ્કે, તેમના મ્હોટા ભાગે માત્ર લૂટ મેળવવાની ખાતરજ નોકરી કબૂલ કરેલી હોવાથી તેમણે એક્ઠા થઈ અરજ ગુજારી કે આપે અકબરાબાદની રાજધાની તરફ લશ્કર મોકલવાનું નક્કી કર્યું છે, તે લશ્કર-માના થોડાએકની ઈચ્છા આ મુલકમા વસી પેશકશો લેવાની છે, પરંતુ હમને તો હમારા માસિક પગાર ઉપરાત લૂટ ચલાવવાની પરવાનગી મળવી જોઇએ, નહિ તો હમે હમારે વતન ચાલ્યા જઈએ છીએ પગાર ખાનાર નોકરોની સંખ્યા ઘણી મ્હોટી ન હતી એટલે આ હકીકત સાભળી શાહ વલીખાન જે હજુ કૂચ કરી ઉપડી ગયો નહતો તેને શાહે મસલત કરવા તથા તેની સલાહ લેવા બોલાવ્યો, અને આખો દહાડો તેની જોડે એકાતમા ગાળ્યો ઈશ્વરે એમ ઠર્યું કે શાહે પોતે પણ વતન તરફ ચાલ્યા જવુ આ ઉપરથી પોતે પોતાના તબુ શાલેમાર બાગની પાસે ઉભા કરવા માટે બહાર મોકલ્યા ઘણાખરા અફઘાન સરદારો તથા લૂટ કરનારાઓએ તેને તેજ દહાડે ઝપાટાથી કૂચ કરી પાણીપત જઇ મુકામ નાખ્યો નજમઉદ્-દૌલાએ મ્હોટી રકમ આપવાનુ વચન આપી, રોકાઇ જવા ભલામણ કરી, પણ શાહે તે કબૂલ રાખી નહિ આસફ્જાહનો પેશકાર રાજા દલેરમંગ જે મહારાજા નાગરમલની જોડે આવ્યો હતો, તેને આ અરસામા લાગ મળવાથી તેણે શાહવલીખાનની મારફતે, રોકડ ને જરજવેર મળી રૂપીઆ અઢારલાખ આપવાની કબૂલત કરી, જલીલઉલકદ્ર વઝીરાતનો ઓહ્દો પોતાના મૂળ ધણીને માટે મેળવવાની, માગણી કરી વાતચીત થયા બાદ શાહે તે માગણી કબૂલ રાખી, અને તેજ માસની તેરમી તારીખે બે ઘડી દહાડો જતા, (શહેર) બહાર નીકળી, કેટલાએક મતોની કબર આગળ ફાતેહા પઢી, લગભગ બે પહોર વીતતા તબુમા પેઠો શુજાઉદ્દૌલા રૂખસત લઈ પોતાના તાલુકાના સૂબા તરફ ચાલી કૂચો કરી જવા નીકળ્યો શાલેમાર

બાગથી ઉપડી એ જગાએ મુકામ કરી શાહ પાણીપતથી ત્રણ કોસ દૂર આવી પહોચ્યો. મિરઝાજવાન બખ્તખાન જે તેને વદાય કરવા આવ્યો હતો તેને એ મુકામે, પાચ હાથી, પાંચ ઘોડા ને બે લાખ રૂપીઆનું અનાજ જે મુબારક કિલ્લામા સંઘરી ગખવામા આવ્યું હતું, તે આપ્યાં, અને વઝીરના ઓદ્દાનો પોશાક, પરવાનો અને કલમદાન યાકૂબ અલીખાનને હવાલે કરવામાં આવ્યા, કે જેથી પેશકશની જે રકમ નક્કી થઈ હતી તે લઈ વઝીરઉલ્‌મમાલેક આસફજાહને પહોચાડે. તેને તથા આસફજાહના વકીલ દલેરસિંગને શાહજાદાની સાથે જવાની રજા આપી, એટલે તેઓ પાટનગર પહોચી ગયા, અને શાહી વાવટાઓ આગળ વધ્યા. ઈશ્વર વિધાતાની શક્તિવાળા હજૂરશ્રીના માનવંતા માતાજી નવાબ ઝીનત મહેલે યાકૂબ અલીખાન તથા રાજા દલેરસિંગને રોકીને કહ્યુ કે આસફજાહની વઝીરાતની મુદતમા કેટલાએક ન થવાના કામ થયા છે, તેથી તેની વઝીરાત માટે કબૂલ નથી. જો માત્ર નાણુંજ મેળવવુ એ મતલબ હોય તો તે રકમ હમે આપીશુ રાજા દલેરસિંગના માણુસો જેમને આસફજાહની વઝીરાતના બહાના હેઠળ પાટનગરના મહાલોમા નીમવામા આવ્યા હતા તેમને દૂર કર્યા અને આશરે પાચહજાર સવાર ને પ્યાદાને નોકરીમાં રાખી લઇ એ લશ્કરને શહેરના બચાવ તથા રક્ષણ માટે તથા મોરચા બાધવામા કામે લગાડી દીધુ આ અરસામા શાહવલીખાનનો કાગળ આવ્યો કે યાકૂબ અલીખાનને તરત ને તરત આસફજાહ પાસે જવાની રજા આપવી. તે ઉપરથી વખતને માન આપી શાબાન માસની સત્તાવીસમી તારીખે તેને જવા દીધો વઝીરનો ઓદ્દો ને અધિકાર પોતાને આપવામા આવ્યા છે ને શાહ રવાના થઇ ગયો છે એ ખબર સાભળી આસફજાહ સુરજમલ જાટને લઇ ભરતગઢથી બહાર નીકળી મથુરા આવી પહોચ્યો હતો, અને લશ્કર ભેગું કરતો હતો તથા પરવાનો ને કલમદાન મળવાની રાહ જોતો હતો. એટલામા એ ભેરો લઇ યાકૂબ અલીખાનના પાડોશમાં આવી પહોચવાના સમાચાર મળતા સુરજમલ તથા મહારાજા નાગરમલને તેને આવકાર આપવા મોકલ્યા અને થોડૂ દૂર તંબુ નાખ્યો. કે જેને તેમની રૂઢી મુજબ દરમાન બારી કહે છે. મરાઠા મલ્હારરાવ હોલકરનો વકીલ ને મુખ્ય કારભારી ગંગાધરરાવ જે તેના બોલાવ્યાથી તેની પાસે આવ્યો હતો તેને સંદેશો મોકલ્યો કે જો તેનો શેઠ તેને (આસફજાહ ને) મદદ ને સહાય કરે તોજ એ ભેરો પોતે કબૂલ રાખે તેણે જવાબ આપ્યો કે "ભલે, સ્વીકારો." પરંતુ હમણાજ વાગેલા ઘાથી હજુ સુધી તેમની

શુધબુધ ઠેકાણે આવી નથી કે જેથી તાત્કાલીક તેઓ કાંઈ કરી શકે; જ્યારે તેમનામાં પાછી શક્તિ આવશે ત્યારે તેઓ હાજર છે. ટૂંકામાં આસફજાહે ફરમાન બારીમાં દાખલ થઇ પોશાક ધારણ કર્યો, અને પગ-વાનો તથા કલમદાન લઈ બાદશાહ પ્રત્યેની આદાબ બજા લાવી વાજાં વગાડતો પોતાને મુકામે પાછો ફર્યો અને યાકૂબઅલીખાનને પોશાક, એક મોતીની માળા, રત્નજડીત સરપેચ ને જીગો (કલગી), એક હાથી ને ઘોડો ભેટ આપ્યાં ને પોતાના તંબુમાં ઉતારો આપી મહેમાનદારી કરી મીજબાની આપી તેનું મન સંતોષી, ભવિષ્યમા તેની ચડતી થશે એવી આશા આપી પોતાનો મિત્ર ને સખા બનાવ્યો. જે બનાવ બન્યા હતા તે જોતાં વિધાતા જેવી શક્તિવાળા હજૂરશ્રીની બાબનમાં આસફજાહનું મન ચિંતા વગરનું રહેતું ન હતું, અને તેથી બાદશાહી ફેરવી નાખવાનો વિચાર તેણે પોતાના મન સાથે કર્યો. અહમદશાહ બહાદુરશાહના વખતમાં તેને વજીરઉલ્મુમાલેક સફદરજંગ જોડે પાટનગરની પાડોશમાં જે યુદ્ધ ને લડાઇ લડવા પડેલા તેનો ટૂંક અહવાલ યોગ્ય જગાએ (પૂર્વે) લખાઇ ગયો છે. તે વખતે એક અજાણ્યા યુવકને સફદરજંગે શોધી કાઢી, જે નામને તે લાયક નહતો તેવું બાદશાહનુ નામ તેને આપ્યું હતું યુદ્ધ ને લડાઇની ખાજગ સકેલી લીધા બાદ સફદરજંગ અયોધ્યા સૂબા તરફ ગયો અને સુરજમલ જાટ જે એની મદદમા આવ્યો હતો તે પોતાને વતન ગયો ત્યારે તે યુવકને પોતાની જોડે લઇ જઈ દીનપરવરને મદદગાર કામ-બક્ષ બીન મુહીમકાન (ઔરંગઝેબ)નો પૌત્ર કહેવડાવી પોતાની સાથે રાખ્યો હતો. આ સમયમા, જ્યારે આ સફજાહને નવાબઝીનત મહેલ, પાટવીકુંવર મિરઝાજવાન બખ્ત, શુજાઉદ્દૌલા, નજીબઉદ્દૌલા તથા રાજ્યના સઘળા કારભારીઓ ને અમલદારો વઝીર તરીકે સ્વીકારતા નહતા, પાટનગરમા નવા લશ્કરની ભરતી થતી હતી, બારાહના ઘણાખરા સૈયદો એકઠા થઇ મોરચા બાંધતા હતા, નજીબઉદ્દૌલા પોતાની ફોજ સાથે પાટનગરથી દસ પંદર કોસપર પડેલો હતો, વિશ્વવિહારી ને વિધાતાની શક્તિવાળા હજૂરશ્રી શાહઆલમ જેઓ બંગાળા પ્રદેશમા પૂર્વમા આવેલા સૂબાઓની વ્યવસ્થા ને તેના બંદોબસ્ત માટે ગયા હતા તેમની છાવણીમાથી જાતજાતની વાતો આવતી હતી, અને બંગાળાના નાઝિમ તથા અઝીમા-બાદ ઉર્ફે પાટણાના નાયબ સૂબા અને અંગ્રેજોની કોમ જે આ અરસામાં બંગાળામા પગ પેસારો કરી રહી હતી, તેઓ વખતો વખત બખેડા ને ફિસાદરૂપી માથું ઉંચકતા હતા, તથા તે જિલ્લાના રાજાઓ લડવા માટે

તૈયાર થઇ ગયા હતા અને લડાઇઓ થતી પણ હતી, ત્યારે-એવી સ્થિતિ ને આસફ્જાહે સમયની અનુકૂળતા ગણી, સુરજમલની સલાહ ને સૂચનાએ તેની મતલબની મૂર્તિને વિચારના આયનામાં એવી સ્પષ્ટ રીતે દેખાડીઃ જે સૂચના ને સલાહ એવાં હતાં કે તેણે અકબરાબાદની રાજધાનીનો કિલ્લો હાથ કરી દીનપરવરને બાદશાહ બનાવવો અને ગાદીનશીન કરી ત્યાંથી લશ્કર લઇ પાટનગર જવું અને ગેબી પરદા પાછળથી શું બહાર આવે છે તે જોવું. આ ઇરાદે સુરજમલે પોતાના દીકરાના સસરા વલ્લભરામને એક લશ્કર આપી એ કામને માટે નીમ્યો. જેને જીતી લેવા માટે કલ્પના નો હાથ પણ ટૂંકો પડે અને ખ્યાલ (સ્વપ્ન)નું ગગનવિહારી પક્ષી પણ જેના કાંગરા પર પહોંચી શકે નહિ એવો કિલ્લો સંજોગવશાત્ કિલ્લેદારની ગફલતીથી હસ્તગત કરવામાં આવ્યો. નજીબઉદ્દૌલા લશ્કર લઈ પાટનગરની પાસેરામા પડયો હતો, અને જે તેના દુષ્ટ ઇરાદાને તોડી પાડનાર હતો, તેથી તેના મનનું સમાધાન કરવા સુરજમલ થોડો વખત થયા પોતાનાં માણસો મોકલી પ્રયત્ન કરતો હતો અને યુદ્ધના ઘોડાને કલ્પના વિસ્તૃત મેદાનમાં દોડાવતો હતો, તેવામાં તેને ખબર પડી કે વિધાતાની શક્તિવાળા હુજૂરશ્રીનો ઉચ્ચ ધ્વજ પવિત્ર ઝિલકદ માસની પંદરમી તારીખે બનારસની સરહદમા ફરકી તે ભાગ્યવાન ને નસીબવંત બાદશાહની છાવણી ત્યાં નાંખવામા આવી હતી. ગંગા નદી પર પુલ બાંધવાનો હુકમ નીકળ્યો હતો, તેમ રાતા રંગના તંબુને ડેરા જે હુજૂરશ્રી ને ભેટ કરવા માટે બનાવવામા આવ્યા હતા તે લઇને શુજાઉદ્દૌલા પંદર કોસ દૂર પડયો હતો, અને બાદશાહની છાવણી ગંગાને આ કિનારે પડી હતી, અને તે વધામણી સાથના કાસદો પાટનગર પહોંચી ગયા હતા. આ કારણને લીધે પોતે જે અશક્ય ખ્યાલો બાંધ્યા હતા તે તેને નષ્ટ થતા જણાયા, અને પોતે જે કાર્ય કર્યું હતું તેનું જે પરિણામ આવે તેમાથી બચવાના રસ્તા શોધવા લાગ્યો; અને કિલ્લો જીતી લેવાની બાબતમા ગુન્હાથી બદતર (ગુન્હાનું) બહાનું બતાવી, શાહજાદા પાટવીકુંવરની જનાબમા અરજ ગુજારી કે દુનીયવી માયાને વશ થઇ (લાંચ લઇ) કિલ્લેદાર કિલ્લો મરાઠાઓને સોંપી દેવા ઇચ્છતો હતો, અને તેથી બાદશાહી દરબારના (આ) સેવકે કિલ્લો સાચવી રાખવા આવું પગલું ભરેલું. હવે હુજૂરશ્રીએ બીજા કિલ્લેદારની નીમણૂક કરવી કે જેથી તેને હું એ કિલ્લો સોંપી દઉં, અને એકાએક મધરાતે કિલ્લામાંથી સીસું, દારૂગોળો, તોપો, બાણ, ન્હાની તોપો ગાડામા ભરી પોતાને વતન મોકલી દેવાનું શરૂ કરી દીધું. હવે આ પુસ્તકમાં તો

માત્ર આ પ્રાતનીજ હકીકત લખવાની છે અને આ પ્રદેશમા બનેમા બનાવોજ માત્ર આપવાના છે છતા આ પ્રાત પાટનગરના તાજ ને મુગટ (ધારી)ના વારસોને તાબે છે, એટલે એ તવારીખની છટા ને તાજગી ભરેલી ભાષા ને તેની (શૈલીની) રચના એવુ માગતી હતી કે અધાધુધી ને ગેરવ્યવસ્થાથી ભરેલા આ વર્ષોમા ઘણામાથી થોડુ, ટગનામાથી મુદ્દી, સક્ષેપમા ને ટૂક કાણથી આ ચમત્કારી ક્રમે લખવુ, તેથી લખ્યુ છે હવે એ સાનના ખાડી રહેના ભાગમા ખૂદ સૂબામા જે બનાવો બન્યા તે લખવામા એ ક્રમ રોકાય છે સરદાર મહમદખાન વગદે શેરખાન બાબીના હાથમાથી વાડાસીનોરનું જવુ અને મુનતાન તથા જહાન એ બે ગુનામોની નિમકહરામીને પરિણામે તેનુ મરાઠાઓના હાથમા આવવુ, એ હકીમ્ત આગળ હિ સ ૧૧૭૩ મા બનેના બનાવોમા લખાઇ ગઈ છે હાનના વખતમા જ્યારે નિઝામતનો વહીવટ આપા ગણેશના હાથમા આપવામા આવ્યો હતો ત્યારે ત્યાની ફોજદારી પર તથા ત્યાનો કિલ્લા સાચવવા ને તેનો બચાવ કરવા તેણે એક પંડીતને નીમ્યો હતો એ જગાની આજૂબાજૂ ને આસપાસ, ઘણાખરા કોળીઓ, જેઓ મુસાફરો તથા વટેમાર્ગુઓના માર્ગમા કાંટા જેવા થઇ પડયા હતા તેઓ રહેતા હોવાથી તે પરગણાની ઉપજ ત્યાના રખેવાળોના ખરચ માટે પણ પુરતી હતી નહિ નાયબ ફોજદારની જગ્યા પગારદાર હતી તે ત્યા થોડા માણસ સાથે રહેતો હતો દક્ષણીઓ સા ખ્યાલ થઇ રહે તો તેનુ પરિણામ ત્યાના કોળીઓ તથા જમીનદારો માટે શુ આવે, અને તેમણે જે જિત મેળવી હતી તે તેમને ફાવતી આવશે નહિ, એ બધો વિચાર કરી તેમનામાના કેટલાએક સરદાર મહમદખાન જે લૂણાવાડેથી જવાનમર્દખાન જોડે પાટણ ગયો હતો અને ત્યાથી પોતાના કાકા પાસે રાધનપોર જઈ રહ્યો હતો તેની પાસે જઈ વાડાસીનોર લઈ લેવા તેને લલચાવી ને ઉશ્કેરીને પોતાની જોડે લઈ આવ્યા વાડાસીનોરના રહેવાશીઓ મરાઠાઓના જોરજુલમ તથા ત્રાસથી ઘણા કંટાળી ગયા હતા તેમને મેળવી લઈ, મરાઠાઓને હામી મઢવા તથા તેમની જોડે લડવા, કોળીઓએ કમર કસી થોડો વખત ઝપાઝપી ચાલતા અને પક્ષના થોડા માણસ મરાયા ને ઘવાયા ખરા, પણ દક્ષણીઓ રક્ષણ માગતા આ ત્યા ને બહાર ચાલ્યા ગયા, અને કોળીઓની બહાદુરી ને મદદથી ફરી એકવાર સરદાર મહમદખાન સત્તા મેળવી બેઠો શહેરમા એટલુ લશ્કર હતું નહિ કે જે તેની મદદમા મોકલાય તેથી નાઝિમના નાયબ કેશવરાવે માત્ર એ હકીકત આપા ગણેશ કે જે સોરઠ જિલ્લામા પેશ-

વાના હિસ્સાની પેશકશ ઉઘરાવવામાં રોકાયો હતો તેને લખી જણાવી. આ અરસામાં ખબર આવી કે સૂબાના વહીવટ તથા બંદોબસ્ત માટે ખંભાતના મુતસદ્દી મોમિનખાન પર બાદશાહી ફરમાન આવેલું હોવાથી તે શહેર તરફ આવવાનો ઇરાદો રાખે છે. આ ટૂંક હકીકતની વિગત એ છે કે આગળ લખી જણાવ્યું છે તે મુજબ શાહવલીખાન, શુજાઉદ્દૌલા તથા નજમઉદ્દૌલાની સરદારી હેઠળ શાહી ફોજ અકબરાબાદ તરફ જવા માટે નીમવામાં આવી હતી, તેજ વખતે અમદાવાદ સૂબામાંથી દક્ષણીઓને હાંકી કાઢી નિર્મૂળ કરવા માટે પગલાં લેવાનું શુજાઉદ્દૌલાની મહોર સાથનું (બાદશાહી) ફરમાન વિજયી રજબ માસની નવમી તારીખનું મોમિનખાનને નામે લખેલું આવી પહોંચ્યું તેણે મરાઠાઓની કતલ તથા તેમના લૂંટાવાની અને લશ્કર પાછું આણી તરફ ફરવું હતું તે ખબર સાંભળી, વખતે તે લશ્કર માળવા સૂબાની પાસે આવી પહોંચશે એવા ખ્યાલથી, પોતે લશ્કર એકઠું કરવા માંડ્યું અને આરબ, રોહીલા અને હિંદીઓમાંથી આશરે એક હજાર સવાર ને ચાર પાંચ હજાર પ્યાદા નોકરીમાં રાખી લીધા. તેને મદદ તથા સહાય આપવા માટે જવાનમર્દખાન બાબી તથા ભરૂચના ફોજદાર નેકનામખાનનાપર પણ હુકમ નીકળ્યા હતા એટલે તે હુકમ તેમની તરફ મોકલી, તેમના જવાબની રાહ જોતો સિપાઈઓની ભરતી કરી, તેમને એકઠા કરવા તથા લડાઇની સામગ્રી તૈયાર કરવા મંડી ગયો. મહમદ લાલ રોહીલા ને સલીમ જમાદાર જે તેના બોલાવ્યાથી સુરત બંદરેથી આવી પહોંચ્યા હતા તેમને સવાર ને પ્યાદાની એક ટુકડી આપી ધંધૂકા પરગણા તરફ જવા માટે નીમ્યા કે જેથી ત્યાં જઈ તેઓ થોડા ગામ લૂંટે તેમણે તે પ્રમાણે ગામ લૂંટ્યા અને છીનવી ને નિર્જીવ જે લૂંટ મળી તે સિપાઇઓના પગાર પેટે આપી દીધી જવાનમર્દખાને વખત વિચારી જઇ જવાબ લખ્યો કે જે વખતે તે (મોમિનખાન) પોતે (અમદાવાદ) આવી પહોંચશે તે વખતે તે (જવાનમર્દખાન) ત્યાં આવશે નેકનામખાને લશ્કરની ભરતી કરવા માંડી, અને પોતાના છોકરા મોઆઝેઝખાનને બહાર મોકલી છાવણી નંખાવી. આ હકીકત સૂબામાં આસપાસ ચારે તરફ પથરાઈ ગઇ, એટલે દરેક કસ્બામાં ને પરગણામાં મરાઠાઓના વહીવટમાં પૂરેપૂરી ખલેલ થવા માંડી અને ખૂણેખાંચરેથી બંડખોરો બખેડા કરવા માંડ્યા. શહેરના રહેવાશીઓના મ્હોડામાંથી આગલી વિપત્તિની કડવાસ હજૂ દૂર થઈ ન હતી, એટલે તેઓ ગભરાવા ને અકળાવા લાગ્યા. નાઝિમનો નાયબ કેશવરાવ બનતા બનાવો

તથા પરિસ્થિતિના સમાચાર વારંવાર ને વખતોવખત લખી ઝડપી કાસદો જોડે વાડાસીનોરના બનાવની પૂરવણીમાં અને તેના સોબતીરૂપે મોકલતો હતો જંબુસરની ઉપજમાંથી નેકનામખાનને હિસ્સો મળે એવું નક્કી થયું હતું છતાં ત્યાંના મક્કાસદારે આજ કાલ કરી તે આપવામાં વખત કાઢી નાંખ્યો. જે લશ્કર એકઠું કર્યું હતું તે લઈને જવાને માટે મોઆઝ્ઝેઝખાનને નીમ્યો. નેકનામખાન તેની મદદમાં હતો તેથી તેનું મન સંપાદન કરવા માટે મોમિનખાન તેનો પક્ષ લઈ પોતાના લશ્કર સાથે દેહવાણુ ગામ જે જંબુસરની પાસે આવેલું છે ત્યાં મદદની જરૂર પડે મદદ આપવા ગયો, એટલે ત્યાંનો મામલો પતી ગયો, ને મોઆઝ્ઝેઝખાન મોમિનખાનની જોડે થઈ ગયો અને શહેર કેવી રીતે હાથ કરવું તે બાબત મસલત કરવા સભા ભરવામાં આવી. એટલામાં પૂર્ણ ઝપટથી આપાજી ગણેશ પાછો ફરે છે અને તે નજદીકમાં આવી પણ પહોચ્યો છે એવી ખબર મળી. આને લીધે પોતાના ઇરાદાની લગામ ફેરવી તે પાછો ખંભાત બંદર આવ્યો. આપાજી ગણેશ પણ આવી સાત આઠ કોસ દૂર મુકામ નાખ્યો અને આવી રીતનો બખેડો ઉઠાવવાનું કારણ પૂછવા તથા તેની ખબર મેળવવા એક પંડીતને મોકલ્યો. આટલા વખત સુધીમાં શાહી ફોજ અકબરાબાદની રાજધાની સુધી આવી પહોચી હશે અને આજકાલ માળવા સૂબામાં પહોચી જશે એટલે આ પ્રાંતમાં મરાઠાઓની સત્તાના પાયા હાલી ઉઠશે એવા અનુમાન અને ખ્યાલની ગરમીથી મોમિનખાને જવાબ આપ્યો કે થોડા માણસ લઇ ભગવાન જે બંદરની બહાર આવી તેને મળે તો રૂબરૂ તેને આ કાર્યનું ખરું તાત્પર્ય કહેવામાં આવશે. આપાજી ગણેશની પરવાનગી લઈ તે આવ્યો, અને મોમિનખાને પણ બહાર નીકળી તેની મુલાકાત લીધી. બાદશાહી ફરમાનોની અમલ પ્રત તેને બતાવી ને કહ્યું કે આપણા વચ્ચે મિત્રતા ને ઐક્યનું ખમીર મજબૂત રીતે ને દ્રઢતાથી બંધાયુ છે એટલે શાહી લશ્કર આ સૂબામાં આવી પહોચે તે પહેલા ભલે તેઓ દક્ષણમાં ચાલ્યા જાય, અને વળી જો શહેર પણ તેને સોંપી દે તો તે વધારે સલાહ ભરેલું થઈ પડશે, કારણ તેમ કરવાથી પોતાના જાનમાલ બચાવી સુરક્ષિત રીતે તેઓ જઈ શકશે એમ કરતાં જો બાદશાહી ફોજ આવી પડશે તો નદી પાર ઉતરવાના રસ્તા ને ઘાટ બંધ થઈ જશે, અને પછી મારા અખત્યારની વાત રહેશે નહિ. પરંતુ હજુ દક્ષણીઓના દાણોપાણી ઉઠી ગયા ન હતા અને (તેમની ઉઠાંતરીનો) સમય આવી પહોચ્યો નહતો એટલે આપાજી ગણેશે એ સલાહ સ્વીકારી

નહિ અને યુદ્ધનો અગ્નિ સળગાવવાની તૈયારી કરી, પેટલાદ પાસે છાવણી નાંખી લડાઈ કરી, ખંભાત ચોરાસીના ગામ લૂંટવા માટે એક ટુકડી નીમી દીધી. આ અરસામાં રમઝાન મહીનાની દસમી તારીખે પાટનગરથી આવેલા પત્રો પરથી જાહેર થયું કે અહમદશાહ અબદાલીએ પોતાના વતન તરફ રવાના થવા માટે દારઉલ્ સલતનત (રાજધાની) લાહોર જઇ ત્યાંથી (વતન) પાછા ફરવાના વાવટા ફરકાવ્યા હતા, અને શુજાઉદ્દૌલા પોતાના તાલુકા તરફ ચાલ્યો ગયો હતો. છેવટ શું આવશે તે બાબતમા દક્ષણીઓ શંકાશીલ થઈ ગયા હતા તેમનું મન હવે નિશ્ચિંત થઈ ગયુ એટલે તેઓ બંદરથી ચાર ગાઉ દૂર આવી પહોંચ્યા. શાહી ફોજ પાછી ફરી હતી તે છતા પોતાના નિશ્ચયને મોમિનખાને ડગવા દીધો નહિ અને પોતાના લશ્કરને દક્ષણીઓની સામે થવા તથા મારામારી ને કાપાકાપીનું ક્ષેત્ર શણગારવા મોકલ્યુ, અને કેટલીકવાર બને પક્ષો વચ્ચે લડાઇઓ થઈ. શાહી ફોજના જવાને લીધે બાપા ગણેશના મનમા જે કાંટો ખટકતો હતો તે નીકળી ગયો હતો, એટલે ખરચની વ્યવસ્થા કરવા, જવાનમર્દખાન બાબીને મદદમા બોલાવી મજકૂર બંદરને તાબે કરવાને ઈરાદે, આખા લશ્કરને વીઠ્ઠલગવ તથા ભગવાનની સરદારી નીચે રાખી, પોતે એકલો થોડા માણસો લઈ શહેરમા આવ્યો અને રઘુશંકર નામના માણસને જવાનમર્દખાન પાસે મોકલ્યો કે જેથી તે જવાનમર્દખાનના સિપાઇઓને આપવાની રકમ નક્કી કરી દેરવી તેને લખી જણાવે. શહેરમા સવાર ને પ્યાદાની જે ટુકડી રાખી હતી તેને વીઠ્ઠલરાવ ને ભગવાનને જઈ મળવાને રવાના કરી દીધી જવાનમર્દખાનના જવાબની રાહ જોતો પોતે થોડો વખત (શહેરમા) રાકાયો. વકીલો ને સંદેશાઓની આવજાવ બાદ તેઓ સંમત થઈ શકયા નહિ એટલે પોતાની મતલબ પાર પાડયા વિના રઘુશંકર પાછો ફર્યો. આગળ જણાવ્યા મુજબ સરદાર મહમદખાન વાડાસીનોર કબજે કરી તાબે લઈ બેઠો હતો એટલે તેની સામે લશ્કર મોકલી તેના પર હુમલો કરવાનો હુકમ કાઢવામા આવ્યો. પોતાને બદનામી તથા ગેરઆબરૂ લાગે તેથી દૂર રહેવા માટે એક યુક્તિ વિચારી, તે કામ માટે લાયક એવો સરસરામ, જે તેના વડવાઓના વખતથી સરદાર મહમદખાનના બાપ શેરખાન જોડે મૈત્રી ને દોસ્તીનો દૃઢ ને મજબૂત સંબધ રાખતો હતો ને જે આ અરસામાં થોડો વખત થયા શહેરમાં નવરો બેસી રહ્યો હતો તેને બાજગડીઓ (મધ્યસ્થ) બનાવી વચમા નાંખ્યો ને જમાદારોની મહોર સાથનું જામીનપત્ર તેને હવાલે કરવામા આવ્યું

કે જેથી તેનું મન મનાવી છાવણીમાં લાવી મુલાકાત કરાવે, અને આગલા રિવાજ મુજબ મરાઠાઓનો હિસ્સો ચાલુ કરાવે (બહાલ રખાવે). મલ્હાર હોલકર અને દામાજીરાવ ગાયકવાડને સારૂં બનતું હતું એટલે તેની સલાહ ને સૂચના મુજબ મરાઠાઓની સ્થિતિ બગડી ગઈ હતી તે સુધારવા તથા તેમના પ્રતાપ ને પ્રભાવનાં સાધન પાછા મેળવવાની વ્યવસ્થા કરવા, શવ્વાલ માસની પહેલી તારીખે ગ્વાલીઅરથી થોડું લશ્કર લઈ દામાજીરાવ ગાયકવાડના વડોદરે આવવાની આ અરસામા તેને ખબર મળી. આથી દક્ષણીઓમા નવીજ ઉત્સાહ પેદા થયો, અને તેના હિસ્સાના પરગણાઓમાંથી તથા સોનગઢથી દરેક જગા અને દરેક ગામ પર રાખેલા સવાર ને પ્યાદાઓની જોડે નાયબો (અમલદારો) ખાનગી ઘોડાવાળા બારગીરો અને હાથીઓ લઇ ટોળે ટોળા થઇ, આવી પહોંચ્યા અને તેમની પુઠે તેનો ભાઈ ખંડેરાવ અને (ખંડેરાવનો) પુત્ર સયાજી આવ્યા, અને સૌ તેને (આપાજી ગણેશને) મળ્યા. ટૂંક વખતમા બહારથી દેખાતા ઠાઠમાઠ સાથનું એક સારી સંખ્યાનુ લશ્કર એકઠુ થઈ ગયુ. દામાજીરાવના મનની છૂપી વાતની મોમિનખાનને ખબર હતી, તે એ હતી કે બાલાજીરાવ પેશવાએ આ સૂબો છીની લઈ હસ્તગત કર્યો હતો તે વાત તેના મનને શરૂઆતથીજ ઘણી ખૂંચતી હતી, પણ પેશવાની સામે પડવા જેટલી પોતાનામાં તાકત ન હતી તે પોતે જાણતો હતો એટલે વખતને માન આપી લોહીનો ઘૂંટડો ગળે ઉતારી ગયો હતો હવે મોમિનખાનને દામાજીરાવ ગાયકવાડના આવવાની ખબર પડી એટલે એણે વિચાર કર્યો કે વખતે દામાજીરાવ ઉપરનો દેખાવ કરી સબ્બતાને ખાતરજ આપાજી ગણેશની મદદમા લશ્કર મોકલી ઉભો રહેતો હોય, અને તેમ કરી પોતાના લાયક ઈરાદાનો અમલ થતો અટકાવે, તેથી તેણે એક પત્ર ને થોડી ભેટ સોગાદ આપી પોતાના એક વિશ્વાસુ માણસને તેની તબીએતના સમાચાર પૂછવા તથા પોતાના મનમા (દામાજીએ) જે કામ કરવા ધારી રાખ્યુ હતું તેનો અમલ કેવી રીતે કરવાનો છે તે વિશે ખબર મેળવવા મોકલ્યો. પરંતુ વખતનો વિચાર કરતા તથા પોતાને માટે શું સલાહ ભરેલુ છે તેનો પણ વિચાર કરતા મોમિનખાને સૂચવેલુ કામ કરવા પોતે રાજી તથા સંમત ન હતો એમ સમજાયું. વીઠુલરાવ ને ભગવાન મોમિનખાનના લશ્કર જોડે ઝપાઝપીઓ ચલાવ્યા જ કરતા હતા. એક દીવસ લડાઇ ને યુદ્ધનો અગ્નિ સળગતો હતો તેવામા આરબ ને રોહીલા પ્યાદાઓની એક ટૂકડી સાહસ કરી આગળ વધતા સંજોગવશાત્ દક્ષણીઓના હાથમા સપડાઈ ગઇ. થોડા મરાયા ને ઘવાયા અને કેટલાએક લડાઇનું

મેદાન જેમ તેમ છોડી બહાર નીકળી આવ્યા. દક્ષણીઓએ ખંભાત તાબે તારાપોર ગામ લુટી પાછા ફર્યા. (વખતે કોઈ વહેમ લાવી તેને બદનામ કરે તો તે) બદનામી દૂર કરવા દામાજીરાવે પોતાના પુત્ર ગોવીંદરાવને લશ્કર આપી મોકલ્યો અને તે (ગોવીંદ) વીઠુનરાવને જઈ મળ્યો અને તેમણે ફરીથી તારાપોર પર હુમલો કર્યો બાકી રહેલા ઘરો અને ઘાસ દાણો માગની ગખના ખંભાતથી કટલાએક સિંધી પ્યાદાઓની એક ટુકડી (તારાપોર) મોકલવામા આવી હતી, તે પ્યાદાઓ તેમની સામે થયા. પણ દક્ષણીઓએ બળ વાપરી અંદર પેસી આગ લગાડી, અને તે ટુકડીને અભયવચન આપી બહાર મોકલી દીધી પોતે ત્યા મુકામ નાખી પડયા અને ઘરોના દરવાજા ને દીવાલો તોડી પાડી તેમાનો ઘાસદાણો સાફ કરી દીધો. આ અરસામા મોમિનખાને મોકલેલો માણસ વડોદરેથી આવી પહોચ્યો અને દામાજીએ આપેલો જવાબ કહી સંભળાવ્યો તેથી મોમિનખાન તો ઢીલો થઇ ગયો, અને તેથી સલાહ કરી ટંટાનું મૂળ દૂર કરવા માટે વાતચીત શરૂ કરવામા આવી. નેકનામખાનનો છોકરો મોઆઝ્ઝેઝખાન જઈ ભગવાનને મળ્યો, અને એ શરતે નીવેડો લાવવામા આવ્યો કે મરાઠાઓના મકામદારોને પાછા કામ પર દાખલ કરી દેવા અને કરાર પ્રમાણેની પાછલી સાલની બાકી આપવાની મોમિનખાને ( સંતોષકારક રીતે ) ખાત્રી કરી આપવી વીઠુલરાવ ને ભગવાન પેટલાદ કસ્બે પાછા ફર્યા, અને મોઆઝ્ઝેઝખાન ભરૂચ ગયો, એ રીતે આ ટંટાની ભાંજગડ સંકેલી લેવામા આવી. બાદશાહી ફોજની મદદ મળવાની આશામા મોમિનખાન હગાયો હતો તેમજ દામાજી તરફથી સમભાવ અને મદદ મેળવવામા નિરાશ થયો હતો, એટલે પોતે જાત જાતના (ધોળા ને કાળા) જે સિપાઈઓની ભરતી કરી હતી તેમને રજા આપી તેમને આપવાના પગારના સાધન મેળવવા ઘર ગણત્રીનો (ઘર દીઠ) વેરો લઈ, દંડ ઉઘરાવી પોતાની જવાબદારીમાથી છુટયો. આપાજી ગણેશ ઝિલકદ માસની આઠમી તારીખે દામાજીરાવને મળવા વડોદરે જવા રવાના થયો થોડા દહાડા ત્યા રોકાઈ પાછો ફરી એડે ગયો. સરસરામ સરદાર મહમદખાનને ત્યા લઈ આવ્યો હતો તેની મુલાકાત કરાવી અને એવો ઠરાવ થયો કે તેણે શહેરમા આવવુ અને (મરાઠાનો) અડધ હિસ્સો ઉઘરાવવા પોતાની જોડે મકાસદારને લઈ જવો. પોતે બાવીસમી તારીખે શહેરમા દાખલ થયો. દામાજીરાવનો પુત્ર ગોવીંદ રાવ વડોદરે જવા રવાના થયો. વીઠુનરાવ ને ભગવાન પેટલાદ મુકામેથી કૂચ કરી શહેરથી બાર કોસ દૂર આવેલા મહેમદાવાદ ગામે આવ્યા. ત્યાથી

ઝિલકદ માસની છવીસમી તારીખે ઉપડી ઝડપી કુચ કરી ઈદા નામે કસબાતી જે થામણા પરગણાનો મુખ્ય કારભારી થઇ બેઠો હતો તેને કેદ પકડવાના હેતુથી, તે પરગણા તાબે અલીણા કસ્બે દીવસનો આશરે એક પહોર વીતતા એકાએક (વગર ખબરે)આવી પહોચ્યા ને તેને ઘેરો ઘાલ્યો. આ બનાવની તથા તેમના મનમા શું હતું તેની ઈદાને ખબર પડતા તેણે કસબાતીઓની એક ટુકડીને તેમનો રસ્તો રોકવા તથા તેમને અટકાવવા મોકલી અને પછી પોતે શાણો અને અનુભવી હોવાથી નમ્રતા ને વિનયથી, એ બાબત વાતચીત કરી, તેનો નીવેડો આણ્યો, ને પંદર હજાર રૂપીઆ અને પોતાના છોકરાને જામીન તરીકે આપવાનું કબૂલ કર્યું પણ જ્યારે એથી વધારે રકમ માગવામા આવી, ત્યારે તે આપવાની પોતાનામા શક્તિ ન હતી, એટલે પોતે જમીનદારોનો હુન્નર (પ્રપંચ) વાપરી જાહેરમાં ઘણીજ આજીજી ને કાકલુદી, હા ને હું કરી, ઓછુ વધતુ કરવાની માગણી કરી, અને તેને તે બાબતમા રોકાએલો રાખી, આસપાસના, આજૂબાજૂના નજદીકના ને પાડોશના કોળીઓને પોતાની મદદે બોલાવ્યા. તેમણે તેની માગણી સ્વીકારી અને દરમાથી માથા બહાર કાઢી આવતા કીડીઓના ટોળા માફક આવવા લાગ્યા, અને મધ્યાહ્ન કાળ બાદ સુરજે આથમવા માંડ્યુ ત્યા (પાછલા પહોર) સુધી આવતાજ રહ્યા ઈદાએ હવે ફેરવી તોળ્યુ, અને લડાઇ કરવા માંડી. બંને બાજૂના થોડા માણસો મરાયા ને ઘવાયા, અને એમ કરતા દીવસ પૂરો થયો ભગવાનને બ્હીક લાગી કે શત્રુઓ વખતે રાત્રે હુમલો કરશે તેથી પોતાની લગામ ફેરવી ત્યાથી ચાર કોસ દૂર આવેલા મુંડા (મહુધા) કસબે જતા રહી ત્યા રાત ગુજારી, વખતને માન આપી શહેર તરફ આવતો રહ્યો. સંજોગ એવો બન્યો કે તેજ દીવસની આખરે કરાર મુજબ સરદાર મહમદખાન રાજપુર આવી પહોચ્યો ને બીજે દીવસે મુલાકાત કરવાનું નક્કી થયુ એટલામા મધરાતને વખતે ખરી કે ખોટી, તેને ખબર મળી કે બાપા ગણેશની છૂપી મતલબ તેને સંબધે કાંઈ જુદી જ હતી; તે ઉપરથી કાંઈ કપટ થશે એવો વહેમ આવવાથી પોતે રાત્રે ને રાત્રે તેજ વખતે બાદશાહીનગર જવા ચાલતો થયો. ગાયકવાડના ભાગની જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા દમાજીરાવ સોરઠ જિલ્લામા રોકાએલો હતો તે તેમાથી છૂટો થતા પાછો ફરી ધોળકે આવ્યો, અને થોડા દીવસ બાદ ગાયકવાડને મળવા વડોદરે ગયો. દામાજીરાવનો નાયબ ત્ર્યંબક મુકુંદ જે શહેરથી વડોદરે ગયો હતો ને ત્યાથી પાછો ફરી ઓગણત્રીસમી તારીખે આવ્યો. ઈશ્વરેચ્છાના લખનાર લેખકે મનુષ્ય કે

પશુ કોઈના પણ કપાળરૂપી પૃષ્ઠ પર નિત્યતાનો લેખ લખ્યો નથી, અવિનાશી દરજ્જો કોઈપણ પ્રાણીના શરીરને બક્ષેલ નથી અમરતાનો જ્વો શીવ્યો નથી કોણે આ સૃષ્ટિના મેદાનમા પગ મૂક્યો છે કે જેના અસ્તીત્વના ગ દિનો ઉશ્વાસ ને ફર્ષના વિનાશકે નાશ ન કર્યો હોય ? હમેશ ટકે એવી અમરતા અને અવિનાશની અનંતતા, આ બે સર્વ શક્તિમાન ને સમર્થ ઇશ્વર, જે હમેશા હતા અને હમેશા રહેશે, તેના (સ્વભાવના) વિશેષ ગુણો છે. "દરેક ચીજ જે જમીન ઉપર છે તે નાશવંત છે; અને તારા પરવરદેગારની ઝાત બાકી રહેશે કે જે મહીમા અને માનનો માલેક છે"

જે કોઈ દુનીયામા જન્મ્યુ તેનો નાશ છે જ,
જે કોઈ હમેશ સુધી ટકશે ને રહેશે તે તો માત્ર ઇશ્વરજ છે

દરેક પ્રાણીને મોતનો કડવો શરબત પીવોજ પડે છે, નીસ્તી (નાશ, મોત)ને રસ્તે ચાલવુજ પડે છે, જિંદગીની દોરી મોતની કાતરથી કપાવવીજ પડે છે, અને અસ્તીત્વના પોટલા નાશ (નીસ્તી)ના પ્રદેશમા જવા બાંધવા જ પડે છે, તેથી હવે જ્યારે બાનાજીરાવ પેશવાની જિંદગીનું ઘટિકા માપક યંત્ર છંનાછન ભરાઈ ગયુ હતુ, એટલે માળવા સૂબામાથી પૂણે પાછા ફર્યા બાદ બીમારીને ખાટલે પડી તે બીછાનાવશ થઈ ગયો દીવસે દીવસે માનસીક ને શારિરીક પીડા વધતી ને જોર પકડતી ગઈ અને ઇલાજ થઈ શકે, દવાથી સુધરે, એવુ રહ્યુ નહિ પવિત્ર ઝિલકદ માસની ઓગણી સમી તારીખે તેની જિંદગીનું સુદ્દઢ (ખજૂરીનું) વૃક્ષ પાનખર ઋતુના વાયરાથી ઉખડી પડયુ, અને પોતાના મુલક ને માલમિલ્કતમાથી શોક સિવાય બીજુ કાઇ સાથે લઈ ગયો નહિં.

જિંદગીની વાટીકા, કેવી આનંદદાયક (વાટીકા) થઈ પડે
જો માત્ર પાનખરના પવનથી બચે તો ?

પવિત્ર ઝિલહજ માસની બીજી તારીખે મેનાના સમાચાર લાવનાર (કાસદ) સારફને આ સમાચાર અમદાવાદ આવી પહોચતા, આખા સૂબામા તે જાહેર ને પ્રચલિત થઇ ગયા, અને રાજ્યવહીવટમા સંપૂર્ણ ગેરવ્યવસ્થા થઈ ગઇ. સડખોર કોળીઓએ બખેડારૂપી માથુ ઉચક્યુ અને વટેમાર્ગુઓને લુટવા તથા ગામડાઓ પર ધાડ પાડવા પોતાનો જુલમી હાથ લંબાવી મારામારી કરવા અને ઢોરો ઉચકી જવા મંડી પડયા એજ મહીનાની આખર તારીખે, ઘોડા આવી જઈ શકે એવી એક મ્હોટી ફાટ સારંગપુર ને કાલુપુરના દરવાજા વચ્ચે આવેલી શહેરના કોટની દીવાલમા પાડી પાડોશમાના તથા આસપાસના ઘરમાથી સ્થાવર જંગમ જે મિલ્કત હાથ આવી તે

તેઓ ઉપાડી ગયા. દીવસના ભાગમાં શહેરની બહાર ને રાતને વખતે શહેરની અંદર ધાડ પાડી યા ઘરમાં ખાતર પાડી, ઘર તોડી પાડવા (ઘરનો નાશ કરવા)નો ધંધો તેઓ કરતા રહ્યા છે. કચ્છના જમીનદાર રાજા લખપતે આજ સાલમાં જિંદગીનો સામાન બાંધી દીધો ( મરી ગયો ) અને તેની જગાએ તેનો પુત્ર કહેરસિંહ બેઠો.

## પહેલા પુસ્તકમાં આ પૃષ્ઠોને ( ઇતિહાસને ) સ્થાન આપવાનું કારણ

આ પૃષ્ઠો લખવા તથા નોંધવાની શરૂઆત કરતી વખતે મારી બિલ્કુલ એવી ઇચ્છા ન હતી કે કસ્તૂરી જેવી (સુવાસીત) લેખણીના ઘોડાને અત્યાર પછીના બનાવોના વર્ણનના મેદાનમા દોડનો થોડો વખત રોકી રાખવો, પરંતુ ઈશ્વરેચ્છા બળવાન હોવાથી—" ત્હારો પ્રભુ લોકોના ઇરાદા ભંગ કરવાનું જાણે છે ", એ સત્યપૂર્ણ સૂત્રાનુસાર વિધાતાના લખેલા લેખ મુજબ, સામ્રાજ્યના અંગ અસ્તવ્યસ્ત થઈ ગયા, કે જેને વિશે ટૂંકાણમા લખવામા આવ્યું છે અને આસફજાહને વજીરાત પર કાયમ રાખવા માટેના સુરજમલના બંડ ને ફિસાદ લખવાનું હજુ બાકી રહ્યું છે, તેમજ વિજયપતાકા સાથના સૌભાગ્વંતા બાદશાહના લશ્કરના આવવાનુ પણ, કોઈ અમુક સબબને લીધે ખલેલ પડવાથી, જેમ બાકી રહી ગયું તેમ લેખકની શક્તિમા પણ ખલેલ પડવાથી વિશેષ લખવાનું બાકી રહી ગયું છે. આને લીધે હવે પછીના બનાવોનું વર્ણન લખવાનું તે હજૂરશ્રી પોતાની કિર્તિ હજુ પણ વધારે અને ગાદીપર બીરાજમાન ન થાય ત્યાંસુધી મોકૂફ રાખ્યું છે. બુદ્ધિશાળી ને ડાહ્યા માણસો, ઉચ્ચ કક્ષાવાળા વિદ્વાનો અને સુભાષીત પંડિતો ( મુનશીઓ ), જેમણે સાહિત્યનો દરજ્જો ગગન સુધી ઉંચે પહોંચાડ્યો છે, તેમની નજર આગળ મ્હારામાં યોગ્યતા ન છતાં, મેં લખેલા આ અલંકારરહિત અને ભાષાની ગહનતાવિહિત થોડાં પાનાં મૂળાક્ષર શીખતા બાળકોના લેખ જેવા લાગશે. મારી અલ્પમતિની શી હીમત કે હું તેમના શિષ્યોમાંથી એક અલ્પમાં અલ્પ શિષ્ય ગણાવાનું પણ સાહસ કરૂં ? છતા એવા વિદ્વાનોની સમક્ષ આ થોડાં પાનાંને પહેલા પુસ્તક તરીકે રચી તૈયાર કર્યું છે. તે મહાન ઇશ્વિરની ઇચ્છા હશે, અને

તેણે ઉછીની આપેલી આ જીંદગી બાકી હશે, તથા દગારો, દુષ્ટનો પોશક અને અનિસ જમાનો જો પોતાની જાદુગરી ન વાપરતાં મારા મનને ચિંતામુક્ત રહેવા દેશે, તો તે સૌભાગ્યવંતા બાદશાહના મંગળ અને કલ્યાણકારી રાજ્યારોહણની માલના પ્રારંભથી બીજું પુસ્તક માંડી જમાનાના પૃષ્ઠપર લખવું શરૂ કરીશ. કેટલાએક છેવટના બનાવોને આ પુસ્તક જોડે સંબંધ હતો તેથી એમાં લઇ લીધા છે.

આ વાત અજાણી ન રહે

કે, મ્હેં જે પ્રતિજ્ઞા લીધી હતી અને પોતાને માટે જે જરૂરી અને આવશ્યક ગણ્યું હતું, એટલે કે બનેલા બનાવોનું વર્ણન લખતા, પોતાના કોઈ માણસ પ્રત્યે પક્ષપાત હોય અથવા અજાણ્યા પરત્વે ઈર્ષ્યાભાવ હોય, તો તે દૂર રાખી, દરેક કાર્ય જે રીતે થયું હોય ને દરેક બનાવ જે રીતે બન્યો હોય, તે જ રીતે લખવાં–અને એ વિશે આ પાનાંની શરૂઆતમાં ઈશારો પણ કરવામા આવ્યો છે–તે મ્હારી પ્રતિજ્ઞાને લીધે ન્યાયની દૃષ્ટિએ જોનારા તથા સત્યપ્રિય પ્રેક્ષકોને મારી વિનંતી છે કે–સત્ય કડુ હોય છે તે કહેણી મુજબ–કદાચ કોઈક વખત કોઈ લખાણ તેમને કડુ ( કડવું ) યા અપ્રિય લાગે તો તે તેમણે તેમના સાગરતુલ્ય અંતઃકરણમાંથી ક્ષમાના ભીના પાણીથી ધોઈ નાખવું ( તે કડુતા ને અપ્રિયતા દૂર કરી દેવા )

( લેખક રચીત )

ક્ષમાના પ્રકાશથી અંતઃકરણ પ્રકાશીત થાય છે,<br>
તેની ખુશબોવાળી લહેરીથી હૃદય ફુલવાડી બને છે<br>
ઈશ્વરને ક્ષમા વહાલી છે,<br>
ઈશ્વરને જે વહાલુ તેને તું પણ વહાલું ગણ.

મહેરબાની બક્ષવી તે ઈશ્વર પાસે જ છે. તે પેગંબર સાહેબ ઉપર હજારો હજાર દુઆ હોજો, જેની હિજરતના ૧૧૦૫ મા વરસના વિજયી સફર માસ–જેનો અંત ઈશ્વર શ્રેય ને વિજયમા આણો તે–ની દસમી તારીખે આ પુસ્તક પૂરૂં કરવામાં આવ્યું.



# પરિશિષ્ટ.



## SOME OBSERVATIONS ON THE "MIRAT-I-AHMADI."

By Diwan Bahadur, K M. Jhaveri, M A., LL B.



The Mirat-i-Ahmadi is a remarkable work; it gives a political and statistical history of the province of Gujarat from the earliest times upto the battle of Panipat (A D. 1761). It is considered very important from a historical point of view as the author narrates events of which not only was he an eye-witness, but in the happening of which either he, his father or his friends took part, and thus made history. The author is at special pains to observe "that he has summarised events of which he was an eye-witness free from doubt[1] and partiality, without favor or prejudice",

1. Dr. James Bird, who has translated what the author calls the Mukaddamah (Preface) in his History of Gujarat (A. D 1834), has not done so literally and has omitted certain passages and verses If the Preface were translated in its entirety it would bring out thĕ author's object in writing this history,—which in fact is but a part of a larger work,—much more plainly Dr Bird translates the words "Bi shāyabeh" and what follows, as "with care and attention"; but the author meant something more than that as would be gathered from the translation given here That it was so is borne out by what he states at the end of Part II, while finishing his labors. "May it not remain concealed that as he had promised and (also) considered proper and essential for his task that in narrating events he should abstain from showing favour to relatives and prejudice

(p. 13, Persian Text, Part I, Volume XXXIII. Gaekwad's Oriental Series), and therein lies its great value.

2. Although till His Highness the Maharaja Gaekwad's Government very generously undertook to bring out the whole work in its present shape (Volumes XXXIII, XXXIV, XLIII, L. Gaekwad's Oriental Series)-(and thus lay Oriental scholars under a deep debt of gratitude)-very few copies[2] -transcripts-of the book were available,-the larger number being full of errors, copyists' mistakes and incomplete,-writers on the history of Gujarat have not failed to make extensive use of it. No translation however of the complete work exists. Dr. Bird has translated a small portion of Part I, Sir E. C. Bayley has also made use of that portion. There is a Gujarati translation made by Pathan Nizamkhan Nurkhan of Part I (1913) and the *Khatimah* (1919). Part II however, which is by far the most valuable section of the Mirat, has not been translated into English[3] though

(=adāvat, ill-will) against strangers and (should) indite only that which had happened, truly and really," [he has done so] p 613 Persian Text, Part II, Volume XXXIV. Gaekwad's Oriental Series

2. See, as to some of such copies Dr. Bird's and Sir E. C. Bayley's Prefaces to their respective works and Sir J. Sarkar's Foreword to Vol XXXIV of the Gaekwad's Oriental Series.

3 The writer of this paper has translated the whole of Part II into Gujarati and it is being published by the Gujarat Vernacular Society of Ahmedabad. The first two hundred pages are already out.

Mr. Seddon promises "to attend to it later on". (p. xii Foreword, Supplement; Volume XLIII. Gaekwad's Oriental Series). All the same, it has been extensively utilised for the contents of the different volumes of the Bombay Gazeteer, (Volume I, Part I, and also those relating to Ahmedabad, Surat and Cambay),—the basis being Col. Watson's translation of a large part of it. William Irvine in Later Mughals, has also based a large portion of chapter VIII, Vol. II, Mahrattas in Gujarat, pp. 155-215, sections 47 to 68 (ed. of 1922, edited by Sir J. Sarkar) on this part of the Mirat.[4] Sir J. Sarkar has also

4. This excellent summary suffers in places on account of the inaccurate text from which it was made, and also from want of knowledge of the correct names of places and men referred to in the original For instance—

(i) on p 175, Vol. II, the name of the manager is more probably Navnidh Rai, and Bharmal is the Faujdar of Dholka and not Duraha. This mistake of calling Dholka Duraha is repeated all throughout. See pp 197 and 210 Patia is the agent of the Zamindār (Thakor) of Jhabwa as correctly surmised by Sir J Sarkar and not Jhalod,

(ii) on p 177 it is the Kankariya Talav (= tālāb, a lake) that is meant by Tal which should read Tālāb, the usual camping ground of armies approaching Ahmedabad;

(iii) on page 181, Basu is the town of Vaso near Petlad;

(iv) on p. 183, the fine referred to as "babura" is the Gujarati word "Vero", which on account of the interchange of the letters "b" and "v" is written Bero misspelt Beejorah. It is Bero = Vero, a tax;

(v) on p. 192, Gangadin should be Gangadas. Din as a suffix is used in North India, while Das is used in Gujarat;

made great use of it in his various works. The part containing the *Khatimah*–concluding portion–is translated into Gujarati by the same Mahommedan translator as of Part I and into English by Syed Nawab Ali and Mr. Seddon and published as Volume XLIII of the Gaekwad's Oriental Series.

3. The Gujarati translation of the *Khatimah* suffers from all the faults of an incorrect original text. The later–English–one is indeed of a very high order, but as "in parts the original has been freely rendered, and in parts it has been condensed" (p. xiii, Foreword), it does not offer as much help to the general public as a close or literal translation would. A curious example of this drawback came to the notice of the writer of this paper a couple of years ago. Government wanted to acquire and declare by the help of the Civil Court the private property of a certain gentleman, an ancient monument under the Ancient Monuments Preservation Act (VII of 1904) in the city of Ahmedabad, and had issued a notification for that purpose, pointing out that the property was the same as that described on p. 31 of the Mirat-i-Ahmadi, *Khatimah* (Fateh-ul-Karim Press Edition), viz., the tomb of Shah Ghazni near the Raikhad gate. The party affected contended that the property he possessed was on Jamalpur road and not a tomb but a Roza, and that therefore the notification would not apply to him. The writer was asked to make a

(vi) on p. 198, Chandula is really Chandola;

(vii) on p. 207, Durgai Khan Gujarati is Darya Khan Gujarati.

translation of the various relative passages bearing on the question, that is, those relating to Shah Bhikhan, Shah Ghazni and Shah Aliji. It was pointed out to him that two translations, one in Gujarati and the other in English, already existed and a fresh translation was not necessary.

The writer was told in reply that the Gujarati translation was not reliable,[5] and that the English translation omitted certain things,[6] and moreover was very general. The passages required were those on pp. 39,40,65, of the Persian Text Vol. I, corresponding to pp. 37, 43, 57 of the Supplement, Vol. XLIII of the Gaekwad's Oriental Series.[7]

4. It is indeed very gratifying to see that the particulars so laboriously gathered by the author–who by instinct was a chronicler–nearly two hundred years ago bearing on this part of

5 The mistake pointed out was on p 69, to the effect that while giving an account of Shah Aliji, in appreciating his Diwan (verses) it was really compared to that of Shaikh Maghrebi, but the Gujarati translation gave the name of Shah Ghazni in its place

6. For instance in giving the account of Shah Aliji (p 57) the name of the locality where his tomb is situated, which is definitely given as Raikhad in the Persian Text, has been omitted There is a printer's mistake, in so far as Shah Ghazni is printed as Shah Ghazi. There is a further mistake in reading Gaondhani, owner of a village as Kanudhani really speaking the Kāf should be read as Gāf, it would then be Gaon=Gām, a village.

7. Shah Bhikhan's burial place in the Persian Text is shown to be on the south of the city and not on the west as translated in the English version.

the subject matter of his treatise should be utilised in a British Indian Court of Law in support of one's claim, as reliable and authentic.

5. Neither in style nor in elegance of language could the Mirat be compared to the well-known standard historical works like the Rauzat-us-safā or the Habib-us-Siyar. The language is not the language of a writer born and bred in Persia. It is that of one, who though a scholar and a close student of Persian, has still not been able to shake off the influence of the language spoken round about him, and has therefore got affected,-may be imperceptibly-by the Hindustani idiom, the turn and phrases of that language. Indeed, to one who has read the above mentioned standard works, it takes some time and study to make oneself familiar with the style and idiom of the author of Mirat. This was, however, inevitable. Even, Ferishta has not been able to steer clear of it.

6. In addition, the factor common to all such writers-padding the text with verses, making the style stilted-what Dr. Bird calls "laboured"[8]-by a number of quotations from the Holy Book, (Koran) is not absent from this work.

7. The same learned translator-Dr. Bird-in his estimate of Mahommedan historians mentions the fact, that "they generally tire the patience

8. "His style is more laboured and verbose than that of most Mahommedan historians." p 3. of the Preface, Dr. Bird's History of Gujarat. As to the verbosity, it is rather less than what is found in others.

of the reader by too minute a detail of sieges and battles, of murder and intrigue, without relieving the fatiguing sameness of their narratives, by the more pleasing and instructive accounts of individual character, of the policy and domestic manners of a people".[9] He, however, exempts and rightly exempts, the author of the Mirat from "this general censure".[9] Though in some places his narrative reads like a page from the present day Government Gazettes announcing transfers of officers–Imperial and Provincial–from one place to another or their appointments (e. g., pages 3 and 4 of Part II. Volume XXXIV, Persian Text, Gaekwad's Oriental Series), on the whole the story is so well told that it presents a vivid picture of the events and incidents related. As an instance, take the two important events in the chronicle of affairs at Surat, one being the ambitious schemes of the millionaire, the Merchant Prince, Umdat-ul-Tujjār Mulla Mahommed Ali, for founding a fortified town of his own near Surat, and the ultimate sad end, both of the schemes and himself, and the other the ambition of Syad Achhan, its nominal Governor, and the part played by the members of the English factory at Surat. The narrative is detailed but *not fatiguing. Indeed it is so well told that it* reads like an interesting story.[10] Further it is

9. Page 1 of the Preface, Dr. Bird's History of Gujarat.

10. It was the writer's intention to give extracts in support of the statement from the text, but fearing that it would make the paper very long he has refrained from doing so.

authentic; the authenticity of the latter incident can very well be established by a comparison of the incidents as set out by the author with those set out in the correspondence now published of the Company's local officers at Surat with their Chiefs at Bombay and in England.

8. Similarly for those incidents which relate to the Marathas, the authenticity of each and every one of them can be tested, and its accuracy found out by what is found in the ample materials now available as to the history of those times, in the published Marathi Records, Bakhars, &c. relating to those early days of their rule.

9. In numerous places the narrative is distinguished by the human touch: the author does not write from a stranger's detached point of view. He lived in Gujarat, and felt for Gujaratis and suffered with them. In narrating the levy of unfair and oppressive taxes (Vero) at the hands of the Subas, Hindu and Mahommedan, he laments the fate of the inhabitants feelingly and distributes blame equally between the Hindu and the Mahommedan Hākem. Narrating the advent of the Marathas, he very feelingly sums up the situation in one sentence, viz., that from that date onward they established themselves in Ahmedabad [Gujarat] and never quitted it.

10. The spirit of impartiality which he considers to be the keystone of the edifice of his work has been on the whole very well preserved by him in his narrative. Whereas in other his-

tories one would find Hindus called *Kafirs* (infidels), *Jahhāl* (ignorant people) &c, the author of the *Mirat* has been very restrained and considerate in his language, and never once loses sight of the principle laid down by him. Even when he talks, in describing the severe famine of A. D. 1732, of the Marwadis purchasing for a trifle, men and women belonging to the higher classes of Mahommedans, with a view to remove them to Jodhpur and convert them to Hinduism, in retaliation of Hindus having been captured and taken away from Jodhpur for being converted to Islam in the time of Emperor Aurangzeb[11], he takes care to see that not even one harsh word escapes him.

11. Very few Mahommedan authors give such details as the author of the Mirat does, as to the why and wherefore of the composition of their book. Dr. Bird has translated the autobiographical part of the Preface giving the genesis of the writing of the book. Unfortunately it is not a translation of the entire Preface and not even a close translation. For this reason the full force of the author's object is not brought out. It seems he had written a far more ambitious work comprising not only the Rules and Regulations of the Finance and Revenue Departments of the Imperial and Provincial Governments but also a treatise solving the riddle of the difference between the Fasli and the Hijri eras, and in the elucidation

11 Page 146, Volume XXXIV Persian Text, Gaekwad's Oriental Series

of which he had passed long sleepless nights—[12] burnt the proverbial midnight oil; in addition he had narrated the political history of the Province. It details also the difficulties he had to contend with in collecting the materials for his work, and specially the death of Mithalal Kāyastha, whose valuable services were lost to him when most wanted. He narrates as to how he had to content himself with a restricted field of work, which did not give full play to his aspirations, resulting in the production of the present Chronicle. Concluding the historical part of his work,[13] he writes that he is conscious of the short-comings of his work, and that he would have liked to proceed further after narrating the events relating to the movements of Surajmal Jat, and that if God granted him life and that if he could procure peace of mind, he would write out a second volume commencing with the accession to the gadi of the then auspicious Emperor of Delhi. But apparently that was not to be.

12. He was a poet himself and in the body of the book one comes across verses composed by him. He was a deep student of Koran, and well-versed in mathematics also. His zeal for learning was so keen that he never missed tapping any source of information which would add to his stock of knowledge. Folklore he did not

12. P. 10. Part I. Volume XXXIII. Persian Text, Gaekwad's Oriental Series.

13. P. 612 Part II. Volume XXXIV. Persian Text, Gaekwad's Oriental Series.

despise and the contents of the Volume of *Khatimah* (Volume L of the Gaekwad's Oriental Series) speak most eloquently as to how vast must have been his reading and how vast the number of persons from whom he must have collected information embodied in that compilation

13 Though out of modesty he styles himself at the end of his work[14] a "*hichmadan* -an ignoramus,-the opinion of all those who have gone over the three sections of his work, would undoubtedly be that he is fit to stand in the ranks of the best Indian historians of India as their equal, and that his historical sense and ability were in no way inferior to those of any of them

---

14 P 612 Part II Volume XXXIV Persian Text, Gaekwad's Oriental Series.

# સૂચી

## સ્થળ સૂચક

# સૂચી

## નામ સૂચક